# અનુક્રમણિકા





જવાબદાર સેવક:—શ્રી નંદલાલભાઈ અજમેરા ઠે: ગીરધરનગર સીસાપરી-અમદાવાદ.

કુલ સભ્યો:—અત્યાર સુધીમાં આ વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ સહાયક સમિતિના કુલ્લે ૧૮ સભ્યો નોંધાયા છે જેમનાં નામો નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| [૧] | શ્રી નંદલાલ દેવચંદભાઈ અજમેરા | [૧૦] | ,, સોમાભાઈ ભરવાડ |
| [૨] | ,, છોટુભાઈ વસનજી મહેતા | [૧૧] | ,, સુરાભાઈ પુનાભાઈ ભરવાડ |
| [૩] | ,, ઉત્તમલાલ હીરચંદ ગોસળીઆ | [૧૨] | ,, અભયસિંહ કવિ |
| [૪] | ,, દામોદરભાઈ દયારામ ભાવસાર | [૧૩] | ,, જયકાંત કામદાર |
| [૫] | , દશરથભાઈ મોહનલાલ ઘાંચી | [૧૪] | ,, નાનચંદભાઇ |
| [૬] | ,, રણછોડભાઈ પુનાભાઇ ગોરજ | [૧૫] | ,, વાડીલાલભાઈ |
| [૭] | ,, ભાઈલાલભાઇ પટેલ | [૧૬] | ,, કાશીબેન છોટાલાલ મહેતા |
| [૮] | ,, ત્રિકમલાલ વૃજલાલ પટેલ | [૧૭] | ,, મણિબેન |
| [૯] | ,, મગનલાલ દેવકરણ વોરા | [૧૮] | ,, મીરાંબેન |

## સભ્ય થવાની લાયકાત.

આ વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ સહાયક સમિતિના સભ્ય થવાની લાયકાતમાં એટલું જરુરી છે, જે પોતે વિશ્વવાત્સલ્યની ભાવનામાં માનતો હશે, અને એનું આચરણ એ ભાવનાને અનુરૂપ બનાવવા માટે પ્રયત્નશીલ હશે. એટલે કે વિશ્વવાત્સલ્યને ઉદ્દેશીને લખાયેલા વ્રતો તરફ શ્રદ્ધાળુ હશે. દરેક ધર્મનાં સત્યાંશોનો સ્વીકાર કરવો એ ભાવનાનો મુદ્રાલેખ છે.

લવાજમ:-આ સહાયક સમિતિના સભ્ય થવા માટેનું લવાજમ એ મુજબનું નક્કી કરવામાં આવ્યું છે, જે દરેક સભ્યો પોતાની નીતિમય કમાણીમાંથી અમુક રકમ દર વર્ષે આ વર્ગના જવાબદાર સેવકને પહોંચાડે.

નોંધ:—આ વર્ગમાં દાખલ થયા પછી એ સભ્યે પોતાની કમાણીમાં નીતિનું તત્વ જાળવવું પડશે. એટલે કે એ તરફ એનું મુખ્ય દૃષ્ટિ બિંદુ રહેવું જોઈએ. નીતિને ધ્રુવકાંટો ગણવો. એ લક્ષ રાખવા છતાં ગફલતથી યા સંજોગાધીન અનીતિ થઈ ગઇ હોય તો એ પોતે પાપના પ્રાયશ્ચિત રૂપે પોતાનો હિસ્સો આપે.

## કાર્યની રૂપરેખા

આ વિશ્વવાત્સલ્યની ભાવના પ્રચાર માટે જે "વિશ્વવાત્સલ્ય" હસ્ત લેખિત અંક તૈયાર થાય છે, તેની કોપીઓ દરેક સભ્યોને મળી શકે એવો પ્રબંધ કરવો, કે જેથી દરેક સભ્યો આ ભાવનાથી જ્ઞાત રહે, અને તેઓ આ ભાવનાનો પ્રચાર કરે.

આ ઉપરાંત "ભાલનળકાંઠા" કે જે આપણી આ ભાવનાના પ્રચાર માટેનું હાલનું કાર્યક્ષેત્ર છે. તે માટે જોઇતો પ્રચાર કરવો. તથા ભાલનળકાંઠા અંગે જે ઔષધાલય તથા જલસહાયક સમિતિનું જે કાર્ય ચાલી રહ્યુ છે; તેમાં સક્રિય સાથ આપવો. તે ઉપરાંત રાહતકાર્ય અને સામાજિક સુધારણા પ્રત્યેનું લક્ષ પણ એટલુંજ જાગૃતિ પૂર્વક રહેશે.

ફંડનો ઉપયોગ:—આ સહાયક સમિતિ પાસે જે ફંડ એકઠું થાય તેનો ઉપયોગ ઉપલા કાર્ય માટે કરવાનું નક્કી કરવામાં આવે છે.

## નામ અને સ્થળ પસંદગી.

"વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ" એ નામ તો છેવટે અમદાવાદમાંજ પસંદ કરાયું. ધર્મદૃષ્ટિએ સમાજ રચના અને ભાલ નળકાંઠામાં ચાલતું કાર્ય એ એની પાછળ વિષય હતો. પરંતુ 'વિશ્વવાત્સલ્ય સંઘ' નું જે આ બધાંની પાછળ ધ્યેય છે. તેને અનુલક્ષીને વિશ્વવાત્સલ્યનું ચિંતન આ વર્ગનો મુખ્ય વિષય બને તેમ હોઈને વર્ગનું નામ વિશ્વવાત્સલ્ય ચિંતક એ નિશ્ચિત થયું. સ્થળો માટે વાવઝપુરા, સાણંદ, ગૂંદીમહાદેવ, અરણેજ, બકરાણા ખાસ હતાં. તેમાં બકરાણા પ્રથમ અને છેવટે નક્કી થયું. બકરાણાની પસંદગીમાં એક કારણ એ હતું કે તે જયંતની જન્મભૂમિ અને જયંતનું એની રીતનું* વર્ષીતપનું ત્યાં પારણું થાય એવી એની ઈચ્છા હતી. વૈશાખ સુદ ૩ ત્રીજનો એ સમય હતો. વિહાર વગેરે બધો કાર્યક્રમ જોતાં તે સ્થળ વધુ અનુકૂળ હતું, એટલે પારણા માટે અલગ સ્થળ અને વર્ગ માટે અલગ સ્થળ લેવા કરતાં પારણા અને વર્ગ બન્નેનું સમય જોડાણ થાય તો ખોટું નથી. (જો કે વર્ષી તપની રૂઢિમાં મને ખાસ રસ નથી પણ એનો મુખ્ય એ કરે અને એની પાછળ કંઈક ઉદ્દેશ કે દૃષ્ટિ હોય તો રસ લેવો ઘટે. જયંત જેવો માણસ તપ તરફ પ્રેરાય એ વળી વધુ પ્રેરક બને. જયંત વાવઝપુરા ચાતુર્માસથીજ (વાડીભાઈ જમનાભાઈને નિમિત્તે) પરિચયમાં આવેલો. દિવસે દિવસે તે વધુ પરિચિત બનો ગયો, ભવિષ્યમાં તે પતિ પત્ની બન્નેને ભાલ નળકાંઠા કાર્ય અંગે ઉપયોગ કરવાની ઈચ્છા રહે છે.)

બકરાણાની પસંદગીનું એક સહગામી કારણ એ પણ છે. બકરાણા કમિજલા આડતિયાનું એક ગામ, કમિજલા અખાડાનું ધાર્યું પણ પ્રથમથીજ ઉપાડ હતી. અને પાછળથી સાવ તૂટી ગયું. તેને ફરી પુનર્જીવન આપવાની દૃષ્ટિ હતી. કમિજલા આડતિયાનાં થોડાં ઘણાં ગામો ફરી પછી વિરમગામ ચાતુર્માસ માટે જવાનું હતું, ચાતુર્માસ વિરમગામનું કરવા પાછળ એ આડતિયાના સંપર્ક ઉપરાંત તાલુકાના સેવકો અને આગેવાનોનો પરિચય સાધવાની દૃષ્ટિ પણ છેજ, એટલે આ બધું અનુકૂળ હતું.

પ્રિય છોટુભાઈની ઈચ્છા વાવઝપુરા બેસવાની હતી તે દૃષ્ટિએ ત્યાંનું આકર્ષણ હતું. હાલ તુરત તેઓ આજના વાનપ્રસ્થની કલ્પના કરીને સંકલ્પ લઈ સાણંદ બેઠા છે. હવે તેમનું વાવઝપુરાનું આકર્ષણ સાવ ઊડી ગયું છે. આ આકર્ષણગમનનો મુખ્ય નિમિત્ત હું છું. હવે તેઓ ત્યાં બેસવા કરતાં સવાયું કરી બતાવે તો તો એ નિમિત્ત દોષપાત્ર નહિ બને. નહિ તો જરૂર દોષપાત્ર ગણાય.* જયંતનો બકરાણા નરીન આગ્રહ પાછળ પ્રથમ મોહ હશે ખરો, પણ પછીથી તેણે તે આગ્રહ છોડી દીધેલો.

---

* એની રીત—જે પ્રમાણ એટલા સુધી સુધારો છે કે, વર્ષીતપમાં છેવટે ઘણા વખતથી તેઓ "રામ પક્ષી" [illegible] તેઓ આ પહેલાં [illegible] હોય, અને [illegible] એટલા [illegible] કરતા [illegible] ઉપયોગ પણ કરેલો. [illegible] મને કંઈક સ્મૃતિ છે. [illegible] પ્રમાણે [illegible]

* [illegible]

છવાયી હતી અને સભાગૃહમાં તથા ભોજનામયના કાર્યક્રમમાં સમયસર આવવુ એ તેમને માટે વળી વધુ ત્રાસદાયક હતું. જોકે મારો નિયમિતતા તરફનો આગ્રહ જોઈ ઠીકઠીક બધાએ જાળવવા મથતાં પરંતુ પૂરતો સંતોષ તો અદેમિંગભાઈ, અભયસિંહભાઈ જેવા અનુકુળ આપી શકતા. ભાઈઓ અને બેનોમાં પાછળથી જરા ઠીક ધ્યાન અપાયેલું. હવેના અવસર માટે બેનો સારુ એક સ્વતંત્ર (અલગ) કેંપની સગવડ વિચારવી પડે છે—જોઈએ છે.

આવા ત્રાસમાં મુંબઈવાસીઓને સારી પેઠે તવાવુ પડ્યું. તારાબેનને તો વર્ગનો કશોજ લાભ ન મળ્યો અને બાળકની માંદગીને લીધે વચ્ચેથીજ જવું પડ્યુ આ વિશે જયંતે પોતાની દિલગીરી વ્યકત કરી હતી. છેવટે અધૂરમાં પૂરું વર્ષની પૂર્ણાહૂતિને આગલે દહાડે તો વિજળીના ઝાટકા અને તોફાની વૃષ્ટિએ માઝાજ મૂકી તંબુઓ ઉડાડી મૂકયા. બોડાં પીછાં નાખ્યાં. બેનો, માતાઓ અને બંધુઓએ તંબુ પકડીને સુરક્ષિત રાખ્યા. અનૂપ બેન પર તો ઠીક ઠીક વીતી પણ તુરત જ ગ્રામવાસી તથા વર્ગ બંધુએએ મળીને વ્યક્તિઓ અને વસ્તુઓ વગેરેને વ્યવસ્થિત કરી નાખ્યાં. તે રાત્રિએ તૂટેલા તંબુઓ ધરતીકંપનાં વિરલ દશ્યો સમાં બની ગયા હતા.

આ બધું છતાં સંપૂર્ણ સફળતા એ દષ્ટિએ કે બકરાણાએ પ્રિય રવુભાભાઈના સુપ્રયત્નથી લગભગ ગામના મોટા ભાગે પ્રતજ્ઞા લીધી. આ પ્રતિજ્ઞાવિધિની રાત્રિએ શ્રી રવિશંકરભાઈની હાજરી હતી અને સત્યનારાયણ વ્રતનું તેમણે આ પહેલાં સત્ય ટેક રૂપે મધુર રહસ્ય કહ્યુ હતું વ સેવાસે ફરીને પણ રવુભાભાઈએ દારૂ, માટી, શિકારનાં મહાવ્યસનો અને ચા, બીડી વગેરે ઉપર સારો પ્રતિજ્ઞાનામેનો ખરડો તૈયાર કરાવ્યો. છબાસરમાં શ્રી જામભાભાઈએ કહેલું 'બકરાણા આવો ત્યારે વાત' એ યાદી અપાઈ અને તેમણે પહેલ કરી ત્યાર બાદ આ બધું થયું ×

રેથલ કદુકાનાં સ્નેહ સ્વાગત આ વર્ગ નિમિત્તે મળ્યા ત્યા પણ રવિશંકરભાઈ સાથે જ હતા. રેથલ, કદુકામાં પણ પ્રતિજ્ઞાધારીઓના નામ નોંધાયા. રેથલમાં તો એક દારુના હરેડ વ્યસની અને વેચનાર ભાઈ પણ પ્રતિબદ્ધ થયા. રેથલના પથુભાભાઈએ અવાર નવાર જે રસ લીધો ને સ્વાગત ચખાડ્યું તે ઉલ્લેખ પાત્ર છે. રેથલના પથુભાભાઈ અને બકરાણાના રવુભ ભાઈનાં આ દિશાનાં ઉત્સાહ અને કાર્ય તથા બકરાણા વગેરેએ પ્રતિજ્ઞા બાબતમાં આપેલો જવાબ એ બકરાણાની મહાન સફળતા મને લાગી છે.

વર્ગના ભાઈ બેનો પૈકી પણ કેટલાંક વિરલ સંભારણા રૂપ થઈ પડયાં જેની પાસેથી આટલી આશા જ ન કલ્પાય તેમણે બહુ આપ્યુ તે રીતે પણ સારી સફળતા ગણાય, એટલે વિશ્વવાત્સલ્ય ચિંતક-વર્ગના મંગળાચરણ તરીકે પણ એ સફળ થયુ. જાણે વિશ્વવાત્સલ્યસંઘનો પાયો જ નખાઈ ચૂકયો! જોકે હજૂ સંઘના સભ્ય તરીકે કોઈ જ ન ગણાય અને અત્યારે એ સભ્યની નોંધણીનો એ સમય પણ પાકયો ન ગણાય, છતાં આશાકિરણ પ્રગટયું જરૂર કહી શકાય.

---

× જો કે હવે તો આ ભાઈએ પ્રતિજ્ઞા તોડી નાખી છે.

અમે તા. ૧૩ મીના ત્યાં પહોચ્યા. વર્ગમાં દાખલ થવા આવનારાં ઘણાખરાં ભાઇ બેનો તે દરમ્યાન આવી પહોંચેલાં તે તથા ગ્રામજનો સામે આવ્યા હતા. ગ્રામજનો ભજન મંડળી સમેત આવેલા. એમનું સ્વાગત જોઈ મને થયું કે આવું કશું જ બકરાણા માટે મેં કે જયંત અથવા બીજા કોઇએ કર્યું નથી. આ સ્વાગત લીધા પછી જવાબદારી વધે છે. અને તેનો જયંતને ઇશારો કર્યો.

તે દહાડે જતાંની સાથે ગ્રામજનો સમક્ષ " આ સ્નેહ અને હવે પછીની ફરજ અંગે " પ્રવચન થયું. નિવાસ વિશેષે કરીને દરબારની હવેલી ઉપર રહેલો. સ્થળો વગેરે જોઈ લીધાં, રાત્રે જાહેર પ્રવચન થયું.

બીજે દહાડે પ્રભાતે ૮ વાગે જયંતના પારણાનો સમય હતો તેણે આમ્રરસ આદિથી પારણું કર્યું.

વર્ગ સોમવાર તા. ૧૪-૫-૧૯૪૫ ની સાંજના ૪ થી ૫ વચ્ચે શરુ થવાનો હતો. સવારના પ્રાર્થના પછી પ્રાસંગિકમાં ઋષભદેવના અનુકરણે ઉપજેલા વરસીતપને લગતું કહેવાયું હતું. ૯ વાગે જયંતે વરસીતપનું મૂળ અને પછીના અનુભવો વર્ણવ્યા.

વરસીતપની શરુઆત પહેલાં તેમણે મને પૂછ્યું નહોતું પણ પછી મને ખબર મળતાં મેં કસોટી મૂકી અને પછી તો પૂર્ણ કરવાનીજ પ્રેરણા પાયેલી. એમણે સાથે સાથે કહેલું કે જ્યારે તાણ પડે તેવું લાગે ત્યારે જરાય સંકોચ વિના ઉપવાસ મોકૂફ રાખવા દેવાની સંમતિ સાધેલી.

તેણે ભારે નિખાલસ ભાવે મારા પરિચયથી માંડીને વ્રત દરમ્યાનનું અને પહેલાંનું બ્યાન કર્યું એવી મારા મન પર છાપ પડી છે. ગદ્ગદિત દિલે તેણે પોતાની પૂર્વ જીવનની ત્રુટીનું પણ પ્રદર્શન કર્યું. આશ્રમજીવનની પણ વાત કરી. વ્રતથી જે આંતરિક લાભ થયો તે પણ કહ્યું. હવે પોતાને પરિગ્રહનો મોહ નથી એમનો એ પણ કહ્યું. આપણે ઈચ્છીશું કે કયાંક ઉતાવળ, ક્યાંક ઉગ્રતા અને ક્વચિત ચિત્તની અવ્યસ્તતા દેખાય છે તે દૂર થઈ જાય ! આ પછીથી આવેલા ભાઇ બેનોનો પરિચય જયંતે અને કોઈએ વળી આપમેળે કરાવ્યો. દેવેન્દ્રબાળા વિષે પરિચયપૂર્તિ મેં કરી. દેવેન્દ્રબાળા અને જયંતના મારી સાથેના પ્રથમ રણાપુર વાર્તાલાપ વખતે જ દેવેન્દ્રબાળાની વિચાર રજૂ કરવાની સ્પષ્ટશૈલી અને વસ્તુના ગર્ભને સમજવાની તેની કુશાગ્રબુદ્ધિની મારા મન પર છાપ પડી છે. મેં એને પત્રોમાં ચિરંજીવિની એ વિશેષણ પણ વાપરેલું છે. જયંતને માટે એ પૂર્તિની ભૂમિકા ભજવી શકે તેમ છે. જો એ બન્ને સંયમલક્ષી જીવન આરપાર ગાળે તો સભ્યતા ફળતાં વાર નહિ લાગે.

ગૃહમાતા તરીકે બેન મણિબેન હાલ વિજાપુરવાસીની વરણી થઈ. બીજાં બેનોને ગૃહમાતાના શિસ્ત ખાતરનાં વચનોને પાળવાની સૂચના અપાઈ. વ્યવસ્થાપક વગેરે પોતે એક નમ્ર સેવક છે એ ખ્યાલ એમણે ન ચૂકવો અને વર્ગના સભ્યોએ તેમના નમ્ર હુકમને શિસ્તખાતર પૂર્ણ વફાદાર રહેવું વગેરે વાતો થઈ.

બપોરના શરુઆતમાં જયંતે વર્ગની પહેલાં અને સ્થળ વિષેની વિગતો કહી જેનો ટૂંક સાર મેં જ અગાઉ આપી દીધો છે.

દપુજી ભાઇએ તો શ્રુતિતોફાનના દિને કટોકટીને વખતે પણ જાત મહેનતનો સ્વાદ લીધો હતો તે હકીકત આશાસ્પદ છે. ગામે વર્ગનાં ભાઈ બેનોને મકાન, સગવડ, ખાટલા અને બીજાં સાધન સગવડો ભાવપૂર્વક આપી ગામડાનું આતિથ્યસદર્શન જીવંત કરાવ્યું છે.

બકરાણામાં વાંટા અને તળપદ બન્ને વિભાગોના દરબારો છે. તે દરબારોએ પ્રતિજ્ઞાવિધિનું જે ભાતું બંધાવ્યું તે ગુરુવાર તા. ૧૭-૫-૪૫ની રજની ખરેજ સૌને સ્મરણીય રહે તેવી હતી. દરબારવાસમાં બેનોએ પણ ભિક્ષાચરીની સાથે ચા, ડુંગળી, છીંકણી અને એવી પ્રતિજ્ઞા લઈને સ્નેહવાત્સલ્ય પાયું જ હતું.

દારુ માંસ માટે બકરાણા લગભગ વગોવાયું હતું. હવે આ માર્ગે વળ્યું એ અદ્ભુત છે. બીજાં ગામો પર પણ આ વાતની સારી અસર પડી છે. આપણે ઇચ્છીશું કે પ્રતિજ્ઞા પાલનનું તેમને બળ મળે! અને મર્યાદિત મુદતની લીધેલી પ્રતિજ્ઞાને લંબાવી રાખવાની તત્પરતા જાગે!

## વર્ગના કાર્યક્રમનો સમય

સામાન્ય રીતે પ્રભાતે ૬ થી ૬॥ પ્રાર્થના તથા પછી (કોઈ દહાડાનો અપવાદ બાદ કરતાં પ્રાસંગિક કહેવાતું સવારના ૯ થી ૧૧ નો કાર્યક્રમ રહેતો; સાંજના ૪ થી ૬ નો રહેતો ને રાત્રે પોણાનવે પ્રાર્થના શરુ થતી. પ્રાર્થના પછી ગામમાં કે સભાગૃહમાં પ્રવચન આદિ કાર્યક્રમો રહેતા. સભાગૃહમાં ૧૦॥ પહેલાં કાર્યક્રમ આટોપાય એ આગ્રહ પ્રાયઃ રહેતો. કાર્યક્રમમાં પર્યટનદિન અને બીજાં ખાસ કારણો સિવાય લગભગ દરરોજ ૬ થી ૭ કલાકની વચ્ચેના સમય જેટલો વખત લેવાયેલો.

## પ્રાર્થના અને પ્રવચન

પ્રાર્થના ગળાને આરામ રહે તેટલા પૂરતી પ્રાયઃ નંદલાલભાઈ, જયંત, મીરાંબેન, બચુભાઇ વગેરે બોલાવતા, "ધર્મ અમારો એક માત્ર એ" એ પ્રાર્થના ખરેજ પ્રેરણાપ્રદ બનતી, અને એમાં ખૂબ રસ પડતો. આ સાથે એ તથા મૈયાગીત તથા બ્રહ્મચર્ય જપ છે. પ્રથમ બોલાતાં વ્રતો, પ્રચલિત મહાધર્મોને યાદ કરતી સર્વધર્મ પ્રાર્થના, અને આ પ્રાર્થના વિશ્વવત્સલ સંઘના આદર્શ માટે નિત્યની બન્ને વખતની દીવા-દાંડી રૂપ છે.

વિશ્વવત્સલ ચિંતક વર્ગને ઉદ્દેશીને સત્તર સમયોમાં સત્તર વિષયો પરત્વે કહેવાયું છે તેમાં "માલિકી હક્ક મર્યાદા વ્રત" પર બે સમયે કહેવાયું છે, ત્યારે વિશ્વવાત્સલ્ય અને સત્શ્રદ્ધા બન્ને પરત્વે એક સમયમાં જ કહેવાયું છે. આમ મેળ મળે છે.




(૪) ધર્મને અને સમાજને લાગે વળગે નહિ તે માન્યતા ખોટી છે.

(૫) એનાં પ્રત્યક્ષ પ્રમાણરૂપ ભાલનળકાંઠામાં ચાલતા આપણા પ્રયોગનું પ્રત્યક્ષ ઉદાહરણ.

બાકીનાં બાર પ્રવચનો એ સંઘના વ્રતો છે. એ વ્રતોના મુખ્ય ત્રણ વિભાગ અને બાકીના પેટા વિભાગ છે તે મુખ્ય ત્રણ વિભાગમાં સત્ય શ્રદ્ધા, બ્રહ્મચર્ય, અને માલિકી હક્કમર્યાદા એમ ક્રમ લીધો છે. અને પેટા વિભાગોમાં વચ્ચેનું પહેલાં અને જમણાં ડાબાં પછી લીધાં છે. આ પ્રવચનમાં પણ અવાર નવાર કહેવાયાં છે. અને પ્રાયઃ સારી પેઠે અહીં પણ લખાણમાં લીધાં છે

ઉપરના નકશામાં રાત્રિભોજનત્યાગ એ વ્રતની નિશાની પરથી જ વાચક કળી શકશે, કે તે વ્રત 'બ્રહ્મચર્ય અને માલિકી હક્કમર્યાદા' બન્ને મુખ્ય વિભાગોને મદદકર્તા છે.

## યૌવનમાં અને અહીં?

'યૌવન' નામના પુસ્તકમાં, તથા અહીં એમ બન્ને સ્થળે આ સંઘ અને વ્રતો દેખાય છે. યૌવનનું મોટા ભાગનું લખાણ સમૌન એકાંતવાસ રણાપુરમાં થયું છે. સંઘની અને વ્રતોની વ્યવસ્થા પણ તે વખતે જ વિચારાઈ છે પણ વ્રતો લખતી વખતે મને એવો ખ્યાલ છે કે તબિયત નાદુરસ્ત હતી. શક્ય તેટલી ત્વરાએ

## શ્રી. રવિશંકરભાઇ

શ્રી રવિશંકરભાઈ, કે જેઓને હું ન ભૂલતો હોઉતો જેલમાંથી જ, "દાદા" એવું ઉપનામ સત્યાગ્રહ જેલવાસી જુવાનોએ આપ્યું. ત્યારથી તે રવિશંકર "દાદા"ને નામે સારી પેઠે જાણીતા છે. જયંતના લગ્ન વખતે ગોરમાનું કામ એમણે કર્યું. છોટુભાઈ તેમને પૂજ્ય પિતા તુલ્ય માને છે. વર્ષોથી તેઓ ધારાળા, પાટણવાડિયા વગેરે પછાત ગણાતી ગુજરાતની કોમમાં સંસ્કાર સિંચનનું બ્રાહ્મણ કાર્ય કરી, સાચા બ્રાહ્મણનો આદર્શ, જીવંત રીતે પૂરો પાડી રહ્યા છે. ખાસ કરીને વડોદરા રાજ્યના અમલદારો સાથે એમને ખુબ મીઠો સંબંધ છે. સૌને ખૂબ માન છે. પોતે 'પ્રાયઃ અપરિગ્રહી' જેવાજ રહે છે ગુજરાતના ચારિત્રશીલ લોક સેવક તરીકે તેમનું સ્થાન ગૌરવવંતુ છે. છતાંય નમ્ર, સાદા, મહેનતુ અને નિખાલસ છે. એ તેમની મધુર આધ્યાત્મિકતાની પ્રતીતિ કરાવે છે.

તેઓ શિયાળ સમેલનમાં આવી ગયેલા, ત્યાર પછી અહીં આ વખતે આવ્યા. મારી અને તેમની મુલાકાત પ્રથમ તો અમદાવાદમાં થયેલી. તારક અથવા જમુ સ્વાણી તેમને આકર્ષી લાવેલા. ત્યાર પછી ઉત્તરાધ્યયન, આચારાંગ વગેરે ગ્રંથોદ્વારા, અને પછી તો અવારનવાર ઠીકઠીક તેમનું મારા પ્રત્યે, અને મારું તેમના પ્રત્યે ખેંચાણ રહે છે.

આ વખતે તેઓ પૂરતા ત્રણ દહાડા રોકાયા. તેમના પરિચયના યોગે વર્ગની બેનો બંધુઓને પણ એમની સરળ, ગામઠી, રોચક, અને અનુભવ જ્ઞાન ટપકતી, રસશૈલીનો તથા સૌરભમય જીવનનો સુસ્વાદ મળ્યો.

તેઓ આવ્યા અને મેં કહ્યું " કંઈક કહો" ત્યારે કહે "હું તો અહીં લેવા આવ્યો છું" જે લેવા આવે તે દેવા પણ આવે, જો બીજા ખાસ કાર્યક્રમને બાધ ન હોય તો અહીં સમય આપજો. એમણે (એમની ભાષામાં આજ્ઞા પણ મારી ભાષામાં આગ્રહ) એ આગ્રહ સ્વીકાર્યો.

### બકરાણામાં શ્રી રવિશંકરભાઇ

પ્રથમ દિવસે સભાગૃહમાં તો એમણે મારો પરિચય અને એવી વાતો કહી. રાત્રે સમસ્ત ગામને લગતું પ્રવચન હતું. મેદની ઠીકઠીક હતી. તેમણે " ઢોરને ગાળ દેવી નહિ," 'વ્યસનો ન સેવવાં," બાળક એ માબાપની નકલ કરે છે, વગેરે કહ્યું. એમાં એક ઠાકરડા (ઠાકોર)નું ઉદાહરણ આપ્યું છોકરો હોકાની નાળથી પણ નાનો હતો. પણ પોતાના ખોળામાં બેસાડી બાપ તેને હોકો પાતો હતો. આથી મેં રવિશંકરભાઈને પૂછ્યું આ શું? ત્યારે તેણે કહ્યું, મુઓ, મૂર્ખો સમજતો નથી. ત્યારે રવિશંકરભાઇએ કહ્યું, કહો મૂર્ખ કોણ? બાપ કે બેટો?

આવા આવા રસિક અનુભવપૂર્ણ ટચૂકડાં દૃષ્ટાંત અને ઠાવકી ભાષા! આ ઉદાહરણ સાંભળી એક ઘોડા નિવાસી બહાર્ણે ચાહ જ છોડી દીધી. (આ વાતની અમને થોડામાં ખબર પડી) આ ભાઇએ પોતાનાં બાળકોને છોડાવવા માટે ચાહ છોડી.

સુંદર રીતે એ કથાને ઘટાની હતી. તેઓ દદુકા અને રેથલ પણ સાથે હતા. અને પ્રાસંગિક કહ્યું હતું. રેથલથી તેઓ મોટરમાં વિરમગામ ભણી ગયા.

## જૂઠાભાઇના અનુભવનો સાર.

જૂઠાભાઈ વર્ગમાં બે એક દહાડા રહી ગયા. એક દહાડો તેમને બોલવાનું રાખેલું. જૂઠાભાઈએ ચીન, જાપાન, યૂરોપ વગેરે ઘણા દેશોની મુસાફરી કરી છે. તેમના પિતા ધીરધારનો ધંધો કરતા. જૂઠાભાઈએ ચમાર કોમમાં સામાજિક સુધારણાનું કારિકામાં કાર્ય કરેલું, ત્યારે તેઓ હરિજન વાસમાંજ રહેતા. ધોળકાના ચમારો અભિમાનને લીધે કેટલાક પરાણે હક્ક સાબિત કરના તેમાં ત્યારથી ફેરફાર થયો છે.

સિમેંટ કુવાના કામમાં એમણે ખૂબ કામ કર્યું છે. મેગ્નેટની બાબતમાં પણ તેઓ પડેલા. નળકાંઠાની નિશાળો ખોલવામાં રસ લીધેલો. માણકોલની સહકારી મંડળીમાં એમનો સુંદર ફાળો છે જ. સહકારી મંડળીની દુકાન પણ ત્યાં શરુ થયેલી. પણ હવે તે ઉપાડી લેવી પડી છે. જ્યારે ગાંધીજીએ આશ્રમ છોડયો, અને છોડવાનું કર્યું ત્યારે ત્યાં કોઇ જ ન રહ્યું, તે વખતે જૂઠાભાઈને લાગ્યું કે આવી મિલ્કતની સારસંભાળ કોઈએ કરવી જોઇએ એમ ધારી રહ્યા. ત્યારથી તે આશ્રમમાં રહેનાર બન્યા, અને હજૂ રહે છે. નળકાંઠાના કાર્યમાં જૂઠાભાઇના સાથ વિષે તો અગાઉ કહેવાઈ જ ગયું છે. બાલની જલસહાયકસંસ્થાના તેઓ સભ્ય છે. આરોગ્યને લગતો પ્રયત્ન પણ તેમણે કરેલો. અને હવે તો તેમણે કુંભારનાં માટીનાં વાસણોને સુંદર બનાવવા તરફ લક્ષ આપવા માંડયું છે. નળકાંઠાના ખેતી કુવા તથા બીજા કામોમાં તે મદદ પણ આપે અપાવે છે.

જૂઠાભાઈનું મન, તન, અને જે કંઇ સાધન હોય, તે ઉચિત સ્થળે આપવા તેઓ તૈયાર જ હોય। માત્ર તેઓ એકજકાર્ય પરત્વે સતત લક્ષ રાખી શકતા નથી. આટલી પૂર્તિ થાય અથવા તેમની સાથે તેમની પૂર્તિ કરે તેવો સહયોગી સાથી જોડાય, તો જૂઠાભાઇ પાસેથી આજ કરતાં ઘણું જ સંગીન કાર્ય લઇ શકાય તેમ છે.

## છોટુભાઇનો પરિચય.

પ્રિય છોટુભાઈનો પરિચય મને પ્રથમ રણાપુરમાં થયો. જમુરવાણી સાથે તેઓ આવેલા, ત્યારથી તે પરિચય વધતો ને વધતો રહ્યો. વાયજીપુરાના ચાતુર્માસમાં તેઓનો જ ઉત્સાહ અને પૂર્ણ સહકાર હતો. સદ્‌વિમલ કુટિરમાં તેમનો શ્રમ નોંધ પાત્ર હતો. કાશીબેન ત્યારથી જ નર્સિંગનું ભણવા ગયાં. તેમનો અને તેમના સમગ્ર કુટુંબનો પરિચય ક્રમે ક્રમે ગાઢ જ થતો ગયો. છોટુભાઈએ પ્રત્યક્ષ કે પરોક્ષ નિરંતર મારા શરીર તરફ, મારા પરિસ્થિતિની પૈકી કદાચ સહુથી વધુ કાળજી રાખી છે. છોટુભાઈ જે અંતરંગ ભક્તિથી મારા પ્રત્યે ઢળે છે તેને પાત્ર હું નથી. એમની મારા પ્રત્યે ભક્તિ છે તે ખરે જ પૂજ્ય પાત્ર છે. હું પરમ પૂ૦ ગુરુદેવ પ્રત્યે એવી ભક્તિથી ઢળી શકયો નથી.

## કાશીબેન.

કાશીબેનની મારા મન પર હજૂ અત્યંત સુંદર છાપ, દિને દિને વધુ દૃઢ થતી જવાનાં જ નિમિત્તો મળ્યાં છે. તે છોટુભાઈનાં સુપુત્રી છે. અવિવાહિત છે. સાણંદ ઔષધાલયમાં તેઓ કામ કરે છે.× ડૉ॰ શાંતિભાઈ અને તેઓ શક્ય ત્યાં લગી દર બુધવારે, અને વિઝીટ હોય ત્યારે અન્યથા ગામડામાં જાય છે. તેમને વિષે અન્યત્ર 'કહેવાયું જ છે. કાશીબેનનું સ્વાભાવિક સંયમવત્ક્ષી વલણ બેનોમાં કેવી આદર્શતા હોય છે, એનું આજે જાગતું ઉદાહરણ છે. જિંદગી ભર કૌમાર્યવ્રત પાળવાના, અને સેવા ખાતર ઘસાઈ છૂટવાના, તેમના કોડ પાર પડો ! છોટુભાઈનો તથા તેમના બંધુ વગેરેનો તેમને પૂર્ણ સહકાર છે. માતાજીએ એમની સેવાનો અભિલાષ અને જરૂર હોવા છતાં, આ કાર્યમાં તેમણે વિક્ષેપ કર્યો નથી, એજ એમની ઉદારતા અસામાન્ય ગણાય. એ ઇચ્છવા યોગ્ય છે. કાશીબેન બેનોમાં ઓતપ્રેત થઈ જવાના સ્વભાવવાળાં અને સેવાની કુદરતી જ રસવૃત્તિવાળાં છે.

### તેમના અનુભવો.

તેમણે દવાખાનાના ગામડાંના અનુભવોમાં ત્યારે તો થોડું જ કહ્યુ. તેમાં દોરાધાગા વગેરેની માન્યતા હોય છે. માંદગી હોય તો પણ ન કહે તેવી બેદરકારી હોય છે. દવા લોકપાલ પટેલને મફત અગાઉ કહ્યું તે શિરસ્તાએ આપીએ, ત્યારે કહેશે અમને મફત દવા આપો છો, તો પછી ઇન્જેક્શનનાં નાણાં કેમ લો છો? એમ કહેનાર મળે. તો વળી કોઇ કહેશે દવાનું મૂલ્ય નથી લેતા તો કોઈ બીજું કારણ હશે. એમ અનેક મુશ્કેલીઓ ગામડાંનાં કામમાં હોય છે. પણ તેઓ બહુ પ્રેમી હોય છે. તે વિષે એક દાખલો પોતાનો આપ્યો, કે તમારા હાથમાં ચૂડી ન હોય તે ન ઠીક લાગે. કંઈક તો પહેરો એમ આગ્રહ કરનાર બેનો પણ હોય છે.

### મણિબેન

મણિબેનની ગૃહમાતા તરીકે વરણી થયેલી. બેનોને સ્વતંત્ર કેપ ન હોવાથી જે મુશ્કેલીઓ પડેલી, તે ખ્યાલમાં લેતાં હું ત્રુટી ન વર્ણવી શકું. પણ હું જે ઇચ્છુછું તે રૂપે ધ્યાન દોરતાં કહું કે નિયમિતતા અને શિસ્ત આવા વર્ગોમાં આ વખતે રહ્યું, તે કરતાં વધુ જળવાવું જોઇએ. બાકી મણિબેનમાં વાત્સલ્ય અને સૌને માટે કંઇક કરી છૂટવાની તાલાવેલી નોંધવા યોગ્ય છે. બકરાણા અને ઝાંપમાં એ પણ જોયું, કે તેઓ અજાણ્યા બેનોમાં પણ હળી ભળી શકે તેવી ખાસિયતનાં છે. અને ઠેઠ રેથળથી તેઓ મીરાબેન સાથે જ ચાલતાં આવ્યાં. દેવેન્દ્રબાળા માટે ખાસ ઝાંપથી રેથલ ગયાં. આ બે પ્રસંગો પરથી મેં તેમનામાં સહનશીલતાવૃત્તિનો સંયમ, અને સહાનુભૂતિના ગુણ તારવ્યા છે. ભવિષ્યમાં તેઓ બાલનળકાંઠા ખાતે સામાજિક પ્રવેશમાં બેનોની જરૂર છે, તે કાર્યમાં ઠીક હિસ્સો આપે એવી આશા રહે છે. દેવીબેનને પણ તેઓ બચે એમ ઇચ્છીએ.

---

× હવે વિશાળમાં કામ કરવાનાં છે.

મીરાંબેન પાસે કાશીબેનની જેમ નહિ, તેમ મણિબેનની જેમ પણ નહિ, પરંતુ તેમની વાટે આધ્યાત્મિક દૃઢતા દ્વારા, સમાજસેવા ઠીક લઈ શકાશે. મારી નાનામાંનાની સૂચના પ્રત્યે ખૂબ વફાદાર રહેવાની તેમની વૃત્તિ મને ભારે સંતોષ આપે છે.

## બકરાણાવાસી રવુભાભાઇ

બકરાણાવાસી રવુભાભાઈનું નામ તો આવી જ ચૂકયું છે. નળકંઠની ભક્ત મંડળીઓમાં રવુભાભાઇ દરબાર છતાં, જે સૌજન્ય અને નમ્રતા ધરાવે છે, તે જોતાં ઉલ્લેખપાત્ર છે. મેં તેમને વધુ ચેલા બનાવવા કહ્યું છે. એ ચેલા શબ્દ ચાલુ સાંપ્રદાયિક અર્થમાં નથી. એ કહેવાનું ભાગ્યેજ હોય! પણ તેઓ ખૂદ એવા છે કે તેમના તરફ આસપાસના લોકો આકર્ષાય જ.

તેમનું એકદા રામાયણ પ્રવચન રાખેલું. તેમાં તેમનો સારો અભ્યાસ તરવરતો હતો. બાકી તેમણે સતીધર્મ વર્ણવતાં રામાયણ પ્રસંગનું ચિત્ર દોર્યું, તે પરત્વે મારે એ ખુલાસો કરવો પડ્યો હતો, કે "જેમ સતીને પતિ પ્રત્યેના ધર્મો છે, તેમ પતિને સતી પ્રત્યેના ધર્મો છે, અને આજે તો મુખ્યત્વે તેજ ખાસ વર્ણવવા ઘટે છે. કારણકે સમાજમાં સ્ત્રીજાતિ પ્રત્યે પુરુષજાતિએ ધર્મના નામે અધર્માચરણ ખૂબ કર્યું છે ?"

શ્રી રવિશંકરભાઈના પણ "મૂડીસંગ્રહકાર શ્રીમાન છે. માત્ર તેણે તળાવની જેમ પરાર્થે ઉપયોગ કરવો જોઈએ." એ વિધાનની બીજી બાજુ પરત્વે ખુલાસો કરવો પડ્યો હતો. કે આજે તો પ્રથમ ધન કયાંથી આવે છે ? એજ તપાસવું જોઇએ આ વખત છે, નહિ તો અનીતિજન્ય સંચય કરી જો તેમાંથી પરાર્થે ઉપયોગ કરવાનું માણસ સમજી બેસે તો અર્થનો અનર્થ થાય.

## હરિજનવાસની મુલાકાત અને જવાબ

બકરાણામાં જેમ બધી કોમોએ પ્રતિજ્ઞાવિધિમાં નોંધપાત્ર જવાબ વાળ્યો, તેમ હરિજનવાસે પણ ઠીક જવાબ વાળેલો. શ્રાવણ માસમાં મૂરદાલસાગમાં તો ખૂબ સુંદર ઉત્તર મળ્યો ગણાય. હાડુલાગમાં પણ કોઈ કોઈ તૈયાર થયાજ. બાકી એક ડોસીમા કહે "આ તો ન છોડું," ભગવાન દે ત્યાં લગી તો પીવાની ને પીવાની જ. એમની હિંમત માટે તો ખરે જ ધન્યવાદ! પછી સમજાવવા પ્રયત્ન કર્યો એટલે ધીરાં તો પડ્યાં. પણ સાચો તો નહિજ તે નહિજ.

બકરાણામાં હરિજનોને કુવાનો ત્રાસ હતો. એ સંબંધમાં જયંતે કહ્યું, કે વાડીલાલ જમનાદાસભાઇ (ભા૦ નળ૦ જ. સ. સંસ્થાદ્વારા) ખર્ચ પોતે આપીને કરાવી આપશે. માલ લાવવાની મજૂરી હરિજનભાઇઓને કરવાની રહેશે

નિસ્પૃહ સેવક! જામનગરના ચોમાસા પછી શાંતિસ - અને બીજા અનેક કાર્યોમાં, ચંચળબેન અને તેઓ અજોડ નિષ્ઠાથી સેવા આપી જ રહ્યાં છે.

## પર્યટનદિન

વર્ગમાં એક દિન પર્યટનનો રાખેલો. દદુકાવાસીના પહેલાં રૈયલનો નંબર નક્કી થઈ ગયો. પણ દદુકાને કેમ તજાય ? છેવટે સવારનું દુગ્ધપાનને પ્રવચન રખાયું. અને પછી રૈયલ ગયા. દદુકા અને રૈયલ બન્નેનાં સ્વાગત અદ્‌ભુત હતાં. રૈયલના પપુભાભાઈનું સ્વાગત (જયંતની વાણીમાં કહીએતો શિયાળવાસી કેશુભાઈની હરોળમાં આવે તેવું) આગવું હતું પર્યટનદિને વર્ગસભ્યો ઉપરાંત શ્રી રવિશંકરભાઈ, જુગાભાઈ વગેરે હતા એ ઉલ્લેખ આવી ચૂક્યો છે. અહીંથી તેઓ છૂટા પડ્યા. આ પ્રથમજ વખતે તેઓ આટલું રહ્યા. રૈયળથી વળતી વખતે દદુકાવાસીઓ, દીવાબત્તી લઈને જે વાટ જોતા ઉભા હતા, તે દ્રશ્ય રામવનવાસમાં વનવાસીના સ્વાગતનું ભલે યત્કિંચિત્ માનીએ, પણ ભાવદર્શન તો જરુર કરાવતું હતું.

## વર્ગનીપૂર્ણાહુતિ પહેલાં

(૧) વર્ગની પૂર્ણાહુતિ પહેલાં એકાસન બચુભાઈ નિમિત્તે થયેલું કે વર્ગપ્રવચનો અને અનુભવોનો સાર સહુએ લખવો આ નિમિત્તે એક સુંદર સામગ્રી, કુદરતી રીતેજ ભેગી થઈ કહેવાય. આ બધાનું વાચન શુક્રવાર લગીમાં થઇ ગયું. અને મને પોતાને તો એ વાચન રસમાં ડૂબકી મારતાં ખૂબજ આહ્‌લાદ થયો. ખૂબ જાણવાનું મળ્યું. લગભગ સૌના લખાણમાં વૈવિધ્ય હતું તેમાં પણ સુરાભાઈની કરીબધ્ધતામાં એકાગ્રતા ખૂબ લાગી. ઉત્તમભાઈવસાએ ટૂંકમાં સુંદરભાવ મૂકી બતાવ્યો. મામાશ્રી પોપટભાઈએ હાર્દ પારખી લીધું. નંદલાલભાઇમાં વર્ણન અને લેખન શક્તિ જોઈ. બચુભાઈમાંતો હોયજ.

(૨) બકરાણાની જેમ વર્ગના ભાઇબેનોએ પ્રતિજ્ઞાઓ લીધી. તેમાં અદેસિંગભાઇ, સુરાભાઇ, બેએ મારું સૌથી વધુ ધ્યાન ખેંચ્યું છે. અદેસિંગભાઇએ વધારાના પૈસા પાછા આપવાનું અને બ્રહ્મચર્ય નિષ્ઠાનું જે દર્શાવ્યું છે, તે તથા તેમની નિયમિતતા, કાર્યતત્પરતા, અને જિજ્ઞાસા જોવા મળી. એથી અને સુરાભાઇએ પણ વ્યાજનો સંપૂર્ણ ત્યાગ કર્યો ને એક સાણંદવાસી જુવાન વણિકભાઇએ પણ વ્યાજત્યાગ કર્યો છે. "વ્યાજત્યાગ"નું વ્રત લેનારા જિંદગીમાં કદાચ મને આ પહેલાજ મળ્યા છે. સંતોષ અનુભવ્યો છે. રણછોડભાઇ પણ બહુ હળ્યાનો અનુભવ થયો છે. એકંદરે તો ભાઇઓ, બેનો સૌએ કંઇને કંઇ આપ્યુંજ છે (તેઓ ભલે માને કે લીધું છે) શુક્રવારે બધાં પ્રવચનોનો ઉપસંહાર કહેવાયો. પણ તે આમાં આવીજ જાય છે: એમ માનીને હવે ઉમેરતો નથી. જયંતે વર્ગના ભાઇ બેનોની ક્ષમાપના વિધિ કરી હતી આ બધું આજે મંડપ તૂટવાને કારણે ગામમાં હતું વર્ગની એક સહાયક સમિતિ નિમાઈ હતી, તેમાં મુખ્ય જવાબદાર સભ્ય તરીકે શ્રી નંદાભાઇ નિમાયા છે. વર્ગ અંગે આવેલા સંદેશાઓ વાંચવામાં આવ્યા હતા. હવે વર્ગ પૂર્ણાહુતિનો સમય થવા આવ્યો હતો.

સૌ ધર્મ માત્રમાં એ માગણી પર પ્રમાણો

(૪) નવી ભાવના કઈ? હેતુ શો?

(૫) આજના જગતના સંસ્કારો

(૬) શા માટે નવી ભાવના?

(૭) પૂર્વગ્રહોના પરિહારનું સમર્થન



ૐ મૈયા

# પૂર્વગ્રહોનો પરિહાર

यत् स्वरूपमविज्ञाय, प्राप्तं दुःख मनंतकं
ज्ञापितं तत्पदं येन, तस्मै श्रीगुरवे नमः

અર્થ—જે સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત
સમજાવ્યું તે પદ નમું શ્રી સદ્‌ગુરુ ભગવંત

વર્ગનાં માતાઓ ભાઈઓ અને ગ્રામવાસીઓ!

વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગનું આ પ્રથમ પ્રવચન થાય છે આ સભામાં એવા બહેનો છે કે કદાચ તેઓને આ વિષય અઘરો પણ લાગે જો તેઓને ન્યાય ન સમજાય, અંદર રસ ન પડે તો શાંતિપૂર્વક સાંભળે અગર બીજા કાર્યમાં મગ્ન બને પણ અહિં રહેનાર ખૂબ શાંતિ જાળવે?

મને ખૂબ આનંદ થાય છે, કે આ ચિંતકવર્ગમાં બકરાણા ગામના લોકો પણ રસ ધરાવતા થયા છે આજનો વિષય પૂર્વગ્રહોનો પરિહાર એ નવોજ વિષય લાગશે કારણકે તેનો નવો આકાર છે

(૧) પૂર્વગ્રહો એટલે શું?

પૂર્વગ્રહોનો શબ્દાર્થ–મનના સંસ્કારોની પકડ, જેમાં બે તત્ત્વો છે એક કુદરતી પ્રાકૃતિક તત્ત્વ, અને બીજું કુદરતી ન હોવા છતાં લાગતું કુદરતી તત્ત્વ, આપણામાં રહેલું જ્ઞાન કલ્યાણની ભાવના, મમતાની કુદરતી, આ બધા તદ્દન પ્રાકૃતિક સાવ કુદરતી ગુણો છે

આપણામાં બીજા ગુણો જેવાકે આહાર ભય, સૃષ્ટિના સંયોગો તરફ આકર્ષણની વૃત્તિ, કે જેને આજનું વિજ્ઞાનમય જગત કુદરતી કહે છે, પણ હું તેનો ઇન્કાર કરીને કહું છુ કે આ કુદરતી નથી છતાં આપણે —તે તરફ વળીએ છીએ કુદરતી લાગવા છતાં અકુદરતી છે આ બતાવે છે છે કે મનના સંસ્કારોની પકડ કેટલી હદ સુધી ઊંડી ગૂંથેલી હોય છે

જરુર છે. વ્યવહારમાં ધર્મને નામે જે અધર્મ ચાલી રહ્યો છે, તેણે તો ખરેખર દદવાળા દીધી છે. ધર્મનો દાટ વાળી દીધો છે. સાચા ધર્મને ભૂલીને, ધર્મના ખોખાને પકડીને, પોતે માની રહ્યા છે કે અમે ધર્મ બહુજ કરીએ છીએ!

પૂર્વગ્રહોના સસ્કારોની પકડો એટલી બધી ઉંડી હોય છે, કે ઘણીવાર ચુસ્ત ધર્મિષ્ટ ગણાતા માણસો પણ ભ્રમમા પડી જાય છે. તેનુ ઉદાહરણ આપુ.

એક ચુસ્ત સનાતની ધર્મ પ્રત્યે ખૂબ સમભાવ રાખે, સૌજન્યતા દાખવે, તો તેની લોકોમાં વાહવાહ બોલાય છે. પરતુ હરિજન આવે તો તેને અડવામા બાધ ગણે છે પરંતુ હરિજન ધર્મપલટો કરી મુસ્લિમ બનીને આવે તો? તો તેને અડવામાં બાધ લેવામાં આવતો નથી જુઓ તો ખરા! ધર્મનો અંચળો બદલવાથી અસ્પૃશ્ય સ્પૃશ્ય બની જાય છે. આતે કેવી સમજ! એજ હરિજન ખ્રિસ્તી થઇને કે સત્તાધારી અમલદાર બનીને આવે તો એ વખતે તો તેના હથમા સેકહેન્ડ કરે છે, અથવા તો ખૂબ માન આપે છે. જીવનમાં જો આવા પરાપૂર્વના સંસ્કારો વણાઇ ગયા હોય છે, તો તે માણસને ખૂબ પાછો પાડી દે છે. ઘણીવાર તો તે પોતે પણ નિર્ણય કરી શકવા શક્તિમાન થઈ શકતો નથી તેને ધર્મ સંસ્કારોની પકડ છોડી શકતી નથી

અમદાવાદનો જ એક દાખલો આપું. એક ભાઇએ મને મુહપત્તી વિના જોયો, અને તેને ઝાટકો લાગ્યો હોય તેમ લાગ્યુ. તેને મન અમુક આકારવાળી વ્યક્તિ જ "સંતબાલ" હોઈ શકે. અમુક વસ્તુ ન હોય તો તે પરનો પ્રેમ વગેરે બધુંજ છૂટી જાય છે. બીજો એક તાજો અનુભવ આપુ. એક ભાઇએ આવીને તરત જ પ્રશ્ન પૂછ્યો કે, "આપ કાતો છો ખરા?" મતલબ કે જેમ સ્થા૦ સાધુએ મુહપત્તી મોઢે ગમે ત્યારે પણ રાખવી જોઇએ, તો જ તે સ્થા૦ સાધુ ગણાય તેમ આમના મનમા એમ હશે કે ગાધીજી અહિંસામાં માનીને કાતે છે, તો મારે પણ કાંતવું જોઇએ શ્રમને પ્રતિષ્ઠા આપવી જોઇએ. તે સિવાયનો મુખ્ય આશય કશોજ નથી મેં તો તે યુવકભાઇને ઘટીત ઉત્તર આપ્યો પરંતુ મારે જે કહેવાનુ છે તો એ છે કે, અમુક સંસ્કારોની પૂર્વે કે પછી પડેલી પકડ કેમે કરીને છૂટતી નથી પ્રકારાતર ભલે પામે. તેમાં પણ ધર્મને નામે પડેલા સસ્કારોને લીધે પડતી મુશ્કેલી તો બહુ હોય છે. કાંતનારે ન કાંતનાર પ્રત્યે કેવી દૃષ્ટિ રાખવી, ખાદી પહેરનારે ખાદી ન પહેરનાર તરફ કેવી દૃષ્ટિ રાખવી જોઇએ? ખાદી પહેરવી કે કાંતવા પાછળ કયો આશય છે? આનુ કશુ જ ન જોવું ને આમ અમુક બાબત હોય તો જ આમ, નહિ તો તેમ, એ માની જે વતણુ લેવુ તે એકાંગી છે. પરંતુ આમાં એવુ બને છે કે, તે સંસ્કારો તેના મન પર એવો અંકુશ જમાવે છે, કે તે વ્યક્તિથી આવા સંસ્કારોથી છૂટી શકાતું નથી

એક મુસલમાનભાઈ ભ્યાથી ભાવે કુરાન વાંચ્યા પછી જો હિંદુને જુએ છે તો તેના મન પર નાસ્તિકતાની અસર થાય છે ભલે તે ચુસ્ત મુસલમાન હોય તે જુના, તે ભાઇને મન મુસલમાન એટલે

છે, ત્યારપછી વરસાદ પડ્યા પછી બીજ વાવે તો સુંદરપાક નીપજે છે. તેમ જો આપણે આપણાં મનો-ક્ષેત્રમા એવીજ રીતે સુંદર વિચારો-સસ્કારો-રૂપી બીજ વાવીએ, કે જેથી આપણા આત્માનું શ્રેય કરી શકીએ.

આ માટેજ "વિશ્વવાત્સલ્યચિંતકવર્ગ"માં "પૂર્વગ્રહોનોપરિહાર" એ વિષયને પ્રથમ ચર્ચવામાં આવ્યો છે. જો નવો વિચાર લાગે અને જીવનમા અપનાવવા જેવો લાગે તો વિશ્વાસ રાખી તેને અમલમાં મૂકશો, જૂનાને છોડશો તો તમો ઘણું ઘણું મેળવશો.

દરેક ધર્મે પ્રથમ વિશ્વાસ અથવા શ્રદ્ધાની માગણી કરી જ છે. ઇસ્લામ ધર્મે ઈમાન એટલે વિશ્વસની માગણી કરી છે. ગીતામા આસ્થાવાળાની માગણી કરવામાં આવી છે. અને ખ્રિસ્તી ધર્મમાં Faith વિશ્વાસની માગણી કરવામા આવી છે. વિશ્વાસ એટલે સંપૂર્ણ શ્રદ્ધા.

ખ્રિસ્તી ધર્મમાં Love is God ભગવાનને મેળવવા માટે પ્રેમી-વિશુદ્ધપ્રેમી બનવું જોઇએ એમ કહેવામા આવ્યુ છે. પરંતુ એ પ્રેમને મેળવવા માટે પ્રથમનું પગથીયું વિશ્વાસ-શ્રદ્ધા છે.

શ્રીમદ્ રાજચંદ્રે પણ એજ મતલબનું કહેલ છે કે —

પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન,
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતમાન;

ભગવાનના ભક્તો પણ એજ મતલબનું કહે છે:—

"જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.
સિહણ કેરું દૂધ હોય તે, સિહણ સુતને જરે,
કનકપાત્ર પાખી સહુ ધાતુ ફોડીને નિસરે,"

## નવીભાવના કઇ ? હેતુ શો ?

મારી (સતમસની) ભૂમિકા વિશ્વવાત્સલ્ય સંઘની દષ્ટિએ છે. એટલે જો ક્ષેત્રવિશુદ્ધિ કરવી હોયતો પ્રથમ વિશ્વાસ-શ્રદ્ધા જોઇએ આ વિશે-અગેનું-વિવેચન હું બીજા પ્રવચનોમાં કહીશ.

ધર્મને કોની સાથે સરખાવાય ? તેને કઈ ઉપમા સાથે સરખાવવો ? ધર્મને જો મહાસાગરની ઉપમા આપીએ તો થોડો મેળ બેસે ખરો પરતું મહાસાગરને તો મર્યાદા હોય જ્યારે વિશ્વવત્સલ સઘમાં સંકુચિત મર્યાદા નહિ રહે પરંતુ સમાજ, રાષ્ટ્ર, વિજ્ઞાન અને ધર્મમાત્રનો સમાવેશ કરવામાં આવશે.

ન્યુટને ઝાડ નીચે પડતા સફરજનને જોઇને, કલ્પના કરીને, શોધક વૃત્તિના ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત ખોળી કાઢ્યો. જો કે તે કાંઈ નવો તો ન હતો. પરંતુ ઢકાઈ ગયેલાને બહાર આણ્યો, ને જગત સમક્ષ મૂક્યો ! કેમ આપણે કોઇના ઝાડ નીચે કોઇ પડે છતાં વિચાર કરતા નથી ? કારણકે આપણે એ માટે

અમારા ગુરુદેવે ઘણા જૈન ભાઇઓને ફટકા માર્યા છે, તેઓની ઉક્તિ મારી ઢબે નીચે પ્રમાણે મૂકું છું:

"સુધરી કેમ બને સારીરે, જેની પ્રકૃતિ પડી નઠારી રે;
ઉપાશ્રયે પૂંજી પૂજીને પગ મૂકે રે; દયાપાલક નામ ધારી;
એકેન્દ્રિયાદિને બચાવવા માગે ને માણસને દિયે વિસારી."

દયાપાલકનું નામ ધારીને માણસ જેવા પચેન્દ્રિયોને કચડતાં પણ શરમ નથી આવતી. પણ તેમાં દોષ કોનો ? આતો ધર્મને નામે પકડેલા સંસ્કારોની પકડમાં ફસાયા છે. એ સંસ્કારોના પાશમાં જકડાયા છે ! માટે આ ધર્મોપદેશકો વધુ જવાબદાર ગણી શકાય. બીજી રીતે પણ ધર્મના નામે ચિંતકોમાં પણ જે માન્યતાઓ પકડાયેલી છે તે ઉદાહરણ આપું.

અમદાવાદમાં રામરાય નિવાસમાં એક જિજ્ઞાસુભાઈ આવ્યા, અને મને આ ભાવનું કહ્યું. કુદરતની મહાનલીલા ચાલી રહી છે; તેમાં "સંતબાલ" જેવી એક-વ્યક્તિ શા માટે એ શક્તિમાં વંટાળ ઉત્પન્ન કરે છે ? સમાજ એ કુદરતી યોજનાનું અંગરૂપ છે. આ બધું સનાતન ચાલ્યું જ આવે છે. સમર્થ રામચંદ્રે કર્તવ્યના પાઠો ભણાવ્યા, કૃષ્ણે રાજકારણમાં પડી પાંડવ-કૌરવોને સમજાવ્યા પણ પરિણામ ? મતલબ કે જેમ ચાલતું હતું તેમ જગતનું ગાડું ચાલ્યાજ કરે છે. આ લીલા જ્યાં પૂરી થઈ કે બુદ્ધ ભગવાન આવ્યા, તેમણે કરુણા કરુણાનો, ને દયનો નાદ ગૂંજતો કર્યો. એમ બોલીને એ પણ ચાલ્યા ગયા. મહાવીર પ્રભુએ પણ ઉપદેશ આપ્યો "अहिंसा परमो धर्म" આવા તો કંઈક આવશે ને જશે. છતાં આ જગતનું ગાડું રગશિયાગાડાની માફક જ ચાલી રહ્યું છે. ઈશ્વરે આવા ફેરફારો કર્યા પછી પણ જગતનું પરિવર્તન નથી થયું, તો તમે તો કોણ માત્ર !

મેં જવાબ આપ્યો, "ભાઈ, તમારી વાત તદન સાચી છે. પરંતુ એ ગજ ક્યાં લગાડવો, તેમાંજ વિવેક વાપરવાનો છે. તેમાંજ મારે ને તમારે મતભેદ પડે છે. તમારા અંતરમાં રહેલા અસલી કુદરતી તત્વને અનુસરીને કાર્ય કરતાં કર્તવ્ય ભાવે કરી શકો છો. પરંતુ अहम् ભાવે ન કરવું જોઇએ. જો. કર્તવ્ય ચૂકો તો, તમે વધુ જવાબદાર ગણાવ. તમારે જવું હોય અમદાવાદથી આણંદ, પણ રસ્તો લો બાવળાના માર્ગનો, તો ! તો તમે એ રગશિયાગાડાને જો આણંદના રસ્તે ન વાળો તો ધારેલે સ્થળે પહોંચી ન શકો. ભલાભાઈ ! આજે તો કાવાદાવાવાળાને પણ પ્રમાણપત્ર અપાય છે. આ શું ઓછી ગજબની વાત છે ? તો જ્યાંસુધી મૂળને છેદી નહિ નાખો ત્યાંસુધી બીજો રસ્તોજ નથી—આરો નથી. મનુષ્યને બુદ્ધિ-સમજવાની-શક્તિ મળી છે. તો તેનો વિકાસ કરી મનોભૂમિકા ઉચ્ચ બનાવીને વધુનમ્ર, નિરાભિમાની, અને કર્તવ્યપાલક બને તેજ ઈષ્ટ છે. ઇશ્વરલીલા કે કુદરતનું સામ્રાજ્ય તો ચાલી રહ્યું છે. પણ મનુષ્ય મગજ સામાન્ય પ્રાણીઓ કરતાં કંઇક વિશિષ્ટતત્વ છે. તે તત્વનો ઉપયોગ જો એ પૂર્ણસહજ કુદરતી તત્વને લક્ષમાં રાખીને કરે તો તેણે જવાબદારી અદા કરી, કહેવાય. નહિ તો ફરજ ચૂક્યો ગણાય.

## ધર્મ અને વ્યવહારના પૂર્વગ્રહને લીધે છૂટાછેડા

લોકપાળપટેલ—આલ નળકાંઠાના પછાત લોકોને મેં લોકપાલપટેલ ઉપનામ આપ્યું છે. તેઓ ખેતી કરીને લોકોને જીવાડે છે, તે ઉદાહરણે થોડું કહું. "તેઓ હાલતાં ચાલતાં છૂટ઼ છેડા કરે છે. એમને મન લગ્ન એટલે ઢીંગલા ઢીંગલીની જાણે રમત છે. ખરી વાત એ છે કે; લગ્ન એ તો એક પવિત્ર આદર્શ છે. એના છૂટાછેડા વારંવાર હોય નહિ; એમ છતાં તે ઘડીભર કલ્પી લેવાય, ચલાવી પણ શકાય, પરંતુ ધર્મના અને જીવનના છૂટાછેડા બની જ કેમ શકે ? ધર્મ એટલે મંદિર-દેવળ કે મસ્જીદમાં-નહિ પરંતુ વેપાર અને જીવનમાં, દરેક કાર્યમાં તે જીવંત રૂપે રહેવો જોઈએ. એક જ જાતના આરસો, સંડાસમાં પણ વાપરી શકાય છે, અને બાથરૂમમાં પણ વાપરી શકાય છે. કદાચ તાણાવાણાને પણ જૂદા કરી શકાય. પરંતુ ધર્મને જીવનના તો છૂટાછેડા થઈ જ ન શકે. ધર્મ અને જીવન એક પાત્રની બે બાજુ છે, તેને જૂદા પાડી જ ન શકાય.

પહેલાં તો સાહિત્યકારો પોતાના ઈષ્ટ ગુરુ કે દેવને સંભાળી પછી જ કાવ્ય કે સાહિત્ય લખતા. આજે એ ભૂલાયું છે-ભૂલાઈ જવાયું છે. ધર્મને અને વિજ્ઞાનને, ધર્મને અને સાહિત્યને સુમેળ જ હોય. પછી ભલે તે કામશાસ્ત્ર જેવાં પુસ્તકો લખે, પરંતુ તે ધર્મની દષ્ટિએ લખાતાં. નહિ કે વિકારની ભૂમિકાએ! કેવળ વિકૃત રસવૃત્તિને પોષવા! આમાંથી એક જ ફલિત થાય છે, કે પૂર્વ સંસ્કારોને હટાવી, નૂતન સંસ્કારોને પચાવી, જીવન નિર્ભય બનાવીશું તોજ વિશ્વવાત્સલ્ય તરફ એક કદમ માંડયું ગણાશે.

શ્રીમદ્ શંકરાચાર્ય કહે છે કેઃ—

> यो धर्म सपत्र स्थानांतरम् देशांतरम् प्राप्य कालांतरः
> प्राप्य अधर्मा भवत्येव ॥

મતલબ કે એક ઠેકાણે બતાવેલો ધર્મ બીજે સ્થળે અધર્મ બને છે. જૈનસૂત્રોમાં પણ કહ્યું છેઃ—

> હણાઈ વિસં જહ કાલ કૂડં, હણાઈ સત્થં ઈવિ કુગ્ગ હીમં;
> હણાઈ ધમ્મો વિસયોવવન્નો, હણાઈ વેયાલ ઈવ વિવન્નો.

જેમ કાલકૂટ ઝેર માણસને હણે છે. જેમ ખોટી રીતે પકડેલું શસ્ત્ર પણ હણે છે. જેમ કોપેલો વૈતાલ ઉપાસકને હણે છે. તેમ વિષયોથી જોડાયેલો ધર્મ પણ મનુષ્યને હણે છે.

વેદનો અર્થ જો જ્ઞાનથી ગળાયેલી ભાવના સહિત કરીએ તો હિંસા એ અહિંસા છે. જેમ એક ડૉક્ટર શસ્ત્ર ક્રિયા કરતાં પહેલાં સગાં-કુટુંબીઓ-પાસેથી પત્ર લખાવે છે. પરંતુ તે શસ્ત્ર ક્રિયા જ્ઞાનમય કર્તવ્ય ખાતર કરવામાં આવે તો અહિંસા છે મતલબ કે વિવેકનો ગજ લગાડવો જોઈએ. વનસ્પતિમા અને અગ્નિમા પણ જીવ છે. તો શું તેનો ભોગ લઉં ? તો પછી અનાજ પકવાય કેમ ? તો તેના ઉત્તરમાં એ જવાબ મળે છે કે ખાવાને માટે નહિ પણ જીવવાને અર્થે ખાવું જોઈએ.

બતાવી તેને તે માર્ગે પ્રેરવો જોઈએ.

સ્વર્ગ અને મોક્ષના ઈજારા કોઈપણ ધર્મના નાં હોઈ શકે. તમો આ ટૂંકી સરળ અને સચોટ સમજ સમજીલો. ધર્મ એ કાંઈ ડગલાની માફક બદલવાની વસ્તુ નથી. એનો હૃદય ધર્મ છે. ગ.ધીજી ગુણોથી પોતાને ઈસ્લામી ગણવતાં અચકાશે નહિ, પરંતુ તુર્કી ટોપી એટલે ધર્મ કાઢી થવાની ના કહેશે. તે રીતે તો હિંદુ ધર્મને જ પકડી રાખશે. કારણકે તેમને જન્મે તે મળેલ છે. આથી જ તેઓ સનાતનીહિંદુ કહેવડાવે છે. મતલબ કે ડગલાની જેમ ધર્માંતર કરવાથી ભૂમિકા બદલાતી નથી. ઉલ્ટી હાનિ જ થાય છે.

બંધુઓ ! પાંચમો આરો નિષ્ક્રિયતા માટે નથી, પ્રમાદને પોષવા માટે નથી; પરંતુ કર્મભૂમિને વિકસાવવા માટે છે. કળીયુગમાં પણ સત્ય જ કેળવવું જોઈએ. સત્યં મેવ જયતે.

વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગના સાધકો ! તમો પણ હૃદયના સત્પ્રાકૃતિક તત્ત્વને બહાર કાઢો. તેની જ જરૂર છે. ધર્મના નામે પડેલી ઝીણામાં ઝીણી પકડોને છોડીશું, ને નવા સંસ્કારની અસરો ઝીલીને પચાવશું તો આપણું જીવન સાર્થક કરી શકીશું.

વટાળવૃત્તિના વરીળથી કે તલવારના બળે કોઈ ધર્મ ટક્યો નથી, અને ટકશે પણ નહિ. એ સત્ય સિદ્ધાંત છે. સત્તાથી કે તલવારથી સાચો ધર્મ કદી ટકી નહિ શકે. જે જનોઈને હૃદયથી માને છે, તે તો તેના કટકા થાય, કે પ્રાણ જાય તો પણ તેને છોડશે નહિ. આપણે પણ એજ લેવાનું છે-શીખવાનું છે.

ગુરુ ગોવિંદસિંહનાં બે પુત્રોએ પણ ધર્મને માટે જ પ્રાણ આપેલ છે. અંચળો બદલવાથી ધર્મનો વિકાસ નહિ થઈ શકે. તે બે પુત્રો કાંઈ જનૂન વૃત્તિ નથી મૂકી ગયા, પણ શ્રદ્ધા મૂકી ગયા છે. આવી શ્રદ્ધા અંતર આત્માના અવાજથી લાવી શકશું. પૂર્વગ્રહોનો પરિહાર કરીશું તોજ આપણે આધ્યાત્મિક સાચી શાંતિ મેળવી શકીશું.

ૐ મૈયા સર્વત્ર શાંતિ વિસ્તરો.

## વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ

મંગળવારનો કાર્યક્રમ

તા. ૧૫-૫-૪૫.

| | | | |
|---|---|---|---|
| (૧) | પ્રાતઃકાલ | ૬ થી ૬॥ | પ્રાર્થના |
| (૨) | ,, | ૬॥ થી ૬॥ | પ્રાસંગિક |
| (૩) | ,, | ૯ થી ૯॥ | ધૂન |
| (૪) | ,, | ૯॥ થી ૯॥ | અરેસિંગભાઈનાં ભજનો |
| (૫) | ,, | ૯॥ થી ૧૧ | માનવધર્મ |
| | | | (બીજું પ્રવચન) |

## માનવભવની દુર્લભતા

આ માનવભવની દુર્લભતા બતાવી છે, એનું કારણ છે. રામાયણમાં પણ કહ્યું છે:—

" નરતન સમ નહિ કવનહિ દેહી, જીવ ચરાચરે યાચત જેહી;
સ્વર્ગનરક અપવર્ગ નિઃશ્રેણી, જ્ઞાન વિરાગ ભક્તિ સુખ દેણી."

*આ કાયા જે મળી છે તે દુર્લભમાં દુર્લભ છે. એને સાર્થક કરી લેવી એમાં જ આપણા જીવનની સફળતા છે.*

રામાયણમાં કહ્યા મુજબ "નરતન" એ આપણને લાગુ પડે છે, કેમ કે આપણી ભૂમિકાનો આરંભ ત્યાંથી થવો જોઈએ.

કોઈ એક વિદ્યાર્થી એકધોરણમાંથી બીજાધોરણમાં ચડે છે ત્યારે એની પરીક્ષા લેવાય છે–અને ઉપલા ધોરણ માટે સારા સર્ટીફીકેટની જરૂર છે–રહે છે. એ સર્ટીફીકેટ વગર એ ઉપલા ધોરણનો અધિકારી નથી બનતો. તેમજ આપણે પણ આપણી પરીક્ષા કરવી જોઈએ–કે હું કોઈ અસુર તો નથીને? હું કોઈ પિશાચ તો નથીને? હું કોઈ પશુ તો નથીને?

## હું કોણ છું?

પ્રથમ તો માનવ દેહની દુર્લભતા જાણ્યા પછી, એ ભૂમિકા વિચારવી જોઈએ, કે હું કોણ છું?

" कोऽहं कथमिद् जातं, को वै कर्ताऽस्य विद्यतेः
उपादानं किमस्तीह, विचारः सोऽयमी दृशः ॥ "

હું માણસ હોઉં તો ક્યાંથી આવ્યો છું? અમારા ગુરુદેવે ઠીક જ કહ્યું છે?

" હું કોણ? ને આ બધું શું? સ્વરુપ મારું શુ ખરું? "

## વિજ્ઞાન દૃષ્ટિએ

આ બધી વાતોને આપણે વિજ્ઞાન દૃષ્ટિએ વિચારીએ ફરી એક વાર કહી દઉં કે ધર્મ અને વિજ્ઞાન, ધર્મ અને અર્થશાસ્ત્ર, ધર્મ અને સાહિત્ય, એ બધું જુદું નથી.

ચાર્લ્સ ડાર્વિનની પહેલી કલ્પના–આ સૂર્યમાળાઓ–એમાં મુખ્યત્વે નિહારિકા–પછી ધીમે ઠરી પડતો ગયો, પછી જીવનો બનતાં ગયાં. આમ તે માને છે.

## ક્રમિક વિકાસ

જૈન સૂત્રની પરિભાષામાં કહીએ તો સચેતન સૃષ્ટિમાં સૌથી પહેલાં એકેન્દ્રિય જીવો હતા. ત્વચાવાળા જીવો હતા જગદીશચંદ્રવસુએ સિદ્ધ કરી આપ્યું છે, કે વનસ્પતિ પણ ગાય છે, રુવે છે, હસે છે.

ઝાડ જ્યારે ખીલી ઉઠેલું હોય–ફળથી લચપચતું હોય, ત્યારે કેટલું સુંદર લાગે છે? સારા–

જોજનગંધી પહોંચવાની જ. તેનો ઉદ્યોગ તો જુઓ ? આ પાછળ વિજ્ઞાને અનેક શક્તિઓ ખરચી છે. આથી જ આજે આનું સાહિત્ય સારા પ્રમાણમાં મળે છે. અને આપણને એ જાણતાં રસ ઉત્પન્ન થાય-છે. મિષ્ટાન કે એવી કોઇ વસ્તુ તરફ જુઓ તો ખરા ? કીડીઓ ઉભરાય છે-કતારોમાં. આને કોણ સમાજવાદ શીખવવા ગયું હતું ? અંતઃકરણ સિદ્ધ-સ્વાભાવિક-ચાહ્યું જ આવે છે. કણ કણ દ્વારા કોઠાર ભરી શકે છે. કેવી ઉપકાર દૃષ્ટિ.

કોઈ કીડીઓ એવી પણ હોય છે, કે ચટકો મારતાં જ આપણને ત્રાસ ઉપજાવે છે. મંકોડાનો-ડંખ પણ કેવો ?

**ચતુરિન્દ્રિય:**—ચતુરિન્દ્રિય પ્રાણીને નવીઇન્દ્રિય મળે છે તે આંખ. **ભમરા, મધમાંખ** વિગેરે.

આ યોનિમાં આંખની તીવ્રતા વિશેષ હોય છે. ભમરા, મધમાંખ તેમનો પુરુષાર્થ, તેમનું સમાજશાસ્ત્ર, અચંબો પમાડે તેવું છે. જોકે કવિ બીજા અર્થમાં લઇ કહે છેઃ-

માખીઓએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું;
લૂંટનારે લૂંટી લીધું રે, પ્રામર પ્રાણી, ચેત તો ચેતાવું તુને રે.

માખીઓની પુષ્પમાંથી રસ ચૂસવાની શી સુંદર કળા ? એ પુષ્પમાંથી એવી રીતે રસ ચૂસે છે કે તેને બીલકુલ દુઃખ ન થાય ! કેવી એની ઉદ્યોગશીલતા ! અને કેવી સાવધાની ! કેવું એનું સમાજ-શાસ્ત્ર ? આપણે માટે આ બોધ પાઠ કેવો સુંદર છે ?

આપણા વેપારીભાઇઓએ જાણવા જેવું છે, કે કમાવું ભલે પણ બીજાને દુઃખવીને નહિ, બીજાને રંજાડીને નહિ, બીજાને છેતરીને નહિ, બીજાને કચરીને નહિ.

આપણે આપણી ગાયને પૂરતું ખવડાવીએ-અને તેની પાસેથી દૂધ લઇએ, ફક્ત ત્રણ આંચળમાંથી દૂધ લેવું અને એકમાં તેના બચ્ચા માટે રહેવા દેવું, એ આપણામાં રહેલી સાચી માનવતા સૂચવે છે. ત્યારે બીજી બાજુ એમ વિચારીએ કે સીમમાં ગાય ચરી આવશે અને દૂધ પૂરેપૂરું દોહવું અને બચ્ચા માટે કંઈ ન રહેવા દેવું; આ શું છે ?

આ કંઈ કમાણી નથી. જે લેવામાં પરમાર્થની દૃષ્ટિ નથી જણાતી, તે સાચી કમાણી નથી. વધુમાંવધુ આપી ઓછામાંઓછું લેવાની ભાવના તેજ સાચું દ્રવ્ય છે.

**પંચેન્દ્રિય:**—ચતુરિન્દ્રિય કરતાં કાન વધે એટલે પંચેન્દ્રિય કહેવાય. આપણે પંચેન્દ્રિય સંજ્ઞા અને વિકાસયોગ્ય ભૂમિકાવાળા કહેવડાવીએ છીએ. અનેક રીતે અનેક સંસ્કારોથી વિકસતા વિકસતા આ સ્થિતિમાં આવ્યા છીએ.

ગાય પણ પંચેન્દ્રિય સંજ્ઞી પ્રાણી છે. અહો ! આ માતાના આપણા ઉપર શા ઉપકાર છે ! ઘી-

ડંખ મારશે કે એથી આખા શરીરમાં ઝેર વ્યાપી જશે. અને તે માત્ર શરીરને જ નહિ, પણ આત્માને શુદ્ધાં મારી નાખશે.

આ પ્રમાણેના આધ્યાત્મિક દર્દરૂપી સર્પો માટે, જો વાસ્તવિક વિચારણા થઈ હોય, તો પછી એને આપણામાં આવવા કેમ દઈએ? એ આવે કે એની સામે ઢાલ ધરીએ જ ને?

## સાચોપાઠ.

એકવાર ગુરુજીએ નિશાળમાં ક્ષમાનો પાઠ શીખવ્યો. યુધિષ્ઠિર એ પાઠ પાકો કરવા લાગ્યા. પરંતુ એને પોતાના વ્યવહારમાં ક્રોધ આવી ગયો. તેને લાગ્યું કે હજૂ મારો પાઠ પાકો નથી થયો. બીજે દિવસે તે નિશાળે ન ગયા. ગુરુજીએ પૂછ્યું કે કેમ નિશાળે નથી આવ્યા? ત્યારે કહ્યું કે ગુરુદેવ જ્યાં સુધી, એક પાઠ પાકો નથી, થયો ત્યાં બીજો પાઠ લેવા કેમ આવું?

ગુરુદેવે કહ્યું-શાબાશ છે તમને. જીવનમાં આ મુજબ નીતિના પાઠોને જો ઉતારાય, તો જીવનની સફળતા સહજ છે.

સ્વાર્થી માણસ આખી રાત્રિ ઉજાગરો કરે-અને એને પૂછો કે કેમ શું વિચારમાં હતા? તો કહેશે કે હું વિચાર કરતો હતો. ભલાભાઈ શા વિચાર કરતા હતા? તો કહેશે બીજા પાસેથી વધુમાં વધુ કેવી રીતે મળે? બીજા પાસેથી કેમ પડાવવું? અને સવાર થતાં જ એ કાર્યમાં ગુંથાઈ જાય આને તમે વિચાર કહેશો કે વિકલ્પ?

કહ્યું છે કેઃ—

"સાચી સમજણ વિનાનું સુખ નથી જીવને હોજી,
એતો અનુભવથી ઓળખાય;"

સાચી સમજણ વિના સાચું સુખ નથી. આવું આવુ ઘણુયે વાંચીએ છીએ-વિચારીએ છીએ, તેમ છતાં પાછું જીવનમાં એ વિષે મીંડું જ હોય છે. કારણ એ છે કે તે સમજણ કાલ્પનિક હોય છે. હૃદય-સ્પર્શી હોતી જ નથી.

આ ઉદાહરણ જુઓઃ—

એકવાર એકભાઈ રોજ સવારમાં ભેંસોનાં શિંગડાનો ગોળ ઘેરાવો જોઈ એમ વિચારતો કે મારા માથા જેટલો જ આ લાગે છે હો! એમાં પગ નાખી જોઈ જોઉં!

આ પ્રમાણે ૭ માસ સુધી રોજ સવારે ભેંસોના શિંગડા જોઈ વિચાર કરે. પછી એકવાર તો આ વિચારને એણે અમલમાં મૂક્યો. પછી શું થાય? ભેંસ ભડકીને પછડાયો હેઠો. હાડકાં ખોખરાં થયાં.

ગામ લોકોએ કહ્યું, 'ભાઈ' કાંઈક તો વિચાર તો કરવો હતો? ત્યારે તેણે જવાબ દેતાં કહ્યું કે, અરે ભાઈ-૭ માસ-સુધી વિચાર કર્યા પછી જ આ પ્રમાણે કર્યું છે. હવે બોલો આને વિચાર કહેશો?

છું. આ ભાઈને તો એ મહાપુરુષના વચનમાં વિશ્વાસ હતો. એણે એ પાણી પીધું, પણ રોગ ન ગયો. એણે વિચાર્યું કે અમુક દિવસો પછી એની અસર થશે.પણ ન થઈ.

આ પછી કોઈએ એને કહ્યું કે 'ભાઈ' ચંડાલનું જ પાણી જોઈશે. એક દિવસ એક બ્રાહ્મણ કોસ ચલાવતો હતો ત્યાં આ ભાઈ પાણીના અર્થે ગયો. એ બ્રાહ્મણ હોવાથી ખૂબ ચીડાયો આ ભાઈએ તો પાણી પીધું અને એનો કોઢ ગયો. કારણકે જાતનો બ્રાહ્મણ છતાં પણ ગુણધર્મે ચંડાલ હતો. એજ રીતે આપણે માણસ કાયાથી છીએ, પણ ગુણથી ન હોઈએ તો મનુષ્ય ન જ કહેવડાવીએ!

## મનોભૂમિકા પ્રગટે ત્યારે?

જ્યારે વિચાર પ્રગટે ત્યારે માનવતા આવી છે એમ સમજજો. હરામનું ન ખવાય, કોઈ ગરીબને જોઈ એમ ન થવું જોઈએ કે એ જાણે અને એના કર્મ જાણે. પણ એમ સમજવું જોઈએ કે એ દુઃખી છે અને મારી પાસે છે તો મારે આપવું જોઈએ એટલે કે એવા પ્રસંગોમાં કર્મનું શાસ્ત્ર ન બોલાય પણ કર્તવ્ય કરી છૂટવું જોઈએ.

બીજાને સારું કર્મશાસ્ત્ર વાપરીએ, અને પોતાપર તવાઈ આવે ત્યારે બીજાની મદદ અપેક્ષીએ તો કર્મશાસ્ત્રની વિડંબના કરી ગણાય.

જોડીયા પાસે વાવડી નામનું ગામ છે. તે ગામની ભંગીબેન કરાંચીમાં પરણાવેલી. તેણીના ધણી કરાંચી મ્યુનિસિપાલિટીમાં નોકરીએ હતા. તબીયત બગડવાથી તે બેઉ દેશમાં આવેલા. તેઓ એ ગામ પાસેથી નીકળ્યા કે પેલા પટેલ જાણી ગયા કે આતો આપણા ગામનાં બેન. તેમણે તુરત કહ્યું કે, 'દીકરી' ગામટાળીને જવાય? ગામની દીકરીનું દુઃખ એ આયર પટેલને સાલ્યું. એમણે કહ્યું બેન, જમાઈને સારું થઈ જશે. કોઈ ચિંતા નહિ એમ દીલાસો આપ્યો અને કહ્યું:—ખાલી હાથે તમને જવા દેવાય! એમ કહી માનપૂર્વક દાણા આપ્યા. અહીંથી આવતા વર્ષે આવવા કહ્યું. આટલું કરવા છતાં એનામાં અભિમાનની લેશ પણ છાયા ન દેખાઈ. આ બધું એને કોણ શીખવવા ગયું હતું?

આ ચિત્ર જેની મનોભૂમિકા પ્રગટેલી હોય છે એનું.એ ચિત્ર છે.

આપણે તો માનવ બનવું છે. બીજ વવાયા પછી પાછળની ભૂમિકાઓ આપો આપ જ આવે છે.

એક બીજું ઉદાહરણ લઈએ:—

શેખ શાદી નિમાજ પઢવા મસજીદમાં જતા હતા. પગરખાં પગમાં ન હતાં. કારણકે પોતે ગરીબ હતા. પ્રથમ એણે માન્યું કે મારાપર પ્રભુની ખફા છે. પણ એને મસજીદમાં જતાંજ એક માણસને એ મસજીદના ઓટલા ઉપર પગ વિનાનો જોયો અને પોતાનું દુઃખ એ માણસનાં દુઃખ આગળ જરાયે ન લાગ્યું. એને થયું કે હું આનું દુઃખ કેમ ભાંગું? પ્રભુનો કેટલો ઉપકાર માનું કે એણે મને પગ આપ્યા છે! પ્રભુ! તારી દયા અપાર છે. આવા વિચારો,જ્યારે માનવતા પ્રગટે ત્યારે આવે છે વિચારના સદ્‌ભાવે આ વસ્તુ આવે.

# વિશ્વવત્સલ-સંઘ

## ( ત્રીજું પ્રવચન )

વિશ્વવાત્સલ્ય ચિંતક વર્ગનાં માતાઓ અને ભાઈઓ !

આજનો વિષય શરૂ કરતાં પહેલાં મારે કહેવું જોઈએ કે મારા પહેલાં રવિશંકરભાઇએ જે સુંદર વિચારોનો પ્રવાહ આપ્યો છે, તેનું અનુસંધાન કુદરતી રીતેજ આમાં તમે જોઈ શકશો. હું આ પહેલાં જે બે પ્રવચનો કરી ગયો છું તે તરફ પ્રથમ તમારું ફરીને લક્ષ્ય ખેંચું છું. જ્યાંસુધી ધર્મને નામે મનમાં જડાયેલા સંસ્કારોની પકડ છૂટે નહિ, ત્યાંસુધી વિશ્વવત્સલસંઘની નવી ભાવના નહિ ઝીલી શકાય, અને ગઈ કાલે કહેવાયેલા માનવતાના મુખ્ય લક્ષણ વિચાર વિના તે ઝીલ્યા પછી પણ પચાવી નહિ શકાય. એટલે ત્યાર બાદ જ આજનો વિષય લેવાનો છે. તમો તમારા અંતરને પૂછો કે " આપણે ખરા અર્થમાં માણસ છીએ ? " જેમ ચોથી ચોપડીની પરીક્ષા લઈને જ પાંચમીનું પ્રવેશપત્ર અપાય છે, તેમ માણસાઈની પરીક્ષા લઈને જ 'વિશ્વવત્સલસંઘ' ના સભ્ય થવાનું પ્રવેશપત્ર મળી શકે છે. માટે પૂછો, કે હું શરીરથી તો માણસ છું, પણ માણસમાં રહેલા ગુણો મારામાં છે ખરા ? જો જવાબ હકારમાં આવે તો આ વિષય સમજવો સરળ બને, અને સાચી સમજણ બાદ આચરણ પણ સહજ બને એ દેખીતું છે. હવે હું આજના વિષય " વિશ્વવત્સલસંઘ " પૈકીનો પ્રથમ વિશ્વ શબ્દનો મુદ્દો લઈ શરૂ કરું છું.

### આપણે અને વિશ્વ

જગતને અને આપણને શો સંબંધ છે ? તે પ્રથમ તો સર્વધર્મની દષ્ટિએ વિચારીએ. બધા ધર્મોના ધર્મશાસ્ત્રીઓએ સૃષ્ટિ વિતાન રજુ કર્યું છે. આ આત્મા સંસારી ક્યારે બન્યો એ ભલે ગુપ્ત વાત છે, પણ આ આત્મા સંસારી કેવી રીતે થયો તે તો વૈજ્ઞાનીકોએ અદ્ભુત રીતે સમજાવ્યું છે. સૌની રજુ કરવાની શૈલી જુદી જુદી છે, પણ તત્વ એક જ રીતે નિરુપાયું છે. પ્રથમ વેદને લઈએ. વેદ ભારે પ્રાચીન ગણાય છે. આજે એની ચાર સંહિતાઓ ઉપલબ્ધ છે સંહિતાઓ એટલે શ્રુતિ. વેદ એટલે જ્ઞાન. અને સાંભળેલું જ્ઞાન તે શ્રુતિ, શ્રુતિમાં એ દર્શાવાયું છે. સોઽકામયત તે (જીવ) કામના વશ થયો અને એ કામનાજન્ય એને ઇચ્છા કે હું એક છું તે બહું થાઉં. એ તો બહુ સ્વાભાવિક વસ્તુ છે કે કામના કદી એક પાત્રમાં પુરાતી નથી તે વિધવિધ પાત્ર અપેક્ષે છે. ચેતન જડનો સંબંધ બાંધે એટલે એકનાં અનેક પાત્ર બને તે પણ દેખીતું જ છે. આમ એકનાં અનેક થયાં. પિંડમાંથી બ્રહ્માંડ નિપજ્યું. અહો એનો આજે કેટલો વિસ્તાર ! મહાભારતમાં સર્પ, પંખી, અને મનુષ્યો બધાના પૂર્વજ એક જોઈએ એટલે ડાર્વિનનો ઉત્ક્રાન્તિવાદ આશ્ચર્યકારક ન લાગે. અંજના અને પવન બન્નેનો સંગ થયો 'વા અને નર' ના સંગે હનુમાન વાનર થાય.

જાય છે. માનવીપરની આફત સુણ્યા પછી અમે મદદ કર્યા વિના કેમ રહી શકીએ? બુદ્ધ પણ સાથે ગયા. ત્યાં એક જણને બહુ ઉંડું તીર લાગ્યું હતું. તેની વેદના અસહ્ય હતી. શિષ્યો તત્કાળ તીરને ખેંચી કાઢવા લાગ્યા. બુદ્ધદેવે કહ્યું. "આ ખેંચનાં પહેલાં તેમને પૂછો તો ખરા કેમ લાગ્યું? કોણે માર્યું"? વિગેરે.

શિષ્યોએ કહ્યું. ગુરુદેવ! આ વેળા એ બધું પૂછવાની નથી. એ બધું પૂછવા રહીએ ત્યાં તો કેસ ખલાસ થાય માટે અત્યારે તો સેવાશુશ્રૂષાની વેળા છે. અને ખરે જ તત્કાળ સેવા સારવાર કરી તીર ખેંચી લીધું અને ઘાવપર અસરકારક જાણીતી ઔષધિ દાબી પાટો બાંધી દીધો. શુદ્ધિ આવતાં પાણી પાયું ખોરાક આપી ટટ્ટાર કરી ચાલતા થયા. આ સેવાથી સેવાના પાત્રને તો સંતોષ થયો જ, પણ તેથી અધિક આ સેવા કરનારા સાધુઓને થયો. ખરા યાચકને દેનાર દાતાને વધુ આહ્લાદ થાય છે.

વળી એક વખત શિષ્યોને ગુરુદેવને પૂછ્યું. "મૂળે આત્મા કયારે બંધાયો? તે આત્મસ્વરુપ વિષે કહો." બુદ્ધદેવે કહ્યું, કરુણા વૈરાગ્ય આદિદ્વારા તમને એ સ્વરુપ આપોઆપ સમજાશે. છતાં શિષ્યોએ આગ્રહ કર્યો ત્યારે ગુરુદેવે કહ્યું 'ભાઈ, તમે પેલા ઘાયલ આગળ જઈ શું કરતા હતા? સુશ્રૂષા! પ્રથમ તમને મેં કહેલું કે ઘા વિષે પૂછો, તો તમે કેમ ન પૂછ્યું? એ પૂછવાનો સમય ન હતો. એ સેવાનો સમય હતો. તો ભાઈઓ આજે કેવો સમય છે. મોહના શરથી આત્મા વિંધાયો છે. કયારે વિંધાયો તે જાણવાની આ વેળા નથી. સચ્ચિદાનંદ સ્વરુપ પ્રગટ થયે તે જણાશે. અત્યારે તો એ મોહ બાણને ખેંચીલો. અને કરુણા વૈરાગ્યાદિ દવાથી ઘા રુઝવો. આમ બુદ્ધદેવે આત્માનું તત્વજ્ઞાન ભલે ન કહ્યું. જેમ મા પાસે બાળક આપોઆપ જાય છે. બીજાની ગોદમાં પણ જાય, પરંતુ વાત્સલ્ય ન જોતાં તે રડે છે–ને ઉઠી જાય છે. તેમ આત્માનું તત્વજ્ઞાન ન જણાય તો પણ, મોહમાયાનું આવરણ દૂર કરવાના પ્રયત્નનું જ્ઞાન અને આચરણ એટલે બધું તેમાં આવી જાય છે.

બૌદ્ધતત્વજ્ઞાનનું તેવું જ છે છતાં કામનાથી સંસાર થયો–અને પ્રકૃતિ વિજ્ઞાનથી અનેકપણું અને અનેકત્વ ત્યાં ક્ષણિકપણું તથા આલય વિજ્ઞાનરુપ એકતા તેજ નિર્વાણ અને ત્યાં અનેકપણાનો લય એ વિષે કહ્યું જ છે. હિંદ બહારના યહુદી ધર્મ, ખ્રિસ્ત ધર્મ તથા ઈસ્લામ, વિગેરેમા પણ બાવા આદમના આપણે વંશજો છીએ એ વાત છે.

જગતગુરુ શંકરાચાર્યની માન્યતા કેવલાદ્વૈત તરફની છે એટલે તમો કેવળ એક છો. માજદયસ્તી ધર્મ–(પારસીલોકોના ધર્મ) માં પણ સૃષ્ટિ વિષેની વાતો છે જ. એમ આપણે અને વિશ્વજીવો મૂળે સંબંધી છીએ. આજે પણ દૂર પડવા છતાં સંબંધી છીએ એ વાત નિર્વિવાદ પણે સર્વધર્મો એ સ્વીકારી છે. ખુદાના પુત્રો તરીકે આપણે સૌ એક પિતાનો પરિવાર છીએ.

જેમ શરીર એક છતાં અવયવ જુદા છે: પરંતુ હાથ પગના આત્મા જુદા છે? ના, તેમ આ અનંત વિશ્વમાં તમે એક જ તત્વ છો, ચેતન છો, સત છો. આ સત, તેજ, પરમ તત્વ. યુરોપમાં પણ

તેવું એકે કુળ નથી, કે જેમાં આપણો પ્રવેશ ન કર્યો હોય.

વનસ્પતિનો જીવ મનુષ્યગતિમાં આવે, અને મનુષ્ય પણ મરીને વનસ્પતિમાં જાય. સ્ત્રી મરીને પુરુષ થાય, પુરુષ મરીને સ્ત્રી થાય. આ બધું જેવાં જેવાં કર્મો તે પર આધાર રાખે છે. મરતીવખતે જે જાતનો કર્મ-સરવાળો થઈને, આંતરિક શરીર બની જાય છે. તેવીજ ગતિને તેવેજ સ્થળે તે ઉપજે છે.

જૈનગ્રંથોમાં એવી ઘણી વાતો છે. દા૦ત૦ નંદનમણિયાર-મરતી વખતે દેડકા જેવું કર્મ ગોલક હોવાથી—સજાતીયતાના આકર્ષણને નિયમે મરીને દેડકો થયેલો. એક સાધુ મહાક્રોધી સ્થિતિમાં મરવાથી મહાઝેરી સર્પ બન્યો હતો. વૈદિકધર્મમાં પણ, બોરમાં જીવ રહેવાથી મતલબ કે બોરની યોનિને અનુરૂપ કર્મબંધનથી મરીને તે યોગી બોરનું જીવડું થયો. આ વાત યથાર્થ છે. ચાર્લ્સડાર્વિન-એકલી ઉત્ક્રાન્તિમાં માને છે. પણ ઉત્ક્રાન્તિ અને અવક્રાન્તિ બન્ને દિશા હોય છે જે ચડેછે તે લથડતાં પણ પડે છે જ.

આમ આપણે અનેક ગતિમાં આપણાં કૌટુંબિકોને મૂકીને આવ્યા છીએ મૂળે એકના બે અને તેમાંથી સકળ સૃષ્ટિ બની જાય, તે વાત ગળે ઉતરે તેવીજ છે હું ન ભૂલતો હોઉં તો જૈનસૂત્રોમાં દેવવર્ણન આવે છે. ત્યાં દેવ પોતે જાદુગરની જેમ સજીવ પિંડદ્વારા વૈક્રિય લબ્ધી માટે પોતાના શરીરમાંથી દેવાંગના બનાવી, પ્રણય વેદન-કરી પાછું દેવાંગના રૂપ સમેટી લે છે.

આજના પ્રાણી શાસ્ત્રીઓ કહે છે કે સીલેમ એક દરિયાઈ જંતુ એવું થાય છે કે, એક વખતે તેની પૂંછડીવાળો ભાગ એક દિશા તરફ ખેંચાય છે અને માથાનો ભાગ સામી દિશા તરફ ખેંચાય છે. એમ બે ભાગ પડી જાય છે અને માથાવાળા ભાગને પૂંછડી ઉગે છે. ને પૂંછડીવાળા ભાગને માથું આવે છે. યથાર્થ એકમાંથી બે પ્રાણી બને છે.

હાઇડ્રા નામના જળચર પ્રાણીને તો બાજુમાં બીજું પ્રાણી ડાળ ફૂટે તેમ ઉગે છે ને મોટું થતાં જુદુ પડી જાય છે. અળસિયાંની વાત તો આપણે જોઈએ જ છીએ. પ્રાણીશાસ્ત્રીઓ તે અળસિયાંના એકજ શરીરમાં નરમાદા બન્નેના અવયવો માને છે. અલબત્ત બે અળસિયાં એક બીજાં જોડાય છે ખરાં પણ બન્ને ગર્ભાધાન કરી શકે છે. એક જ શરીરમાંથી આમ સૃષ્ટિ વધે તો શું પુરુષ શરીરમાંથી બીજું સ્ત્રી શરીર નીકળે અને તે બેના યોગે બીજી સૃષ્ટિ થાય તેમાં નવાઈ છે ! આજના વિજ્ઞાનમય જગતમાં સ્ત્રી શરીર અવયવ હોય, અમુક કાળ લગી એજ રહે અને અચાનક તે જ શરીરમાંથી-અવયવમાથી-પુરુષનો શરીર અવયવ બનવાના દાખલા બને છે. આમ જોતાં સ્ત્રી અને પુરુષ તો એક મગની બે ફાડ જેટલાં જૂદાં નથી. સ્ત્રીદેહ અને પુરુષદેહનું મૂળ તો એની પાછળ રહેલું માનસિક શરીર જ છે. જેવા મનોભાવ તેવો જીવ; ગતિ, યોનિ, પુરુષ દેહ કે સ્ત્રી દેહ પામે છે. જે વસ્તુ બીજા ભવમાં એટલે જન્માંતરમાં શક્ય છે. તે આ ભવમાં પણ કેમ શક્ય ન હોય ? માણસમાથી વાઘ, નાગ, રીંછ, વગેરે રૂપો તાદૃશ ધરનારી વ્યક્તિઓ આજે સુદ્ધાં સાંભળી છે. અને એમાં કશી જ નવાઈ નથી.

" મદ્‌ભાવા માનસાજાતા, સ્તેષાં લોક ઇમાઃ પ્રજાઃ " એ ગીતા વચન યથાર્થ જ છે. જો આ

જો વીર્યમાં રહેલું એકેક સત્ત્વ અણુ જો ગર્ભરૂપ ધારણ કરે અને દરેક સંભોગક્રિયા વખતે તેવું બને તો, આજના વિકારી જગતમાં દર વર્ષે એક જ માબાપને ત્યાં કેટલા કરોડ છોકરા ફૂટી નીકળત! આજની દુનિયાની માનવ વસતી બે-સવાબે-'અબજ' ગણીએ, તેટલી સંતતિ તો એકજ મા બાપને ત્યાં થોડા વર્ષોમાં હોત! આમાં કેટલાકને એ પાળી પોષી સંસ્કાર સિંચત? એટલે જ વધુમાં વધુ એક સમયે બે કે ત્રણ જ ટકે છે. જો કે ૭ બચ્ચાં એકી સાથે ગર્ભમાં રહ્યાં અને બહાર આવ્યાની વાત બની છે ખરી, પણ બેલડાના બે સિવાય ટકયાની વાત હિંદ વિષે તો જાણમાં નથી. ટૂંકમાં એ જાયું કે આપણામાં લાખો સંખ્યા પેદા કરવાની તાકાત છે. પણ આજે એ બધીને જીરવવાની તાકાત નથી. એટલે કે આપણા વેંતિયા સમા પુરુષ શરીરમાં પેદા કરવાની અને જીરવવાની શકિત નથી રહી તો જીવે કયાંથી?

દરિયામાં મગરમચ્છો એવડા મોટા દેહવાળા હોય છે કે, જેના પર સ્ટીમરો રહી શકે. અને હજારોની સંતતિ પેદા કરી શકે. આ મગરમચ્છની શકિત કરતાં જો ધારે તો શું માનવી શકિત ઓછી છે? એટલે શરીર શકિત એવી કેળવી શકાય તેમ છે જ. પણ લાખો કરોડોને વીર્યદ્વારા પેદા કરી તેના પર સ્નેહ ઢોળવા કરતાં આપણા જ વીર્યના મૂળભૂત આત્મામાંથી વાત્સલ્યનો શુદ્ધ પ્રવાહ રેડીએ તો? આ બેમાં કયો માર્ગ ઉત્તમ? વિચારો! એક રીતે જોતાં જ જગતની બધી પ્રજા આપણી જ છે. આધ્યાત્મિક દ્રષ્ટિએ તો આપણી છેજ, પણ જાતીય એટલે જન્મ વિષયક દ્રષ્ટિએ પણ આપણી જ છે. કોઇ વહીવંચો કહેકે અમુક પેઢી પૂર્વે તમે શિવાજી કે પ્રતાપના વંશ જ છો, અથવા તેથી પણ આગળ જઈને રામ કે કૃષ્ણના વંશ જ છો તો કેવો હર્ષ થાય, અથવા ઋષભનાથના વંશ જ છો તો તો આનંદનો પાર રહેતો નથી. પણ ઓળખાણ ન હોય તો, સગા પોતાના દીકરાઓને સુદ્ધાં દેવકીજી ન હોતાં પારખી શકયાં. એમ જૈનઆગમની વાત કહે છે. બસ આજ દશા આજે આપણી છે. માટે હવે આપણે એ ભૂલેલી વાતને તાજી કરીએ છીએ.

"નિસર્ગથી સૌ સરખાં સૂજેલા, છે જ્ઞાનના રશ્મિ થકી ભરેલાં;
છે ભિન્નતા કેવળ વૃત્તિ કેરી સર્વત્ર જ્યોતિ પ્રસરે અનેરી."

એક સૂફી ભક્ત પણ કહે છે:—

"કોણ બ્રહ્મણ, કોણ વાણિયા, કોણ સૈયદ, કોણ શેખ,
જ્ઞાને કરીને જોઇલો ભાઇ આત્મા સૌનો એક"

વાત સાચી જ છે. આપણે જગત સાથે જ્ઞાનની દ્રષ્ટિએ એક ભાવમાં રહીએ. અને વૃત્તિની દ્રષ્ટિએ જુદા પણું અનુભવીને રહીએ, એટલે હું ખાઉં તો તમે ખાધું એમ એક નહિ પણ હું ખાઉં તે પહેલાં તમોએ ખાધું કે નહિ તે વિવેક વિચાર કરી તે રીતે પ્રેમપૂર્ણ સંયમલક્ષી વર્તન રાખું. તમારા કર્મજન્ય દુઃખમાં સહાનુભૂતિ રાખું તો આપણો અને વિશ્વનો સંબંધ, બંધનકર ન થતાં આપણને

માર્ગ પ્રેમી ઉભયકોટીના સાધકો આવી શકે છે. અને જ્યાં પ્રવૃત્તિ માર્ગનાં અભિમાન, મોહ, મદાંધપણું એ દૂષણ નથી તેમ નિવૃત્તિમાર્ગનાં દૂષણો જેવાં કે આળસ, એકલપેટાપણું કે શુષ્કતા પણ નથી. જેઓ એમ કહેછે કે, અમે તો આત્માનું કરીએ.અમારે જગતની શી પડી છે? તેઓને તમો પૂછો કે તમોને રાત્રિનું આકાશ દર્શન જોઈ આહ્લાદ થાય છે? વૃક્ષો, જળાશયો, પક્ષીના કિલ્લોલ, મૃગોની ગમ્મત, જોઈ ઉર્મિ ઊઠે છે? તો એ સ્પંદનને તમો વિકારી માની દૂર ભાગો છો? અને ભાગો તો કેટલેક દૂર ભાગી શકો છો? જ્યાં જાઓ ત્યાં એ જગત તો તમારી સામેજ પડ્યું છે! મતલબ કે વિશ્વ સાથેનો સંબંધ તમે તોડી શકવાના નથી. તો તે સંબંધની શુદ્ધિ કરવી એજ તમારા હાથની વાત છે. મનઃશુદ્ધિ એજ એનો ઉપાય છે. નહિ તો જ્યાં જશો ત્યાં ડખલ, પ્રત્યાઘાત પડવાનો છે.

ઉદાહરણઃ—ભરત મહારાજા ગંડકી તીરે રાજપાટ છોડી તપસ્યા અને પ્રભુ ભજન કરવા ગયા હતા. સાદી મંજુલ પર્ણકુટીમાં વસતા હતા. સંયમી જીવન ગાળતા હતા, એકાકી હતા—અને થી કવાપી કહે છેઃ—

"ૐકારના રટણમાં દિન જાય ચાલ્યા, એકાગ્રચિત્તથી ભજે પરિબ્રહ્મરાયા,
આહાર કંદ ફળનો કરતો સદાએ, એકાંત શાંતસ્થળમાં સુખથી વસે છે."
અને, "ફુલો લત્તાને તરુ મેઘમાંહી, સૌન્દર્ય પીતાં નયનો સદા છે."
ત્યાં એકદા મૃગનું બચ્ચું વહેળામાં વહી જતું જોયું અને—
"તપસ્વીનાએ તપમાં રહી છે, મહાદયાની અતિ તીવ્ર રેખા"

આથી પ્રેરાઈ એ ઋષિએ મૃગબાળને લઈ લીધું. અને આશ્રમે જઈ તૃણાદિ દઈ તેને કુદતું કર્યું. અહીં લગી તો બરાબરજ હતુ. પણ એ મૃગનું કુદવું, રમતું, એ-એ ઋષિને આકર્ષવા લાગ્યું. એનાં નયનોએ ઋષિહૃદય પર જાદુ કર્યું. ઋષિનું વાત્સલ્ય વહેવા માંડ્યું પણ રે ઋષિ! તારોએ પ્રવાહ વિશ્વમાં વહેવડાવવા માટે છે. આ આત્મનાદની ઋષિએ પરવા ન કરી. એના અંતરમાં એકલવાઈ જિંદગીની નિરસતાનો પ્રત્યાઘાત ઉઠયો હતો

ધીમે ધીમે જ્યારે હવે એ વાત્સલ્ય પણ વિકૃત થવા લાગ્યું એ મૃગબાળને ગોદમાં લઈ પંપાળે અને ખૂબ ચૂમે ત્યારે જ એને જંપ વળે. અને આ રસઘૂંટ આગળ એને માળાનો યોગરસ ફીકો લાગે. જો કે આ વખતે એને મન પ્રથમ એમ લાગતું કે આટલીવાર પંપાળ્યા પછી નિરાંતે ભજન કરું. પણ જરાવાર વિખુટું પડે કે તુરત એ યાદ આવે અને ભજન યોગભ્રષ્ટ થાય. વળી મૃગબાળને ગોતવા દોડે! કેવી દુર્દશા! કયાં જગતથી નિરાળાપણું અનુભવવા આવેલો મસ્તયોગી અને કયાં આ મૃગબાળ પાછળ ભમતો આસક્તજીવડો! કોઈકવાર તો એને પણ આ દુર્દશા સાલતી હતી. અને કયારેક કયારેક ઢીલે હૈયે વીલે મોઢે એ "દૂરથા દૂર હુંથીયા રે વા'લા મૃગબાલતું" એમ કહી જતો. પરંતુ મૃગબાળ કયાં એને વળગ્યું હતું! એ પોતે જ મૃગબાલને વળગ્યો હતો. છેવટે "મૃગલા"ની યોનિમાં જન્મ પામવા સુધીની તન્મયતા થઈ ગઈ. અને "કયા એવું કહે છે કે, જન્મશે મૃગ એ ઋષિ."

છે: તેનું પ્રત્યેક અંગભારે ઉપકારક છે. ગાયનું દૂધ 'મા'ની જેમ પીનાર બાળકોની વાત મેં અન્યત્ર કહી છે. આમ ગાય સાથે માણસજાત સ્વાર્થેજ નહિ; પણ ભાંડુભાવે વર્તે એ વિશ્વવાત્સલ્યનું સક્રિય-સ્વરૂપ છે.

## વાત્સલ્યમાં કેટલી અર્પણતા!

જંતુ, પશુ, પંખીમાં જાતીયદષ્ટિએ પણ વાત્સલ્યમાં કેવી અર્પણતા હોય છે. તેથી આ-સમજાશે.

હુડકકુ (જંગલી કોયલ) નામનું પક્ષી પોતાનો માળો બે ખાનાંવાળો બાંધે છે. એક પોતાના માટે ને બીજો બચ્ચાંના માટે. નરકોયલ ખોરાક લાવી આપે છે. વાત્સલ્યને લીધે માદા જરાપણ ખાતી નથી. એમ માનીને કે કદાચ બચ્ચાં માટે ખોરાક નહિ રહે. તેથી બધા ખોરાકને ઇંડાવાળા ખાનામાં ભંડારી મૂકે છે. પરિણામે ભૂખથી પીડાઇને માદા મારી જાય છે. પછી કુદરતી ગરમીથી સેવાઇને ઈંડામાંથી બચ્ચાં થાય છે. બચ્ચાંને ખોરાક રખે ખૂટે! એ ભાવથી છતે ખોરાકે જિંદગી સમર્પવી! કેવી સમર્પણ ભાવના!

મૃગલી પોતાનાં બચ્ચાંને બચાવવા માટે, શિકારી જ્યારે તીર ફેંકે છે, ત્યારે જિંદગીને ભોગે પણ આડી ઉભી રહે છે. નાગણ પોતાનાં બચ્ચાંને કોઈ માણસ મારી ન નાખે તેટલા માટે માણસના દેખતાં ઇંડામાંથી જન્મે કે તે બચ્ચાંને તુરત મોઢામાં (ગલોફામાં) ભરી કોઈ નિર્ભય સ્થળે મૂકે છે. ખાઈ જાય તે માન્યતા ભૂલ ભરેલી છે, એમ અનુભવીઓ કહે છે. આમ વાત્સલ્યમાં સમર્પણ એ કુદરતી જ છે. જો આમ છે તો વિશ્વ સાથે "વાત્સલ્ય"માં કેટલું સમર્પણ આવે?

"वासुदेवमयं सर्वम् स महात्मा सुदुर्लभं", એ દષ્ટિએજ કહેલું છે.

આપણા વડેરાઓ કુતરાને પણ નથી ભૂલ્યા, તે એટલે હદ સુધી કે,-રોટલા ઘડતાં પહેલાં પહેલો રોટલો કુતરાં માટે કરવાની રીત ગામડામાં આજે પણ છે. જો વિવેકપૂર્વક કુતરા સાથે કામ લેવાય તો પરસ્પર કેટલો વિકાસ થાય? આવા "વાત્સલ્યની" પાછળ તો એ શક્તિ પણ રહેલી છે, કે તેમનો માંસાહાર છોડાવી અન્નાહારી બનાવી શકાય, પણ તત્વ જાણીએ તોજ. વાઘ બકરી એક આરે પાણી પીતાં મહાત્માઓએ વાત્સલ્યથી જ બતાવ્યાં હોય છે.

જોગેશ્વરીની ગુફામાં એકભાઈ સિંહને દૂધ અને રોટલો ખવડાવતા જોવામાં આવ્યા હતા. પણ જે માણસ પોતેજ સંસ્કારી ન બન્યો હોય તે જગતને સ્વવાત્સલ્ય પીરસીને સંસ્કારી ઉન્નત કેમ બનાવી શકે? માટેજ આના પહેલાંની વાત માનવતાના એકડાની કરી છે. આમ ગાય, બકરી, કુતરાં વગેરે સાથેજ નહિ બલ્કે વનસ્પતિ સાથે પણ આ સંબંધ મળે છે. દેવદારુની વાત હું કહી ચૂકયો છું. તુલસીવિવાહ-વિધિમાં તુલસી આરોગ્યદાયિની છે એટલું જ નહિ બલ્કે તુલસી સાથે વાસુદેવ જોડાયેલા છે, એ ભાવે માણસ પોતાનું "વાત્સલ્ય તે તરફ ઢોળે એ ભાવના હું તારવું છું. હરિજનબંધુઓને સ્વ. તુલસી ક્યારા

(૧) પ્રથમવર્ગ—પ્રથમકક્ષા-દેવોપાસક વર્ગ, ધર્મમૂલ નીતિનો પાલક પોષકવર્ગ.
(૨) બીજોવર્ગ—બીજીકક્ષા-બ્રહ્મોપાસક, યોગમૂલક ધર્મનો આરાધકવર્ગ.
(૩) ત્રીજોવર્ગ—ઉત્તમકક્ષા-જિનોપાસક વિશ્વપ્રેમ, યોગસાધકવર્ગ.

**પ્રથમવર્ગમાં**—જિસસ, જરથુષ્ટ, અને હજરતપયગંબર આદિના ઉપદેશ પૈકીનાં નીતિમયતત્ત્વોનો સવિશેષ આદર અને અમલ છે.

**બીજાવર્ગમાં**—વર્ણાશ્રમને લગતાં કર્તવ્ય-કર્મો એટલે સ્મૃતિ, તથા રામાયણ; મહાભારત, ભાગવત, વગેરેમાંથી સવિશેષ તત્ત્વોનો આદર અને અમલ છે.

**ત્રીજાવર્ગમાં**—યોગવાશિષ્ઠ, અને ખાસ કરીને ગીતા તથા બૌદ્ધધર્મનાં તત્ત્વો તેમજ વિશેષે કરીને જૈન-ધર્મનાં મૌલિકતત્ત્વોનો આદર અને અમલ છે.

**ક્રમપૂર્વક લક્ષણો:—**

**પ્રથમ વર્ગનાં લક્ષણો**—અભક્ષ્યાહારત્યાગ, માનવતા, બ્રહ્મચર્યલક્ષિતા, સંયમપ્રીતિ, ભ્રાતૃભાવ, સેવા, દાન, ( અહીં સ્વશ્રમજન્ય મર્યાદિત સંગ્રહને સ્થાન હોવાથી ) પરોપકાર, બંદગી, સર્વસાધકસહ-ભોજન, સર્વસાધકસહસંમેલન સર્વસદ્‌વિદ્યાઓ, તથા સર્વ નિર્દોષ કળા-હુન્નરાદિ-સદ્‌વ્યવસાય પ્રત્યે રુચિ.

ઉપરનાં લક્ષણો ઉપરાંત-

**બીજાવર્ગનાં લક્ષણો**—સજ્જનતા, બ્રહ્મસાધના, યોગોપાસના, જપ, તપ અને ભજનભક્તિ, જ્ઞાન અને કર્મનો પોતામાં સમન્વય અને પ્રચાર, સાધન પૂરતું રાખી અન્ય પદાર્થોના માલિકીહક્કનું સાધક-મંડળ અર્થે સમર્પણ, બ્રહ્મચર્ય પ્રત્યેની વફાદારી.

**ત્રીજાવર્ગનાં લક્ષણો**—ત્રણ પ્રકારો માટેનો નક્સો આ નીચે આપ્યો છે.

## ત્રીજાવર્ગના ત્રણ પ્રકારો—

૧
ગૃહમાં રહી નિજ માલિકી હક્કનો સર્વથા ત્યાગ કરી, સાધના તલ્લીન અને સાધના વ્યવસ્થાપક, સત્પ્રવૃત્તિ પરાયણ

૨
મર્યાદિત મુદત પર્યંત અન-ગારી રહી નિવૃત્તિ પરાયણ કોઈ પણ ગમે તે જાતનાં એકરંગી, વસ્ત્રધારીવર્ગ અનુભૂતોપદેશપ્રેમી.

૩
(શ્વેત વસ્ત્રધારી)
જીવન પર્યંત અનગારી રહી સત્પ્રવૃત્તિ તથા નિર્લેપી નિવૃત્તિ સેવનાર

દશા (૧)
અનુભૂતોપદેશપ્રેમી

દશા (૨)
મૌન પ્રેમી-
નિજાનંદમસ્ત
સર્વજપ તપ, સંયમાદિ નિયમોનો દાસ નહિ પણ સ્વામી. વિજ્ઞાનનો-સંપ્રદાતા, સમતા-સિદ્ધ યોગીવર્ગ.

અપાવશે. અને સમૃદ્ધ કરશે-દીપાવશે.

[૩] આ સંઘના સભ્યોએ નાતજાતના કે દેશનેશના કે સ્ત્રી પુરુષ વચ્ચેની ઉચ્ચ નીચતાના પ્રચલિત ખ્યાલો ભૂલી જવાના છે.

[૪] ગર્ભાધાનથી માંડીને અંત્યેષ્ટિ સંસ્કાર લગીની ક્રિયાઓમાં મહાન પરિવર્તન કરવાનું છે.

[૫] શુદ્ર તથા શ્રમજીવીવર્ગને વધુ આદર આપવાનો છે.

[૬] ધનિકવર્ગને ધન ખાતર જરાય મહત્વ આપવાનું નથી. આજનું ધન એ મોટે ભાગે અનીતિ-જન્ય હોવાથી તેને પાપ માનવાનું છે.

[૭] વિશ્વ સાથે વાત્સલ્ય સંબંધ છે. માટે વિના કારણે લીલોતરી સુદ્ધાં કચરવામાં સંકોચ રાખવાનો છે. જોઇએ તે ઉપરાંત જળનું ટીપું પણ બગાડવાનું નથી. મતલબ કે જળ અને વનસ્પતિ મારું જ અંગ છે. અથવા મારા પ્રભુની પ્રસાદી છે. તેને કેમ રંજાડાય? કેમ બગડાય? એ દૃષ્ટિ પૂર્વક વર્તવું ઘટે તો પછી ખોરાક કપડાંની તો વાત જ ક્યાં!

[૮] પહેલી કક્ષાના સાધકને જે માલિકીહક્કની મર્યાદામાં છૂટ છે. તેમાંથી પોતાના કુટુંબના પાલન પોષણ, બાળકોના શિક્ષણ, વૃદ્ધ માબાપ કે નિકટનાં અસહાયીજનના પાલન પોષણ ઉપરાંત પોતાની વૃદ્ધાવસ્થા માટેનો ખ્યાલ રાખવાનો છે. મતલબ કે લખો સંગ્રહ કરવાનો નથી અને પોતાના ધંધામાં નીતિ તો જોવાની છે જ. અને નીતિની કમાઇમાંથી ઉપલો સંગ્રહ રાખવા છતાં પોતાના 'સંઘ'ના બીજા સભ્યો તરફથી કર્તવ્યતા પણ ભૂલવાની નથીજ,

[૯] 'વિશ્વવાત્સલ્ય' એ આપણો આદર્શ હોવાથી તથા 'વાત્સલ્યભાવ' એ સ્ત્રી જાતિમાં કુદરતી સહજ હોવાથી સ્ત્રી જાતીને બહુમાન આપવું. એટલું જ નહિ બલ્કે ૐ મૈયાના પ્રતીક તરીક તેમનું પણ સ્થાન છે માટે તેમનામાંથી શિષ્યભાવે શિક્ષણ લેવું. અતિ સહેવાસ ન કરવો. પરોક્ષ રીતે પૂજ્યતા કેળવવી.

[૧૦] હંમેશા મનુષ્ય પૈકી નાનાં મોટાં સૌને બહુનામે બોલાવવાની ટેવ રાખવી.

[૧૧] પશુ પ્રાણી માત્ર તરફ વાત્સલ્યનો સક્રિય પ્રયોગ ચાલુ રાખવો. પશુ પ્રાણી પાસે કામ લેવામાં સ્નેહ ન ભૂલવો.

(૧૨) ઉચિત સેવાના પ્રસંગમાં કર્તવ્યભાવે, વાત્સલ્યભાવે, સેવાદાન વગેરે કરવા છતાં એમાં ગુપ્તતા રાખવી.

(૧૩) સર્વવ્રતોનું આચરણ પ્રતિજ્ઞા પૂર્વક કરવું. વ્રત એતો આપણો સાથી છે. આપણી દૃષ્ટિએ વ્રત એટલે ઇન્દ્રિયો અને પ્રાણના બળને કચરનારું નહિ પણ એમને પોતાના વાસ્તવિક ધર્મમાં મૂકી રસમય અને સ્વામી (આત્મા) પરાયણ બનાવવું".

(૧૪) "મારથી ટોક ટોકથી, આક્રોશથી, કે બળાત્કારથી વ્યક્તિ કે સમુહને દાબી કે સુધારી શકાય છે" એ ભ્રમથી છૂટી પ્રેમ એજ મહા શિક્ષક છે. વ્યક્તિ માત્રનું સ્વતંત્ર વ્યક્તિત્વ જાળવી એકતા

## વિશિષ્ટ સૂચનાઓ

પ્રત્યેક સાધકે યાદ રાખવું કે આખું વિશ્વ સમસૂત્ર પર નથી. એટલે સાધકને ડગલે ને પગલે વ્યવહારુ સાધનામાં મુશ્કેલી પડવાની નડવાની. (૧) અંગત પૂર્વાધ્યાસોની સામે ટકી રહેવામાં, (૨) શુભ હેતુને સમજી શકતા વર્ગ સાથે સમતામય-શાંતિમય-સેવા તથા સહાનુભૂતિ બજાવવા-જાળવવામાં-એક નાની પણ બાબતમાં અસામંજસ્ય ન થવું જોઇએ. કોટિ કિંવા કક્ષામાત્ર આંતરભૂમિકા સાથે સંબંધ ધરાવે છે; અને એથી જ ત્રીજી કોટિના સુસમાહિત અને સંભાવિત સાધકોનો ભોગ બીજી કોટીસ્થ કરતાં વધુ હોવો જોઇએ. (કારણકે જેમ જેમ બાહ્યભોગ અપાય છે, તેમ તેમ આંતરભૂમિકાનો ઉઘાડ વધુને વધુ ઉર્જસ્વી રીતે થાય છે, અને એ ભૂમિકા મળતાં દિવ્ય રસનો એ સાધક-ભોક્તા બને છે (બેસવામાં, ઉઠવામાં, બોલવામાં, ચાલવામાં, એમ સામાન્ય ક્રિયા પર્યંત સૂક્ષ્માતિસૂક્ષ્મ અવલોકન કરી, સર્વથા સમસૂત્રતા જળવાઈ રહે એવો પુરુષાર્થ કરવામાં સાધકની મૈત્રશક્તિની સાર્થકતા રહેલી છે.

પ્રાથમિક મંડળોના સાધકોને પહાડ વ્યવસ્થાપક સમી મહાન જવાબદારીનું અને જગતના એક નમ્ર સેવક તરીકેનું. અને બીજી કક્ષાના સાધક વર્ગને સતત્ અપ્રમત્તતા ભરી સાવધાની સમેત ભાન અને ધ્યાન રહેવું જોઇએ કે મકાનનાં પાયામાં સહેજ પણ ત્રુટિ દેખાય છે, તે મકાનની સલામતી જોખમી છે. જે સાધનામાં લેશપણ અશુદ્ધિ દેખાય છે, એ સિદ્ધિ ગમે તેટલી મૂલ્યવાનને જગદુપકારક હોય તોય એનું મૂલ્ય કોડીથીય ઉતરતું છે. ને એ ઉઘાડી સિદ્ધિ, બળતા દીપકમાં પતંગસેનાની માફક આકર્ષીને વિશ્વની સાર્વત્રિક શાંતિને ભરખી લેવામાં જ આખરે પરિણમે છે.

છેવટે !

ક વિશ્વવાત્સલ્યમાં મોટામાં મોટી આડખીલીરૂપ આવેશ, કુથલી, વ્યામોહ, કપટ, દંભ, દ્રોહ અને ઘૃણા છે, એનો ત્યાગ અને ચિંતનરૂપ ક્ષમા સમતા, પ્રીતિ, શાંતિ, સંતોષ સંયમ, આત્મશ્રદ્ધા, પવિત્ર વૃત્તિ, જિતેન્દ્રિયપણું, નમ્રતા, અને કોમળતા એ જરૂરનાં છે. કે જેમનું વિસ્તૃત સ્વરૂપ આગળના વ્રતોમાં થશે.

ખ ચાલતાં મળતાંને નમસ્તે, આંગણે આવેલાને સ્વાગતમ્, ઇત્યાદિ મધુર શબ્દોચ્ચારણ, તથા ગૃહોચિત સન્માન પૂર્વક આતિથ્ય, શુભ પ્રેરણા, સાચી સલાહ, ઇત્યાદિ જે જે પ્રકારની સેવાને ઉચિત જે જે સ્થળ હોય, ત્યાં તે તે પ્રકારે તન મન અને સાધનાથી વાત્સલ્ય વર્ષણ કરવું. એ માનવ હૃદયને નિકટ લાવવામાં સાધકના સાથીદાર તરીકેનું આબાદ કાર્ય બતાવે છે.

આટલું "વિશ્વવાત્સલ્ય સંઘ" રચનાની રૂપરેખા સમજવા માટે બસ થશે. આમાં યોગ્ય ફેરફારોને અવકાશ છેજ.

(ૐ) "સર્વત્ર શાંતિ વિસ્તરો"

જીવનની અસંગતિ કોઈ કોઈ વાર સમજાય છે; છતાં તેને આચરણમાં મૂકી શકાતી નથી. આના ઉપાય તરીકે આપણે જોઇ ગયા કે, પૂર્વગ્રહોનો જ્યાંસુધી ત્યાગ કરવામાં આવતો નથી, ત્યાંસુધી ધર્મને નામે પકડેલી નીતિરીતિથી, જીવનનો સાચો વિકાસ અશક્ય બને છે. એટલે પૂર્વગ્રહોનો ત્યાગ આવશ્યક બને છે. એ પછી આપણે મનુષ્ય કોને કહેવો ? તેનાં શાં શાં કર્તવ્યો છે ? તેની માનવ ધર્મમાં વિચારણા કરી ગયા છીએ માનવધર્મનું ચિંતન, મનન, ને આચરણ કરીશું તો સાચા મનુષ્ય તરીકે આપણી ફરજ બજાવી ગણાશે. જૂના વખતમાં બાળકોને ગુરુકુળમાં આદર્શ ગૃહસ્થાશ્રમીના સંસ્કારો લેવા માટે મોકલવામાં આવતા હતા. બાળકના જન્મથી જ્યાંસુધી તે બાળક યોગ્ય સંસ્કારો લેવાને લાયક ન થાય, ત્યાંસુધી માબાપ તેને ઉછેરતાં. વાત્સલ્યનું પાન પાતાં. જ્યારે તે બાળક જિજ્ઞાસાથી પ્રશ્નોની ઝડી વરસાવતું થાય, ત્યારે માબાપ સમજી જતાં કે, હવે તે શિક્ષણ લેવાને તૈયાર થયું છે. એટલે, આદર્શ ગુરુ-પત્નિના આશ્રમમાં તેને ગૃહસ્થાશ્રમના કર્તવ્યોના સંસ્કારો લેવા મોકલતાં. ગુરુ-પત્નિને તે બાળક માબાપ તરીકે માન આપતું. તેને જનોઇ પહેરાવવામાં આવ્યા પછી તેની દ્વીજ તરીકે ઓળખાવાતું. દ્વીજ એટલે બીજો જન્મ સંસ્કારો લેવા માટેનો. નીચેનો શ્લોક એજ સૂચવે છે. જુઓઃ—

"જન્મના જાયતે શૂદ્રઃ સંસ્કારેણોચ્યતે દ્વીજઃ"

આવા શિષ્યને ગુરુ વાત્સલ્યભાવે પોતાનું બધું જ જ્ઞાન આપતા. માબાપ પોતાના પુત્રને વિદાય આપીને ગુરુકુળના આચાર્યને સોંપતા. જ્યાં પચીસવર્ષ સુધી બ્રહ્મચર્ય પાળીને, આદર્શ શિક્ષણ લઈને ઘેર આવતા. ને પછી જ લગ્ન જીવન ઈચ્છનાર સુયોગ્ય પુરુષને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશાવાતો. એથી બધા આશ્રમો સુંદર રહેતા.

## આજની શિક્ષણ પ્રણાલિકા ક્યાં ? અને તે ક્યાં ?

આજે જેમ શિક્ષણ અપાઇ રહ્યું છે, તેમ પહેલાના ગુરુકુળોમાં અપાતું નહિ. આજે તો શિક્ષક પૈસાનો ગુલામ બન્યો છે, જ્યારે તે વખતના આચાર્યો કર્તવ્યના ગુલામ હતા; પૈસાના નહિ. એથી તો રાજાનો પુત્ર હોય કે ગરીબનો પુત્ર હોય તોપણ પોતાનાજ આશ્રમમાં ભેદભાવ વગર ભણાવતા. દૃષ્ટાન્ત જેવું કંઇ હોય જ શાનું ?

## સાંદીપનિ ઋષિનો આશ્રમ:—

શ્રી કૃષ્ણ વાસુદેવ જેવા રાજાના પુત્રને અને સુદામા જેવા બ્રાહ્મણને સાંદીપનિ ઋષિના આશ્રમમાં સરખું સ્થાન હતું. આશ્રમમાં નવા દાખલ થયેલા વિદ્યાર્થીઓને "સમિત્પાણી" લાકડાં કાપવાનો ધંધો પ્રથમ આપવામાં આવતો હતો. એ વખતના આશ્રમોમાં મોટામોટા ક્ષત્રિય રાજકુમારો પણ વિદ્યા પ્રાપ્ત કરવા માટે આવતા. એ સંસ્કારને ઉપનયન સંસ્કાર કહેવાતો. ઉપનયન સંસ્કારનું પ્રતિક એજ જનોઇ. આજે પણ ક્ષત્રિઓને જનોઈ રાખતાં આપણે જોઇએ છીએ શ્રી કૃષ્ણ અને સુદામાનું મિલન આપણને શું બતાવે છે ? એક-બીજાના બન્ને પૂરક હતા. સાંદીપનિ ઋષિને ઘેર લાકડાં કાપવા બન્ને સાથે જતા. મહેનત કરતા

થાય છે ક્ષત્રિયો સરક્ષનું ભાન ભૂલ્યા, વૈશ્યોના હાથમાંથી વિનિમય ગયો અને શૂદ્રોનો અસ્પૃશ્ય ગણી તુચ્છકાર થાય છે આજે પરિસ્થિતિ તદ્દન બદલાઈ ગઇ છે.

કારણ ?

જન્મથી કદી જાતિ હોઇ શકે જ નહિ. બ્રાહ્મણના દીકરામાં બ્રાહ્મણત્વ ન હોય તો તેને બ્રાહ્મણ કહેવાય જ નહિ શ્રી રવિશંકર મહારાજ કહેતા હતા કે:-બ્રાહ્મણ એટલે જ્ઞાન લઈને આપે તે. આ વાત સાચીજ છે. બ્રાહ્મણો કહે છે "અમે તો બ્રહ્માના મુખમાથી આવ્યા છીએ" વાત તદ્દન ખરી છે, પરંતુ બ્રાહ્મણ કોને કહેવો? બ્રાહ્મણ તો એ કે જેનામાં, જગતના બધાં કર્મો કર્તવ્યોનું ભાન હોય,

ગીતા—બ્રાહ્મણના ગુણો વર્ણવતાં કહે છે કે:—

"શમો દમં તપ:શૌચં ક્ષાંતિરાર્જવ મેવચ,
જ્ઞાન વિજ્ઞાને માસ્તિક્યં, બ્રહ્મકર્મ સ્વભાવ.જં."

ઇંદ્રિયો અને મનનું દમન કરવું, તપસ્યા કરવી, પવિત્રતા જાળવવી, સહન શીલતા અને સરળતા રાખવી, આત્મજ્ઞાન અને વિશ્વજ્ઞાન મેળવવુ, સાચી શ્રદ્ધા કેળવવી, એ બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મો અથવા ગુણો છે.

ક્ષત્રિઓને સંરક્ષણ કરવા જમીન સોંપેલી. પ્રથમ તો એ સંરક્ષણ કરતા પોતે ઓછું ખાઈને પ્રજાને વધુ આપતા રક્ષણને ખાતર પોતાનો જાન અર્પતા પણ લગીરે ખચકાતા નહી પ્રજાનુ સુખ એ પોતાનું સુખ ગણતા. પ્રજાની આપત્તિ એ પોતાની આપત્તિ ગણતા અને તેથીજ તે ક્ષત્રિયો-સંરક્ષકો-પૂજ્ય ગણાતા. પરંતુ આજે તો એ ક્ષત્રિયો સંરક્ષકને બદલે જમીન પચાવીને સત્તાધારી થઇ બેઠા છે. પોતાનુ સ્થાન, પ્રજાપક્ષે તો ગુમ ર્યું જ છે. આ સમજ જો રાજાઓમાં આવી જાય તો પ્રજાનું અને પોતાના રાષ્ટ્રનું સુંદર ઘડતર કરી શકે તેમ છે. રાજા તો પ્રજાનો ટ્રસ્ટી હોવો જોઇએ, નહિ કે ભક્ષક! "ક્ષત થી બચાવે તે ક્ષત્રિય" દારુ અફીણ અને આળસમા સબડતો કે પ્રજાને પીડતો ક્ષત્રિય-ક્ષત્રિય કેમ ગણાય!

મિથ્યાભિમાની કહેવડાવાતો ક્ષત્રિય

નળકાંઠામાં એક ગામ છે. ત્યાં એક લોકપાળ પટેલનું લગ્ન હોવાથી તે ઘોડાપર બેસવાનો છે, એવુ સાંભળી ત્યાંના રજપુત ગરાશિયા ભાઇઓ આ ન સહી શકયા ઘોડાપર ચડેજ કેમ? તેમણે પદારના માણસો લાની ધણો મચાવવાની તૈયારી કરી. છેવટે પેલા ભાઇએ ઘોડે બેસવાનું બંધ રખાવ્યું કેવી મિથ્યાભિમાનતા!

પ્રાચીન ગુરુકુળોમાં બાળકોને આવીજ તાલીમ અપાતી. પરંતુ તેઓ જે તાલીમ પામીને આવતા તે જીવન સુધી ટકાવી રાખતા. આગલા બ્રાહ્મણ ક્ષત્રિયોની વાત પછી, વૈદકીય-શારીરીક-ચિકિત્સામાં પણ ધર્મ ચિકિત્સા સબંધે મહું.

પ્રાચીન હિંદમાં તો રાજાઓ જો પોતાની ફરજો ચૂકતા તો આપણા ઋષિ મુનિઓ તેની બરાબર ખબર લઈ નાખતા. તેની ફરજોનું ભાન કરાવતા. એજ દશરથ મહર્ષિ વસિષ્ઠના સૂચનથી રામ લક્ષ્મણને કર્તવ્ય ખાતર મોકલે છે. રાજા એજ પ્રજાનો પુત્ર હોય. તો તેની સંતતિ પ્રજાના હિતાર્થેજ ઉપયોગમાં આવવી જોઇએ. તેનાપર મમત્વ ન રાખવું જોઇએ. એવું સ્પષ્ટ વચન ભરસભામાં સંભળાવનાર ધર્મ-ગુરુઓજ હતા.

### યુદ્ધમેદાનમાં પણ ધર્મ

મહાભારત કાળમાં જ્યારે પાંડવો અને કૌરવોનું મહાયુદ્ધ શરુ થાય છે, ત્યારે યુદ્ધમાં પણ ધર્મ સચવાતો હતો, તેનાં પ્રમાણ મળે છે બે સૈન્યો સામસામા તૈયાર થયા પછીજ યુદ્ધની શરુઆત થતી. રાત્રે યુદ્ધ બંધ પડતું, ને બન્ને પક્ષના માણસો એક બીજાના તંબુમાં આવી શકતા હતા. કોઇને પણ દગાથી ઉની આંચ પણ કરવામાં નહોતી આવતી આ હતી પ્રાચિન હિંદની રાજકીય યુદ્ધની ધર્મમય પરિસ્થિતિ !

ચોર, બહારવટીયા પણ અમુક દષ્ટિએ આમન્યા રાખનાર હોય છે. આમ ધર્મ એ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં હોવો જોઇએ. ફક્ત દેવળ કે ઉપાશ્રયમાંજ ધર્મ નથી. ધર્મતો વિષ્ટા કયાં નાખવી ? પેશાબ કયાં કરવો ! અનીતિનું અનાજ છે કે નીતિનું ? આહાર-વિહાર નિહાર વ્યવસાયમાં વગેરે જીવનના દરેક ક્ષેત્રમાં હોઈ શકે છે. તેનો વિવેક પૂર્વક વિચાર કરવો જોઇએ.

### લગ્નમાં પણ ધર્મ

ચાક વધાવવો, સાસુએ જમાઈને ત્રાક, રવૈયો, સુતર વગેરે બતાવવું, વગેરે ક્રિયામાં તથા ગીતોમાં ગૃહસ્થાશ્રમ-પ્રવેશમાં, ધર્મને શું સ્થાન હતું ! તે સહેજે સમજાય છે. સપ્તપદીની પ્રતિજ્ઞા પણ શું કહે છે ?.

### ધંધામાં પણ ધર્મ

પ્રાચીન હિંદમાં જ્યારે આટલો યંત્રવાદ નહોતો, આવી પૈસાના ગુલામી ન હતી. પરંતુ ગૃહઉદ્યોગથી માંડીને રાષ્ટ્રઉદ્યોગો હતા ખૂબ સંસ્કારીને નીતિમય જીવન હતું. પૈસાનો સંચય ટ્રસ્ટીરૂપે કરાતો. ધમાલિયું જીવન ન હતું. ત્યારે હિંદમાં મુખ્યત્વે ત્રણ ધંધાઓ હતા. કૃષિ, વાણિજ્ય અને ગોપાલન. કૃષિ એટલે ખેતી. ખેતી કરીને નીતિમય આજીવિકા મેળવાતી. ને લોકો ફુરસદના સમયમાં સમાજ સેવાના પ્રશ્નો વિચારતા, પ્રભુભક્તિ કરતા તેમનું જીવન ખૂબ સંતોષી હતું.

વાણિજ્ય એટલે વેપાર એ વખતમાં નાણાંની લેવડદેવડ ઓછી હતી. ઘઉંને બદલે બાજરી, કપાસને બદલે ચોખા, તેલને બદલે ઘી, એવા અનેક વિનિમયથી જીવન ચલાવતા. ગોપાલનથી ખૂબજ ગાયોનું પાલન થતું. દૂધ, માખણ, ઘી, જોઇએ તેટલા પ્રમાણમાં મળતું. વધે તો ગામમાં મફત વહેંચાતું. ગોપાલનથી અસંખ્ય માણસો રોકાતા. ખાવાપીવાનું રહેવાનું ઘર અને કપડાંથી વધુ માણસને જીવવા માટે શું જોઇએ ? આ બધુંજ તેઓને મળી રહેતુ. જીવન સ્નેહમય અને સંતોષી હતું. એટલે કૃષિ, વાણિજ્ય ને ગોપાલન એ મુખ્ય ત્રણ ધંધાઓમાં મોટોભાગ રોકાયેલો રહેતો.

કરીશું; તો તેઓ સમાજમાં જાણે હલકા કામ કરનારા ગણાય છે. પરંતુ ખરેખર તે યોગ્ય નથી. તેઓ બધાજ સન્માનને પાત્ર છે, આજે તેઓ હાડપિંજર જેવી સ્થિતિમાં જીવી રહ્યા છે. શ્રમ હલકો છે, ને બુદ્ધિ ઉચ્ચ પ્રકારની છે, એમ માનવાનું નથી. બુદ્ધિની પાછળ જો લગીરે શ્રમ નહિ હોય તો, બુદ્ધિ તદ્દન પાંગળી બનવાની છે. શ્રમ ગમે તેવો હશે તો પણ તેને આજીવિકામાં વાંધો નહિ આવે. માટે જો શ્રમની પાછળ બુદ્ધિ ખરચાશે તો વધુ ઉપયોગી થશે, એટલે શ્રમ સાથે બુદ્ધિનું જોડાણ થશે તો સુંદર ફળ ઉપજાવી શકાશે.

## માટે જ નવો પ્રાણ પૂરવાનો છે! તે કોણ પૂરશે?

આજે એ હાડપિંજરમાં પ્રાણ પૂરવાનો છે. એ પ્રાણ ધર્મ વિના કોણ પૂરી શકશે? પ્રાણ પૂરનારે પ્રજાપતિને જગાડવો પડશે, તેને ઉત્સાહ આપી ચેતનવંતો બનાવવો પડશે, તો જ તે પ્રજાપતિ અચ્છો કળાકાર બનશે ને સમાજને-દેશને-લાભ આપશે. એજ રીતે સુનાર, લુહાર, વણકર, ચમાર, ભંગી વગેરે ભાઈઓને ઉત્સાહ આપી ચેતનમય બનાવીને તેની પાસેથી સમાજે ઘણું લેવાનું રહેશે. જો તેમનામાં ધર્મરૂપી પ્રાણ પૂરાયો હશે તો પ્રથમનો એ બધા મહાન વૈજ્ઞાનિકોના વંશની કદર કરવી જોઈશે તેમને સન્માનવા જોઈશે. અને ઉંચનીચનો વિકૃત ભેદભાવ કાઢી નાંખી તેઓમાં નવજીવન રેડવાનું કામ આજે ખૂબજ અગત્યનું અંગ બન્યું છે.

## રશિયાનો પ્રયોગ

આજે ભલે રશિયામાં ખાવા પીવા, ઘરને કપડાંની જરુરીયાતો, કેળવણીનું સાધન વગેરે મળે છે. તેમ જો હિંદમાં કદાચ આવું બધુ મળતું હોય, પણ જો તેમાં હૈયાનું જોડાણ નહિ થાય તો મજુરને મુકાદમ, શેઠને નોકર, બુદ્ધિશાળી અને શ્રમજીવીનું જોડાણ કદી થવાનું નથી. હૈયાને મેળ કરાવનારું તત્ત્વ ધર્મજ છે. રશિયામાં તો ધર્મની ભડક છે. જોકે હાલ પ્રાર્થનાનો પ્રતિબંધ હળવો થયો છે.

ધર્મસ્થળ એટલે નદી. જ્ઞાન આનંદ ને શાંતિની તૃષા ત્યાંજ ટળશે. ધર્મ સિવાય આજે નિષ્ક્રિય હાડપિંજરોમાં પ્રાણ પૂરી શકવાનો નથી. રશિયાના સારા સંસ્કારો ખચિત લેવા જોઈએ, પરંતુ આપણી સંસ્કૃતિનો વિચાર કરવો જોઈશે. વિશાળ દૃષ્ટિ રાખવી જોઈશે.

## નવા સમાજની રૂપરેખા

બ્રાહ્મણ એને કહેવો પડશે કે જે જ્ઞાન તે જાણે છે, તેનું પોતાના જીવનમાં આચરણ કરતો થઈ જાય. પ્રજાના ઘડતર તરફ વળે, ને રાષ્ટ્રનું કર્તવ્ય બજાવતો થઈ જશે તો દાતાને શોધવો નહિ પડે. પરંતુ દાતા યોગ્ય પાત્રને શોધવા નીકળશે-અને તેને જરુર મળી રહેશે. શ્રી રવિશંકર મહારાજનોજ દાખલો લોને! તેમણે સાચું બ્રાહ્મણત્વ ખીલવ્યું છે. તેઓ કહે છે, ગાડી ભાડું જ્યાં જાઉં છું ત્યાંથી લઈ લઉં છું. કોઈને વધારે આપવાનું મન થાય, પણ હું લેતોજ નથી. આવા માણસની જરુરિયાત પૂરી કરવાનું મન કોને નહિ થાય!

તે આ સાથે છે. વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગનું આ પંચમું પ્રવચન છે. તે પ્રવચનના મુદ્દાઓ લગભગ આ સાથેના લેખમાં આવી જાય છે. પ્રવચનોની નોંધ જયકાંતે લીધી છે, પણ અક્ષરશઃ ફરી એ લખાયું નથી એટલે હવે હું જ આ લેખ પછી લેખના (પ્રવચનના) મુદ્દાઓને લગતી કેટલીક બાબતો 'પૂર્તિરૂપે' અહીં લખી આપું છું જોકે 'ભાલનળકાંઠા' અંગે અત્યારનાર લખાયેલા સાહિત્યની દૃષ્ટિએ આમાં ભાગ્યેજ નવું છે।

## પૂર્તિ

### નળકાંઠા સંપર્ક પહેલાંની મનોભૂમિકા

'ધર્મપ્રાણ લોંકાશાહ' લખાઈ તે કાળે ધર્મક્રાન્તિનાં બીજ વવાઈ ચૂક્યાં હતાં સોળમા સૈકામાં થયેલા ધર્મક્રાન્તિકારક પુરુષ તે જ ધર્મપ્રાણ લોંકાશાહ. જૈન સ્થા૦ સમાજ કે જે ધર્મક્રાન્તિકારક માન્યતા પર ખડો થયો છે. તે જ એ પુરુષ.

આ લેખમાળા લખતાં પહેલાં હું અવધાન પ્રયોગો તરફ વળી ચૂકેલો હતો. જોકે શતાવધાની કહેવડાવવા છતાં, જાહેર કે ખાનગી સફળ સો અવધાન કર્યા જ નહોતા અને નથી. એ હું એકરાર કરું છું. અલબત્ત સંખ્યા ચાહે તેમ પૂરી કરવી જ હોય, તો તાણી તુંચીને અવધાનકાર કરી શકે છે. પણ ધાંગધ્રાના અડાલિસ પ્રયોગો જે રૂપે થયેલા એ રૂપે એ દિશાની એ મારી અવધિ છે. લગભગ ૪૫ પ્રયોગથી મેં અજમેરમાં 'ભારતરત્ન'ની ઉપાધિ મેળવી. એમ લોકોના બહુમાન પછી જણાયું કે વહેમ, પામરતા, અને લાલચના પ્રચાર નિમિત્ત અને સ્વપક્ષે અંતરનું અભિમાન આમાં વધે છે અને દિને દિને આવા પ્રયોગકારો વધતા હતા. એમ અનેક કારણે એ વેગમાં ઉદાસીનતા આવી.

લિંબડીના ચાતુર્માસથી છાપાંના લેખો, ધોધમાર લખાવા માંડ્યાં. અને અમદાવાદના ચાતુર્માસથી 'દિનકર' નિમિત્તે પુસ્તકનું મંગલાચરણ થયું.

મુંબઈ ગયાબાદ તત્કાળ ધર્મપ્રાણ લોંકાશાહની લેખમાળા પૂરી થઈ. આર્યસમાજના મેળાવડામાં પાંચ ધર્મક્રાન્તિકારોનાં જીવન કહેવાનો પ્રસંગ ઊભો થયો. દીક્ષા બાદ જગદ્‌ગુરુ શંકરાચાર્યના શ્લોકો ઉચ્ચારતી વખતે પણ ક્રાન્તિ સ્પર્શી જતી, પરંતુ ઉપયા પ્રસંગોએ કંઈક વધુ નિશ્ચિત રૂપ લીધું. ધર્મનું મૂળ નહિ પણ કલેવર કાળે કાળે બદલવુંજ જોઈએ. એવું જ્યાં જ્યાં વાંચન મળે કે તે ભાવ દૃઢ થતો જાય. તેમાં પણ તત્કાળના અનુભવો, ધર્મપ્રાણ લોંકાશાહની લેખમાળા અંગે થયેલો સમાજનો મહાન ખળભળાટ, આચારાંગની નોંધ લખતાં થયેલાં ચિંતનો, અને આદર્શ સમાજવાદની પ્રસ્તાવના રૂપે લખાયેલી-"ધાર્મિક દૃષ્ટિ અને સમાજવાદ"-પુસ્તિકાના લખાણનું મંથન; આ બધાં કારણો ઉપરાઉપરી ઉભાં થયાં. આ વેગાએ પરમ પૂજ્ય ગુરુદેવના વિચારો સામે પણ મારા વિચારો વધુ ઘર્ષણ પામતા જતા હતા. વિચારોની જાહેરાત અંગે તેમની જાણ બહાર લખી એમની ચોરીનાં પાપમાં પણ હું પડતો હતો. છતાં અંતે પાપ ક્યાં લગી છૂપું રહે? એના પ્રત્યાઘાતોથી મારા કરતાં એમને મારે લીધે ખૂબ સહેવું પડ્યું એનો હું દોષિત

બેએક જુવાનિયાએ આ જોયું એટલે તે મોટર અટકાવી અને પારસી જુવાએ બંદૂક દેખાડી. પણ આ જુવાનો શેના ગાંજ્યા જાય ? એમણે સામનો કર્યો. ધીંગાણું થઈ પડત. ત્યાં તો ગામલોકોને ખબર પડી. ગામ પણ ત્યાં ભેગું થયું અમો બંધારણ સમજાવવા અને વધુ સંપર્ક સાધવા ગામડે ગામડે ફરતા આ ગામે જ ટાંકણે પહોંચ્યા હતા. અમોને ખબર મળ્યા. અમો ગયા. મારે મૌન હતું. છોટુભાઈએ આ બધા વાતાવરણને સમજાવી શાંત પાડ્યું. લોકોનો ઉશ્કેરાટ તુરત શાંત થયો. પછી તો પારસીભાઈને ગામમાં ચોરે લાવ્યા. હવે તો આ ભાઈ અતિથિ બન્યા. એટલે દૂધ હાજર થયું. પારસીભાઈને સમજાવવામાં આવ્યું કે "બંધારણ પછી આ લોકો હવે શિકાર સહન કરી શકતા નથી." "જે લોકો શિકારમાં સાથ આપતા તે આમ વિરોધ કરે અને પાછા પ્રેરકના શબ્દોને આટલું માન આપે," આ પ્રસંગે પારસીભાઈના અંતઃકરણને હલમલાવી મૂક્યું તેમણે તો ખુશખુશ થઈને ખીસામાંના રૂપિયા કદાચ હશે તેટલા ખાલી કર્યા. ને ગામને હવાડો કે તેવા ખાતામાં વાપરવા કહ્યું. અને પાછા ફરીને પણ હું વધુ આપી જઈશ તેમ વચન આપ્યું અને તેમ એમણે કર્યું પણ ખરું.

આવા શિકાર વિરોધના પ્રસંગો તો અનેક બન્યા. ખૂદ સંમેલન વખતે જ 'મેતલાવ' પર આવેલી શિકારી મોટર પાછળ મહાન જનસંખ્યા ઉલટી પડી હતી. જુવાલપર પણ મચ્છીમારોની મોટરો સામે વિરોધ થયેલા પણ આ બધામાં " હણે તેને હણિયે " એ સૂત્ર લગભગ ચાલતું હતું. હું જે અહિંસક પ્રતિકાર ઈચ્છતો હતો તે નહોતો. કોઈ શિકારી કે મચ્છીમાર માર સહન કરીને પણ એ સમજાવવા તૈયાર ન હતા. આ ભૂમિકા જોતાં મારી આશા વધુ પડતી પણ મને લાગતી હતી. એક તરફ સાણંદના કેટલાક વણિક ભાઈઓમાં પણ હાલતા ને ચાલતાં શિકારી બંધુઓને રોકટોક થતી. જે નળકાંઠો શિકારીઓને પોતાના શોખ–પૂર્ણાનુંસ્થાન હતું, તે આમ હવે બંધ પડતો હતો. તેથી તે શિકારી–બંધુઓનો રોષ વધતો જતો હતો. આ કોમ પૈકીના પણ કેટલાક ખાનગી કે કવચિત્ અખાનગી રીતે પરાપૂર્વની માંસાહારની ટેવને લઈને મચ્છીમારણ વગેરે કૃત્ય કરતા. પણ રોષ તો હતો જ.

મને જે હિંસક સામનો અનિષ્ટપ્રદ લાગતો હતો, તે પણ ઉપર કહ્યું તેમ ચાલતો હતો. એટલે મારો એ પરત્વે વિરોધીસૂર ચાલુ હતો. આમ ત્રિવિધ સ્થિતિને લીધે ઉભરારૂપ આવેલી પ્રતિકારશક્તિ કંઈક નબળી પડે તે સ્વાભાવિક હતું. તેમાં વળી એક ઓર અતિ દુઃખદ પ્રકરણ બન્યું !

### ગવર્નર શિકાર પ્રકરણ

આ અતિ દુઃખદ પ્રકરણ તે ગવર્નર શિકાર પ્રકરણ. આ શિકાર પ્રકરણમાં અમદાવાદવાસી શિકારશોખી મનુષ્યો મુખ્ય કારણરૂપ હતા. ગવર્નરનો શિકાર; જુવાળમાં બને એ જ મહાન આશ્ચર્યનો વિષય હતો પણ ખરે જ એ બનવાનો હતો. આ વાત ચોક્કસ પાયે મળ્યા પછી સાણંદ મહાજને અને સાણંદ ગામે ઉપાડી લીધી. મારું આ વિરોધી આંદોલનમાં પૂરેપૂરું સમર્થન હોય એ દેખીતું જ હતું.

જો ગવર્નર શિકાર ન રોકાય અને એ રીતે એકવાર ઉદ્ઘાટનક્રિયા થાય તો દરેક શિકારી બંધુઓ

જુવાલનાં અન્નજળ છોડ્યાં. પણ એ મારી ભૂલ મને સમજાઈ અને એ અમુક દિનને આંતરે સુધારી લીધી. જુવાલનો વાંક જોવાનો મારો ધર્મ જ નહોતો. મારા સાથીઓ અને બીજાઓને આ મુગો માર–તેઓ અસહાય જોયાં કરે અને તેમની સામે આમ શિકાર ખેલાય–તે અસહ્ય થઈ પડે તે દેખીતું જ હતું.

આ આખા પ્રકરણમાંથી મારી નબળાઈનોજ મારે એકરાર કરવો જોઈએ. વિશ્વવાત્સલ્ય ચિંતક-વર્ગના સભ્ય અદેસિંગભાઈની જુવાલ ચર્ચાથી મને વધુ વિચારવા તક મળી છે. અલબત્ત આ પ્રકરણથી મને એક મોટો લાભ એ થયો કે જે બહુજ મહત્વનો હતો. તે એકે જુવાલના પ્રથમ પ્રસંગ વખતે ગોળી ન છૂટવાથી લોકોએ મને ચમત્કારી માની લીધો હતો. તે તેમની ભ્રમણા ભાંગી ગઈ. જુવાલમાં ધાર્યા કરતાં વધુ મોટી જનસંખ્યા ભેગી થવામાં કેટલોક વર્ગ–મારા પ્રત્યેની લાગણીથી–કેટલોક કુતૂહલતાથી–અને મોટોવર્ગ ચમત્કાર જોવા માટેજ આવેલો, એમ લાગ્યું. જુવાલના શિકાર વિરોધ ખાતે પ્રજાબંધુ, જૈન જ્યોતિ, અને પ્રભાત વગેરેએ પોતાના પત્રોમા મહત્વનું સ્થાન આપી સાથ આપેલો. અમદાવાદમાં બજારોનો બહુ મોટોભાગ આ નિમિત્તે હડતાલપર ગયેલો. બાવળા સાણંદ વગેરેએ પણ હડતાલો પાડેલી. પણ આ વિરોધ વચ્ચે પણ એ શિકાર ખેલાયો.

જુવાલના આ ગવર્નર શિકાર પ્રકરણ પછીથી જબ્બર પ્રત્યાઘાત થયો. શિકારી બંધુઓ ઉભરાવા લાગ્યા. કોમવાદીનાં પણ શિકારને ઈચ્છનારાં તત્વો જોરમાં આવ્યાં બંધારણને મહાન ફટકો લાગ્યો. આમ છતાં ચમત્કારનો ભ્રમ પડદો ખસી ગયો–તે એક મહાન ફાયદો થયો. કોમની તૈયારી ન હતી. તો મેં આ જોખમ એ નિમિત્તે કેમ ખેડ્યું? એ પ્રશ્ન થશે.

મને આ શિકાર પ્રકરણ બન્યા પછીના પ્રત્યાઘાતની ભયંકરતા ખટકતી હતી–અને સાણંદે આ બાબત ધ્યાનમાં લીધી છે તો મારે પડખે ઉભા રહેવું એ મારો ધર્મ હતો. અલબત્ત કેટલીકવાર સામાન્ય રીતે જનસમાજમાં મહાન ગણાતા લોકોનો સાથ, જનસમાજમાં ક્વચિત્ શિથિલતા હોય તો પણ તે શિથિલતા કારગત ન થવામાં કારણરૂપ બને છે આ કિસ્સામાં તે ખોટું પડયું. જુવાલનીજ માત્ર મક્કતા હોત, તો શિકાર પ્રકરણ અશક્ય થઈ પડત! પણ એકંદરે જે થયું તે સારું ગણી લેવું રહ્યું.

મને આ પ્રકરણથી પ્રથમ ભારે આઘાત લાગેલો. પણ એકતો ચમત્કારનો ભ્રમ પડદો ખસ્યો તે લાભ થયો. તે સમજાતાં, તથા આમાં જો સફળતા મળી હોત તો કાચું જ કામ રહી જાત તે સમજાતાં, આમાંથી મે દીલાસો લેવા પ્રયત્ન કર્યો છે.

ગવર્નર શિકાર પ્રકરણ બન્યા પછી પણ હું પોલિસ અધિકારીના વચનને ખાતર અમદાવાદ ગયો. પણ એ વચનની એમને શી કિંમત? કલેક્ટર મિ. ડયુને મળ્યો પણ તેમણે તો અમને ચાહે તેવા માનો અમો તો તે કરવાના" એ જાતનો રોકડો જવાબ મુખે પરખાવ્યો. કસ્તુરભાઈને સાણંદ મહાજન અને હું પણ મળ્યો. પણ રાષ્ટ્રીય અધિકારો સુધી રાદ જોવાની વાત સાંપડી.

શિકારના ઉદ્ઘાટન સાથે શિકાર બીજા કરવા માંડશે અને બંધારણનો એક ફાયદો ટૂટતાં–સામાન્ય

ખરા. પણ કેટલેક સ્થળે તો તેમને 'માંસાહાર શિકાર મળે બહુ ' નાગત નહિ, અને કેટલેક સ્થળેનો તેમનું વજનજ નહિ. અલબત્ત ઉપરદલ, બળનાળા, કેશરડી, જેવા ગામોના લુહારણભાઈઓ આમાં અપવાદ રૂપ છે.

ડાંગરના પાકને લીધે બધીની વ્યવસ્થા હોવાથી માંછલાં ખૂબ જોવા મળે એપણ એક કારણ ખરું ગરીબાઈ પણ કારણ પ્રથમતઃ માની લેવા જેવું ખરું. પઢારબંધુના સંપર્કથી પણ કેટલાંક ગામોમાં આ નાદ લાગેલો. શેડ નદીના કાંઠાપરના ગામડામાં માછીમાં વગેરેનો યોગ ઘણો તે પણ કારણ ખરું. આમ અનેક કારણો ગણાવી શકાય.

અક્ષરજ્ઞાન તો ભાલમાં પણ ગેરન ન કહી શકાય. છતાં નળકાંઠાની દ્રષ્ટિએ કંઈક ઠીક તો ગણાયજ. ભાલના કેટલાક પટેલિયાઓ તો રજપૂત ગરાસિયાની દરોજમાં બેસે તેવા, પણ સારે તેને લીધે ભાલમાં અફીણનું વ્યસન પણ ઠીકઠીક પ્રમાણમાં ખરુંજ.

નળકાંઠાની જેમ ગમેત્યારે ભાલમાં લખણાં-છૂટાછેડા નહિ થવાના. તેમ વળી ધણી મુઆ બાદ પુનર્લગ્ન કરનાર બાઈના માબાપ કે શ્વશુરપક્ષ પૈસાપણ લેવાના નહિજ. નળકાંઠામાં એ બદી હતી. વચ્ચે નાબૂદ થએલી, ફરીને એ પાંગરી છે.

નળકાંઠો ઊંચો પ્રદેશ. ભાલ તેના કરતાં નીચાણનો પ્રદેશ. ભાલમાં નદીઓ ખરી નળકાંઠામાં એક રીતમાં પાણીનું દુઃખ, તેવું નળકાંઠામાં નહિ. નળકાંઠામાં ઝાડ જોકે ઓછાં છતાં જોવા મળે. ગુંદેલાનો બગીચો કે જેમાં મોસંબી, સંતરા, આમા વિગેરે થાય છે એ નવાઈ. ભાલમાં ઝાડ જ ન મળે. પાણીનું અતિદુઃખ પરિસ્થિતિ ભેદનો આ સંક્ષેપે છતાં સારો નિષ્કર્ષ છે.

### આંદોલનો પછી એમની સ્થિતિ અને બીજી કોમપર અસરો તથા સંપર્ક

આંદોલનો પછી એમની સ્થિતિનો ખ્યાલ લેખમાં ટુંકા છતાં આવીજ જાય છે. બીજી કોમો પૈકી, વેપારી, ક્ષત્રિય રાજપૂતો તથા પદર તેમજ હરિજન સૌ પર આ પ્રયોગની અસરો તો થાય જ છે. અને તેમનો સંપર્ક પણ દિને દિને ગાઢ થતો જાય જ છે. નજીકની શહેરી જનતા અને છેવટે જિલ્લાનો સંપર્ક પણ આ પ્રયોગની દ્રષ્ટિએ લક્ષીભૂત રહેલ છે અને હવે વધુ પ્રમાણમાં રહે છે. કેશુભાઈ વગેરેએ લીધેલી નામની પણ આજમર્યાદા પ્રતિજ્ઞા, તથા કોળતલાવડીના બે ખેડૂતોના ઉત્કૃષ્ટ ફેંસલાઓ, કોઠાતલાવડીના નાગરભાઈ અને તેને લીધે બનેલો ઝાલા વહીવટદારનો પ્રસંગ, છબાસરના વાયેલા બંધુઓનો પરિચય અને તેમની પ્રતિજ્ઞાઓ, શિયાળે રીતે ગાંગડ સરકાર તથા ભાઈશ્રી ઝાલાનો થયેલો અને વધેલો પરિચય; ભાલ વિહારને લીધે થયેલો શૂદ્રામમાં તથા ઝવાઓનો પરિચય અને અસરો, નળકાંઠાને લીધે બાવળાના ચાતુર્માસની કલ્પના અને બાવળાને લીધે ભાઈલાલભાઈ, બળદેવભાઈ, માધવજીભાઈ વગેરેએ આપેલી. ઉલ્લેખપત્ર સેવા, તથા બાવળાના સ્નેહ સૌજન્ય, સાણંદનું ચાતુર્માસ અને સાણંદ સરકાર તથા સાણંદની જનતાનો સંપર્ક, વિક્રમભાઈના કુટુંબે રેડેલો પ્રાણ અને કાળિદાસભાઈ વ.ની સ્નેહભક્તિ, ધોળકા, ધંધુકાના સંપર્કો, આશ્રમવાસીઓ વગેરેનો સ્નેહ રૂપને અમદાવાદની જનતાનો આ વેળાનો સંપર્ક તથા આગામી

સ્થા૦ સમાજ સંપ્રદાયમાં હોઉં, એ કરતાં પણ વધુ ચાહે છે એમ મને લાગે છે.)

હું પ્રમાણિકપણે માનતો હતો. અને માનું છું કે, જૈનસાધુ અને તેમાં પણ ધર્મપ્રાણ લોંકશાહની માન્યતા પર ઉભેલા સ્થાનકવાસી કે સાધુમાર્ગીય સમાજના જૈનસાધુની આ ધર્મ-ક્રાન્તિ પાછળ મારી દૃષ્ટિ સતત રહી છે. પરંતુ એ વાત સમાજને તત્કાળ ગળે ન ઉતરે તે પણ સ્વભાવિકજ હતું. ૐ મૈયાની દયાથી મેં મારો પંથ કાપવા માંડયો. સદ્‌ભાગ્યે દૂર રહીને મારી ઉપાસના મારા પરમપૂજ્ય ગુરુદેવ પ્રત્યે અખંડ રહી. એમની પરમ ઉદારતા અને મહાન ઋણનો ઉલ્લેખ કેમ ભૂલાય ?

સં૦ ૧૯૯૪નું ચતુર્માસ વાઘજીપુરામાં થયું. મુહપત્તી અને લોચના મુદ્દામાં મને જે સંશોધન યોગ્ય લાગ્યું તે પ્રગટ થયું. મને જે સત્ય લાધ્યું હતું તે માર્ગે હું ધપતો હતો. ગામડાંઓ ધૂમી રહ્યો હતો. તેવામાં મોઘાસરમાં ડાહ્યાભાઈ મલાતજવાળા મળ્યા. "નળકાંઠા ચાલો, ત્યાં એક વિશાળ કામ છે. થોડા દિવસો આપો." જાણે ભાલનળકાંઠા પ્રયોગ તરફજ કુદરત મૈયાએ કાં આ ભાઇને નિમિત્ત બનાવીને મોકલ્યા ન હોય !

## મંગલાચરણ

છગનભાઈએ માણકોલમાં વાતાવરણ તૈયાર કરી મૂકયું હતું. તેઓ અને પટેલિયાઓને ડાહ્યાભાઈ બોલાવી લાવ્યા. માણકોલ તરફ (અંબાલાલ સારાભાઈનું છે ત્યાં) જવાનું નક્કી થયું. બાવળાથી જુવાલ આવ્યા. આ વખતે જુવાલની પાટ પર ગોરા લોકો શિકાર કરવા આવી ચડેલા. એટલે ગોરા લોકોને શિકાર ન કરવા સમજાવ્યા, તેઓ છેવટે વર્યા. જુવાલે સુંદર સાથ આપ્યો. ત્યાંથી માણકોલ ચોવીસી અને ઝાંપ નાનોદરા ચોવીસીનાં મુખ્ય ગામ અને આગેવાનોનો ઉપરક યોગ્ય સાધ્યો.

સંવત ૧૯૯૫ના પોષ મહિનાની પૂર્ણિમાએ બન્ને ચોવીસીના પટેલિયાઓનું માણકોલ મુકામે ભવ્ય સમેલન થયું. હજારોની સંખ્યામાં ભાઇઓ બેનો ઉમટી પડયાં આ દિવસો ખરેજ અલૌકિક હતા. બન્ને ચોવીસીનું બંધારણ તેમની સ્થિતિ તપાસી ઘડી આપ્યું. અમલ એમના પંચ મારફતજ કરાવવાનો હતો. આ થયું ભાલનળકાંઠા પ્રયોગનું મંગલાચરણ. નિરક્ષર છતાં સુંદરકવિ લોકપલ પરેલ મોહનલાલ છેલાભાઇએ ઠેઠ આગમનથી માંડીને મહાસંમેલન લગીનું વર્ણન પોતાની લોકપાલ ભાષામાં આપ્યું છે.

## બંધારણ પહેલાં

નળકાંઠા પ્રદેશની માહિતિ અને નિયમો તથા વિવેચનો, નળકાંઠાનું નિદર્શન તથા બીજા રીપોર્ટમાં છે. જિજ્ઞાસુ પાઠક તે મેળવીને જાણી લે અહીં તો માત્ર દિગ્દર્શન કરું છું.

આ પ્રદેશમાં વિશેષ કરીને કોઇની પરણેતરને ઉઠાવી જવાના ગુના બનતા. તેને લીધે એ બાઇના મૂળધણી દ્વારા જે ગામે તે બાઇને લઈ જવાઈ હોય, તે ગામની ઘાસની ગંજીઓ બાળવાનું અને કપાસ ગુડવાનું કૃત્ય પણ થતું. આ એની ફરિયાદ ! આવા ગુના બનવામાં એક કારણ એ હતું કે લગ્નમાં ખર્ચ વિશેષ થતા અને મોટે ભાગે આર્થિક સ્થિતિના તંગ માણસો તે ખર્ચને પહોંચી વળતા નહિ. સરકારે

એ કરવા માગું છું કે, તેઓ નળકાંઠા પાસેથી ઓછામાં ઓછું લે અને વધુમાં વધુ દે. એમનામાં શક્તિ છે–કળા છે–અને બુદ્ધિનો પણ યોગ છે. મેં આ વાત મૂકીને એ બતાવ્યું કે નળકાંઠાની ખેડૂતકોમ અને તેના કરતાં પણ આ શહેરો નળકાંઠામાંથી પ્રત્યક્ષ સંબંધે આર્થિક લાભ વિશેષ મેળવતાં. પણ સાથે સાથે એ કોમના ઉપલા દૂષણોથી ખેડૂતકોમને પ્રત્યક્ષ અને ઉપલા શહેરોને પરોક્ષ વેઠવું તો પડતું જ. દા. ત. ગામડામાં રહેનાર ખેડૂતની ગંજી બળી જાય કે ચુનાસની વખતે પજવણી થાય અને આનાં છાંટા નજીકના શહેરોને પણ ઉડે તો ખરા જ.

### બંધારણમાં

આથી ઉપલા મુદ્દાઓને સ્પર્શી બંધારણ ઘડાયું. ધીરે ધીરે લગભગ કુલે આમાં ૧૧૨ ગામો ભળ્યાં. એ ચોવિસીના લોકોએ પહેલે વર્ષે ખૂબ કડકરીતે આ બંધારણ પાળ્યું. સ્થિતિમાં ચમત્કારિક પલટો થયો. આનું વર્ણન "નળકાંઠાનું નિદર્શન" નામની ચોપડીમાં સુંદરરીતે આલેખાયું છે. પણ ત્યાં તો જુવાળનું ગવર્નર શિકાર પ્રકરણ બન્યું. એથી આ કાર્યને ખૂબ ફટકો પડ્યો. ઉપરાંત આગેવાનોની ભૂલો અને મારી ગેરહાજરી વગેરે કારણો ઊભા થતાં એમાં સારી પેઠે ભંગાણ પડ્યું. છતાં બંધારણના આર્થિક અને નૈતિક બળોને લીધે સર્વસામાન્ય જનતાપર એની પ્રિયતા ટકી રહી હતી. તેવામાં હું કાઠિયાવાડથી આવ્યો એટલે ફરી એક મહાસંમેલન થયું. વચગાળે એક સંમેલન મોરારજીભાઈ દેસાઈના પ્રમુખપદે મારી હાજરીમાં ભરાયું હતું. જુગતરામભાઈના પહેલેથી અને પછી પન્નાભાઈ તથા બીજા કોંગ્રેસી કાર્યકરો આમાં ખૂબ રસ લેતા હતા, જુગાભાઈનો અમદાવાદ બેઠાં બેઠાં જે બને તે કરેલો સહકાર, આજ પર્યંત ઉલ્લેખ પાત્ર છે જ. ઉપરાંત ફરીવાર છગનભાઈ તથા ડાહ્યાભાઈની ખાસ યાદી આપું છું અને છોટુભાઈ (નળકાંઠાના સરઘરે) શાંતિભાઈ, અંબુભાઈ, ઉપરાંત અહીં એક ભાઈલાલભાઈ પટેલનો ખાસ ઉલ્લેખ કરું છું. તેઓ દેગામડામાં બેઠા. વલ્લભસરદાર સેવાશ્રમ નામની ઈમારત ખડી કરી. એમના મિત્રોને પણ એમણે આકર્ષ્યા. પરંતુ હરિજન પ્રશ્નને નિમિત્ત સ્થાનિક અને બાવળાના કેટલાક સ્થાપિત હીતોને નિમિત્તે ગામમાં વંટોળ ઉઠ્યો. આ મને મળેલી માહિતિ છે. આ કેસનો ફેસલો મારે હાથે થયો. ગામલોકોએ તેનો પણ ઈન્કાર કર્યો જોકે આ ફેંસલામાં ભાઈલાલભાઈની અનઇરાદે થયેલી ભૂલની આકરી શિક્ષા કરાઈ હતી. પણ તેમણે તે સહી લીધી. છતાં વાતવંડી. છેવટે ભાઈલાલભાઈએ દેગામડા છોડ્યું વાત એટલેથી ન અટકી. મકાનની દુર્દશા અને ઘણા સમયપછી ભાઈલાલભાઈમાં પણ પ્રત્યાઘાત ઉઠ્યો. મારા પ્રત્યેના તેમના સદ્ભાવને લીધે હું પણ તેમના આ પ્રત્યાઘાતમાં મારી જાતને નૈતિક રીતે જવાબદાર ગણું છું. આજે તો વાતાવરણ પલટીજ ગયું છે. ગામલોકોને ભૂલ સમજાઇ છે, બાવળાવાળા એક વેપારીભાઇ પણ બેસવા તૈયાર થયા છે. ભાઇલાલભાઇ પ્રત્યેનો તેમનો સ્નેહ ખંડાયેલો તે જાગ્યો છે. ભાઈલાલભાઈમાં રાષ્ટ્ર લગની છે જ. પણ સને ૧૯૪૨ પછીની એમની પ્રવૃત્તિઓ અને તે પહેલાના જેલવાસમાં તેમના વિચારોમાં અનેકધા ભરતી ઓટો આવી ચૂકી છે તેઓ ફરીથી આ ક્ષેત્રમાં આવે તેવી આજે સંભાવના નથી. કાલે

દહાડો જ્યારે મળે ત્યારે એ ઉંડા વીરડામાં માંડ પોતાના કુટુંબને પૂરતું પાણી મળે. ઢોર ગાડે નજીકના ગામમાં એમને લઈ જાય, પણ પાછાં સાંજના લાવે ત્યારથી વળને દહાડે પાણીના સ્થાને પહોંચે ત્યાંલગી એ મુંગા પ્રાણીનું શું ? આવી દશામાં માણસની માનવતાને પણ હાની પહોંચે છે. તેનું એક પ્રમાણજ બસ થશે. કોઈ સાધુવૃત્તિવાળા અજાણ્યુ માણસો અહીં આવી ચડ્યા. ધોમ ધોમ તાપમાં આવે તેને ખોરાક પહેલાં પાણીજ જોઈએના ? વીરડે વીરડે ફરી વળ્યા, પણ એમનો ધડો કોણ કરે ? જોકે હિન્દને ગામડે હજૂ પણ પરાર્થે સ્વાર્થ હોમનાર કોઈક તો મળી રહે છે. એટલે એમને પાણી આખરે તો મળ્યું. આ સાંભળેલી ઘટનામાં નવાઈ નથી. રણમાં જે કિંમત પાણીના લોટાની છે તે કિંમત હીરામોતીની માળાની નથીજ. પણ અમદાવાદ જેવા રાજનગરમાં કે મુંબઈ જેવી મોહમયી નગરીમાં ચકલી ફેરવીને અઢળક પાણી મેળવનારને તો આનો ખ્યાલ પણ આવશે ખરો ?

### આવા ત્રાસનું મૂળ કારણ

ભાલની અપેક્ષાએ નલકાંઠામાં આટલો ત્રાસ ન ગણાય. કારણકે ભાલની જમીન કરતાં તે પ્રદેશ ઉચ્ચાણનો છે અને ભાલ વિભાગ કે જે મૂળે ખંભાતના અખાતનો ભાગ હોવાનો પૂરતો સંભવ છે, તેવો એ છેલ્લા કાળનો દરિયાઈ ભાગ નથી. એટલે ત્યાં ઘણે ઠેકાણે મીઠાં પાણી મળી શકે છે. ઉપરાંત નળકાંઠામાં ડાંગર પાકતી હોઈને બંધીની એટલે કે પાણીનાં મોટાં તળાવોની સારા પ્રમાણમાં સગવડો છે. અલબત્ત નલકાંઠાનો અમુક વિભાગ એવો છે ખરો કે જ્યાં ઉપલી મુશ્કેલી છે. એટલેજ જળસમિતિના કાર્યક્ષેત્રમાં આ (ભાલ નલકાંઠા) પ્રદેશ મુખ્યત્વે છે.

### જલસહાયક સમિતિનું નામ કરણ

જીવરાજભાઈ તો ગયા! પણ એમના સુપુત્રો અને કુટુંબીજનોએ મારી વાતને ઉપાડી લીધી. એટલે મે જીવરાજ ભાલ નલકાંઠા જલસહાયક ફંડ''ની જે કલ્પના મૂકેલી તેણે મૂર્ત સ્વરુપ પકડ્યું. હું ન ભૂલતો હોઉં તો સાતેક હજાર રૂપિયા જીવરાજભાઈ તરફના છે. આટલા રૂપિયા માત્રથી આ નામ ન મળી શકે; નામને ચારુ પડતી મુશ્કેલીઓનો મને ઘણા પ્રિયજનો તરફથી ખ્યાલ આપવામાં આવ્યો છે. અને માત્ર ધનને કારણે કોઈને પ્રતિષ્ઠા ન મળી શકે, એ જાતના મારા વિચારોએ મને ઠીકઠીક પકાર્યો છે. હું અહીં એ કહી શકું કે એ નામની સાથે જીવરાજભાઈ અને એમના કુટુંબના બગોદરાથી માંડીને આજ સુધીના ભાલનળકાંઠા પ્રયોગકાર્ય પરત્વે અને મારા પરત્વેના સંબંધનો પૂર્ણ ઇતિહાસ છે. માત્ર ધનનો નહિ. આજે એમના જ પુત્ર કેશુભાઈ આ સમિતિના (મારી દૃષ્ટિએ મુખ્ય મંત્રી પરીક્ષિતભાઈ મજમુદારના) સહમંત્રી તરીકે સેવા ઉઠાવી રહ્યા છે. શિયાળ સંમેલન થાય કે તેઓ અને તેમનું કુટુંબ હાજર! — ભાલનળકાંઠા પ્રવૃત્તિઓ પૈકી કંઈ કારણ ઉભુ થાય કે તે હાજર! અલબત્ત હું તો એ ભાઈને પૂરાપૂરા આ બાજુ ખેંચાયેલા જોવા ઈચ્છું છું. પણ હજૂ તેવા તો તે નથી બની શક્યા!

### આ જલસહાયક સંસ્થાની વ્યવસ્થિતતા

આ ફંડની ઉત્પત્તિ સં. ૧૯૯૯નો ચૈત્ર સુદી ૯ ને દિવસે થઈ ગણાય. ત્યારબાદ હું કાઠિયાવાડ–

એલોપથીના નિષ્ણાત મળેલા છે એટલે એ પર ઝોક અપાય છે. પણ દષ્ટિમાં નિસર્ગોપચાર તથા આયુર્વેદીય વગેરે બાબતો હોવાથી, ઔષધી શોધનનં નિષ્ણાત શ્રી વલ્લભરામ વૈદ્ય તથા સાણંદના વાસુદેવભાઈ વગેરેનો સેવાયોગ મળે એ વિચારાયું છે.

શિયાળની દવાખાનાની માગણી આ વેળાએ આવેલી. એમાં હું સંસ્થા મદદ કરે અને બાકીના બેભાગ ગ્રામલોકો ભેળા કરે એ રીતે કહેવાયું છે. શિયાળ નળકાંઠાના નાકાનું ગામડું છે. સાથીજ ભાલની હદ લાગે છે. ચોમાસામાં આસપાસ પાણી ખૂબ ફરી વળે છે. આજુબાજુ ગામડાં પણ છે.× આમ આ ઔષધાલય સમિતિનું કાર્ય વિસ્તૃત બનતું જાય છે. પણ આ કાર્યોની પાછળ જે પ્રયોગ છે તે અગાઉ કહેવાયો છે અને હજુ કહેવાય છે તે છે.

## ચતુર્માસ બાદ

સાણંદ ચતુર્માસ બાદ ભાલનલકાંઠાનું સારી પેઠે પર્યટન થયું. આ વેળાએ વ્યક્તિગત રીતે ઘેરઘેર ફરી સંપર્ક સધાયો. માંસ દારુ વગેરેની મર્યાદિત અને જિંદગીભર મળી લગભગ ૨૮૮૦ સ્ત્રી પુરુષોને પ્રતિજ્ઞાઓ અપાઈ, ફરી સંમેલનો થયાં. સંયોગોવશાત્ બંધારણોમાં ફેરફારો થયા. પણ માણકોલના પ્રથમ મહાસમેલનથી માંડીને મૂળ સંકલ્પના ચાલુજ રહી છે. આને લગતો પોતાની ભાષામાં એક ગરબો માણકોલના નિરક્ષર કવિએ રચ્યો છે. આવા રાસડા અને ગીતો આબાલવૃદ્ધમાં પરંપરાગત સંસ્કૃતિ રેડવા કરવામાં અદ્ભુત સહાય કરે છે.

## આજનો નળકાંઠો

છેલ્લાં ત્રણેકવર્ષોથી નલકાંઠો ફરી આર્થિક રીતે ઊભો થયો છે.

(૧) આર્થિક બાજુ:—કારણકે ડાંગર વગેરે પાક સારી પેઠે થાય છે, માણકોલની સહકારી મંડળી સદ્ધર બનતી જાય છે. બીજા સ્થળોએ સહકારીમંડળીઓની જરુર છે. પણ તેમાં કાર્યકર્તાઓ ધર્મદષ્ટિએ સમાજ-રચનાના પ્રયોગપ્રેમી મળવા જોઈએ.

અલબત્ત અત્યંત સમીપમાં આવેલા વેપારીઓ વ્યાજપર કંઈક સંયમે પ્રતિબદ્ધ થતા જાય છે. પણ હજૂ એ દિશામાં સંતોષપ્રદ પ્રગતિ ન ગણાય. ખેડુતલોકો ગાયો પાળતા થયા છે. આખલા વિષે હું ભલામણ ઈચ્છું છું, પણ ગોધલાનો વપરાશ રહે છે. બીજેથી ખરીદીને વાપરવાને બદલે જાતે કરતા લોકો થયા છે. આમાં રૂઢિચુસ્તોનો વિરોધ સહેતુક નથી. જો હોત તો તેઓ આખલા વાપરત અને વપરાવવામાં મદદ કરત. ગોધલા ધમધોકાર વાપરવા, અને ગોધલાનું પાપ બીજાને ખાતે ખતવવું તેમાં આર્થિક હાનિ એને કઠિના પોપણ સિવાય કશુંજ તત્વ નથી. એટલે તેને હું ન ચલાવી શકું તે મેં કહ્યું છે.

(૨) નૈતિક બાજુ : નૈતિકબાજુમાં દારુ, માંસાહાર, શિકાર વિષે ઠીક જવાબ ગણાય. બીજાઓતો

× તા. ૧૪-૨-૪૬ ના રોજ શિયાળમાં શ્રી વિશ્વવત્સલ ઔષધાલય (શાખા)ની ઉદ્ઘાટન ક્રિયા શ્રીયુત માનનીય મુંબઈ પ્રાંતના મહેસુલી પ્રધાન શ્રી મોરારજીભાઈ દેસાઈના શુભ હસ્તે પૂ. મુનિશ્રી સંતબાલજી મની હાજરીમાં થઈ છે.

દા. ત. દૂધ, કાગળ, ચામડાં વગેરે માટે. કારણ કે કાગળ માટે ઘાસ પુષ્કળ મળી શકે ગાયો પુષ્કળ રહી શકે તેવી જોગવાઈ છે. માત્ર પાણીની તાણ પુરી પાડવી જોઈએ તે માટે હું હવે કહેવાનો છું. પણ આ બધાં કાર્યોની પાછળ તન, મન અને સાધન બધું જોઈએ છે પણ પહેલું સ્થાન તન મનના દાતારનું અને પછીનું સ્થાન નીતિથી રળેલા સાધનના દાતારનું–અને છેવટનું સ્થાન પાપથી રળેલા પણ હવે તેમ નહિ રળતાં તેમાંથી પ્રાયશ્ચિત રૂપે દેવા ઇચ્છનારનું. આને બદલે જો યેનકેન પ્રકારેણ દેનારની પ્રતિષ્ઠા વધશે તો આ પ્રયોગની પાછળ જે અર્થદૃષ્ટિની પ્રધાનતાને ફટકો–મારી ધર્મદૃષ્ટિ આગળ અર્થ––દૃષ્ટિને નમાવવાનો મુખ્ય સિદ્ધાંત છે, તે માર્યો જશે. એટલેજ બધી સમિતિઓ સાથે વારંવાર આ વાત કહેવડાવવા હું પ્રયત્ન કરું છું આપણા સમાજ અને રાષ્ટ્રઘડતરમાં આ ઉણપેજ દુર્ભાગ્ય સર્જ્યું છે -

સદ્ભાગ્યે આ પ્રયોગમાં એવા કાર્યકરો અને સાધનદાતા આજે તો મળી રહ્યા છે. કે જેથી ભવિષ્યે સારી આશા બંધાય છે

ક્ષત્રિયોમાં પણ વાઘેલા, ઝાલા, અને ચૂડાસમાનો સંપર્ક થતો જાય છે, પણ આ એક હજુ પ્રયોગજ છે. શ્રદ્ધાની રીતે એ સફળ ભલે થયો હોય, પણ રચનાત્મક રીતે જે એમાં ઉણપો છે તે વર્ણ––વાઈ ચૂકી.

## વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ

આમાંના જ એક કાર્યમાં રસ લેનારાભાઈએ સૂચન મૂક્યું અને તે નિમિત્તે આ વિચારસરણી અને કાર્યને સંકલના રૂપે સમજવા માટે તલસતાં ભાઈઓ બેનો માટે ભરકાણા ખાતેના ૧૪મી મેથી તા. ૨૫મી ગાળી, એક વર્ગનું આયોજન થયું છે

"મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર' રૂપે જે સંસ્થા જુગાભાઈને નિમિત્તે મારા પ. પૂ. ગુરુદેવના વરદ હસ્તે ઉભી થઈ અને લક્ષ્મીચંદભાઈએ તે પોતાની ગણીને નિભાવી, તે હવે લગભગ ઉપયોગી વિચાર પ્રકાશન જેવી સુવ્યવસ્થિત બને, તે યોજના પણ વિચારાઈ રહી છે હવે હું ભાલપાણીના અગત્યના પ્રશ્ન તરફ ફરીને વળું છું.

## જલસહાયક સમિતિની વ્યવસ્થિતતા

જીવરાજ ભાલનળકાંઠા જલસહાયક સમિતિની ચોક્કસ વ્યવસ્થિતતા છેલ્લે છેલ્લે બાવળામાં તા. ૮–૨–૪૫ના રોજ થઈ તેના પંદર સભ્યો છે. જેમાં વાડીલાલ જમનાદાસ, પરીક્ષિતભાઈ, કાશાભાઈ––મનોરભાઈ, જુગાભાઈ તથા અમૃતલાલ શેઠ તેમજ પોપટભાઈ (કે જેઓ ધંધુકાના આ વિષયના અભ્યાસી છે તે) નો સમાવેશ થાય છે. તેમજ તેની સૈદ્ધાંતિક સલાહકાર સમિતિમાં અર્જુનલાલ વગેરે છે ઉપરાંત બાવળા પીલેરાના છે

આ સમિતિ હસ્તીમાં આવ્યા બાદ અને પહેલા એક વખત રૂ. ૧૫૦૦ લગભગનું તથા બીજી વખત રૂ. ૧૩૦૦૦ લગભગનું બજેટ મંજૂર થયેલ. ત્રીજી વખત લગભગ રૂ. ૨૦૦૦૦ હજારનું બજેટ

| | | | |
|---|---|---|---|
| ૨૧ કામાતલવા | ,, | ૨૪ ઉમરગઢ (રાયસંગગઢ અને કાસીંદ્રા વચ્ચે) | |
| ૨૨ બરાનપુર | ,, | ૨૫ પીંપરીયા | (ધંધુકા) |
| ૨૩ રાયસંગગઢ (ભડીયાદ અને કાસીંદ્રા વચ્ચે) | | ૨૬ હરિપુર (પીંપરીયાની પાસે) | ,, |

## સીમતલાવ શરૂ થવાની જરૂર

| | | |
|---|---|---|
| ૧ પાંચ તલાવડીઓ | (ધંધુકા) | આંબલી, ગોરાસા, ખૂણુ, પીંપળી, કામાતલાવ અને ખૂણુની વચ્ચે |
| ૨ ચાર તલાવડીઓ | ,, | દેવતપુર, બાવલીયારી, ભાણગઢ, નવાગામ વિસ્તારમાં |
| ૩ એક તલાવ | ,, | સાંગાસર, ચેર વચ્ચે |
| ૪ એક તલાવડી | ,, | નાવડા, દેવતપુર વચ્ચે |
| ૫ એક તલાવડી | (ધોળકા) | કેલાનતલાવડી અને મીંઢાપુર વચ્ચે |
| ૬ ત્રણ તલાવડી | ,, | ગાંગડ, ગિયાડ વચ્ચે |
| ૭ એક તલાવડી | (ધંધુકા) | નાવડાથી સાંગાસર વચ્ચે |
| ૮ એક તલાવડી | ,, | નાવડાથી સોઢી વચ્ચે |
| ૯ એક તલાવડી | ,, | દેવતપુરથી વેજાવદર વચ્ચે |
| ૧૦ એક તલાવડી | ,, | ચેરથી રોજકા વચ્ચે |
| ૧૧ એક તલાવડી | ,, | ચેરથી નભોઈ વચ્ચે |
| ૧૨ એક તલાવડી | ,, | ચેર અને ખરડ વચ્ચે |
| ૧૩ એક તલાવડી | ,, | ખરડ અને ગોરાસુ વચ્ચે |

## ભાલ પ્રદેશની સ્થિતિ

અગાઉ કહ્યું તેમ ભાલ પ્રદેશમાં ખારો ભૂગર્ભ છે કેટલેક સ્થળે તળ પણ ખારાં છે એટલે બોરિંગ થઈ શકે નહિ ધંધુકા, બગોદરા, વગેરે સ્થળે હજારોના ખર્ચે થયેલાં બોરિંગ નિષ્ફળ ગયાં છે બગોદરાના બોરિંગનું પાણી તો બીજી જમીન પણ બગાડે અને આરોગ્યને પણ હાનિ પહોંચાડે તેવી દશા છે નહેરની યોજના પુષ્કળ ધન ઉપરાંત સરકારી સહાય માગી લે છે તાન્સા, પવઈ, અને વિહાર તળાવનો લાભ મુંબઈની પ્રજાને આંઇનોથી મળી શકે, પણ ગામડાંનો અવાજ કોણ સુણે? એટલે તળાવ સિવાય ઉપાય નથી છેલ્લાં વર્ષથી સરકારે કોંગ્રેસ પ્રધાનપદાં વખતની સૂચનાપર ધ્યાન આપ્યું છે પણ દુઃખની વાત એ છે કે, અમલદાર વર્ગની અને તંત્રની સ્થિતિ ઉણપવાળી હોવાથી, જરૂરિયાતવાળા સ્થળે પૂરતું મળી શકે તેવી સ્થિતિ નથી ભાસતી એટલે આવી સંસ્થાદ્વારા, ગામલોકોની વિપુલ મદદદ્વારા, આ કામ મળાઓજ કરવું રહ્યું છે! આ યોજનામાં ગામલોકોની મજૂરી ઉપરાંત આર્થિક મદદ લેવાનું ધોરણ રખાયું છે અલબત્ત એમાં અપવાદ તો રહેશે, પણ ધોળી, કમાલપૂર જેવા દાખલાઓ એવા પણ છે કે

છતાં ત્યાંના નાળા તથા આરા વગેરેની સગવડ માટે આ સંસ્થાએ ધ્યાન આપવું ઘટે છે

બીજા નંબરનાં સ્થળોઓ એવાં છે કે જ્યાં નીચેનું ભૂગર્ભ ખારું છે એટલે કાયમિયા કૂવા નથી થતા એટલે જ્યાં લગી પાણી પહોંચે ત્યાં લગી જ ચલાવવું રહ્યું, અને પછી આસપાસના સીમ તળાવડાં કે ગામ તળાવડાં ગોતવાં રહ્યાં

ત્રીજા નંબરના સ્થળોની કમનસીબીનો પાર જ નથી ત્યાં તો ભૂગર્ભ અને ભૂતળ બન્ને ખારા એટલે લગભગ બે ત્રણ ફીટ પાણી રહે, એટલે પીવાય જ નહીં વેઠવું એવું જ છે પણ ત્યાંથી ૧૧ માઈલ દૂર મીઠું પાણી મળે ખરું સાંગાસર ગામ તો એ દૃષ્ટિએ અતિ દુઃખદ હતું. એને માટે કહેવત હતી કે

"સાંગાસર ગામે સાંટીડા પાણી, કડને વહુ તું ભૂજને ખાણી,
ફાકતો ફાકતો જાઉં હું પાણી, (અહીંતો) બાપડો દાસી ને બાપડી રાણી."

આ ઉક્તિમાં ભાવ એ છે કે, સાંગાસરના એ ચૂડાસમા રાજપૂતને ઠેઠ આ સાંટીડા (સાંગાસરથી પાંચે માઈલ દૂર) પાણી ભરવા જવું પડતું પાણી ફાકતો ફાકતો એ વહેલી સવારે જતો રાજપૂતોમાં મલાજાની રૂઢિને કારણે પણ પુરુષોએ જ પાણી ભરવા જવું પડે આથી તે કહે છે કે "બાઈડી દાસી ને બાપડી રાણી" પરંતુ બાઈ કે બાઈ ગમે તે પણ ત્રાસની આ કથની હતી

વર્ષો પહેલાં પોપટલાલ ડોક્ટર દ્વારા અમૃતલાલશી વગેરેએ હાલ પાણી ફંડની પ્રવૃત્તિ ઉપાડેલી, ત્યારે એક ભાગ તળવાળી જમીન કરી અહીં એક ઉંડી તલાવડીનો પ્રયોગ કર્યો તે સફળ થયો. ૧૨ વર્ષ લગી તો લોકોને ઠીકઠીક રાહત મળી હવે તેનું ખોદાણ પણ જરૂરી છે મેં એ તલાવડી આ વખતે ડૉ. પોપટલાલ સાથે નજરો નજર જોઈ સાંગાસરના લોકો એનું ગોળાના પાણીની જેમ જતન કરે છે હું ફાગણના ઉત્તરાર્ધમાં આ વર્ષે જ જઈને આવ્યો છું ત્યારે હવે તે પૂરી થવાની તૈયારીમાં હતી પછીથી સાચવી રાખેલું બીજું તલાવડું કે જે ગામથી ૧ માઈલ દૂર હશે તે ખૂલશે અને પછી તો માઈલો સુધી દૂર જવું પડશે આ ગામ આ વખતે જાતે કોન્ટ્રાક્ટ લેવા તત્પર થયું છે એમ તો સારી વાત છે તેમને લગભગ આઠેક હજાર રૂપિયા સરકાર તરફથી મળશે, પણ ચારેક હજાર બીજા આ સંસ્થાએ આપવા ઘટે છે આમ આ વર્ષે જ આ સંસ્થા દ્વારા જો દોઢેક લાખ ખરચાય તો આ વર્ષે એક સુંદર તક એ છે કે, હળવી મજૂરોને આ વર્ષે કાર્યદ્વારા શ્રમયજ્ઞની રાહત મળશે અને સરકારની રકમ સાથે તે રકમ મળી ઉગી નીકળશે

આ તો આછું આછું દિગ્દર્શન છે ભાલના ઘઉં પકવનારની આ દશામાં રાજનગરની જનતા અને ધનિકોની શી ફરજ છે તે તેઓ વિચારે હું તો તેમને કહું કે, આજે તમો જે લક્ષ્મી ભેળી કરો છો, તેમાં મોટો ભાગ પાપનો છે જો એ પાપનું પ્રાયશ્ચિત ઈચ્છતા હો તો તમારા જ સાચા અને વફાદાર શ્રમજીવી બાંધુઓ પ્રત્યે તમારું આ દ્વારા ધ્યાન ખેંચી હું જણાવું છું કે આ પ્રાયશ્ચિત માટેનું એક ક્ષેત્ર છે. ધનભાગે આપવા ઈચ્છનારને આ માનવતાના ક્ષેત્રનો નિર્દેશ છે પુણ્ય ઉપાર્જનની વાત દૂર છે પાપ ખપાવવાની આ પ્રાથમિક વાત છે

## વિશ્વવાત્સલ્ય

વિશ્વવાત્સલ્ય એટલે આખા વિશ્વસાથે, મનુષ્ય, પશુઓ, જંતુઓ, પાણી, વાયુ, વનસ્પતિ, એ બધા જીવો સાથેની વાત્સલ્ય ભાવના જેમ એક પિતા કરતાં માતાની વાત્સલ્ય ભાવના પોતાના બાળક પ્રત્યે વિશેષ હોય છે તેમ જેને આખા વિશ્વસાથે વાત્સલ્ય ભાવના કેળવવી છે એની કેટલી તૈયારી જોઈએ?

આત્મા અનંત શક્તિવાન છે. એક બાળકને કેળવવા માટે, સંસ્કારી બનાવવા માટે, એને સાચવવા માટે, કેટલી તાકાત-કેટલો સયમ-કેટલું બળ જોઈએ ? તો પછી જેને વિશ્વનું સંરક્ષણ પોષણ અને સંવર્ધન કરવું છે, એ માટે કેટલી વિપુલ તાકાત જોઈએ ?

આપણા શરીરમાં આટલું બળ તો નથી. પરંતુ મહાપુરુષોએ કહ્યું છે કે— " તારા આ શરીરમાં એક આત્મા એવો છે કે તે અનંત શક્તિવાન છે–વિપુલ તાકાતવાન છે, અખંડ ચૈતન્યમય છે. એટલે તું આખા વિશ્વની સાથે સંપર્ક સંવર્ધન કરવા શક્તિવાન છે "

સ્વામી રામતીર્થ કહે છે કે " I am the Emperor " ખરેખર ! કેવી સુંદર ભાવના ! આત્માનું કેટલું સામર્થ્ય ! આજે સવારે જ આપણે પ્રાર્થનામાં કહ્યું—

" સકળ જગતની બની જનેતા, વત્સલતા સહુમાં રેડું;
એજ ભાવનાના અનુયાયી, બનવાનું સહુને તેડું "

આ વિશ્વવાત્સલ્યની ભાવના છે. આ માટે આપણી કેટલી તૈયારી જોઈએ ? વિશ્વ એટલે મારું જ. અનંત બ્રહ્માંડો મારા છે. હું એનામાં છું એ મારા છે. શ્રી કૃષ્ણ વાસુદેવે પણ ગીતામાં મુખ્યાં એ જ બતાવી આપ્યું છે કે, "આત્મવત્ સર્વભૂતેષુ" અહા ! કેવી ઉચ્ચ ભાવના ! આ ભાવના જો આચરણમાં આવી જાય તો વત્સલતા સહેજે આવે છે.

આ માટેની તૈયારી સારુ ભૂમિકા જોઈશે. એ ભૂમિકાને લગતી તૈયારી માટે આપણે કુલ બાર વ્રતો યોજ્યા છે વિશ્વવાત્સલ્ય-વ્રતની સાથે બીજા અગિયાર વ્રતો મૂકાયાં છે. તેમાં મુખ્યત્વે ત્રણ વ્રતો છે.

**મુખ્ય ત્રણ વ્રતો**

(૧) સત્યશ્રદ્ધાવ્રત, (૨) બ્રહ્મચર્યવ્રત, (૩) માલિકી હક્ક મર્યાદાવ્રત. આપણે ત્યાં દરેક મહાન ગણાતા ધર્મોમાં મુખ્યત્વે પાંચવ્રતો આવે છે. અહિંસા, સત્ય અચૌર્ય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ. ત્યારે કોઈને પ્રશ્ન થશે કે અહીં ત્રણ કેમ ?

હું અપરિગ્રહી અને સત્યાર્થી બનું તો પછી મારાથી ચોરી તો કેમ જ થાય ? ત્યારે ચોરી થાય છે ક્યારે ? અસત્ય ભાવના આવે છે ત્યારે ચોરી થાય છે. જ્યારે મારામાં સ્વાર્થ આવે છે, ત્યારે હું ચોરી કરુ છું વિશ્વવાત્સલ્યની સાધનામાં અહિંસાવ્રત સંપૂર્ણપણે આવી જાય છે એજ રીતે સત્યશ્રદ્ધા અને અપરિગ્રહવ્રતમા અચૌર્યવ્રત આવી જાય છે. અપરિગ્રહને બદલે અહીંઆ માલિકીહક્ક મર્યાદા શબ્દ વપરાયો છે, ને ખૂબ સાર્થક છે એક રીતે જોતા તો શરીરપણ પરિગ્રહ છે ત્યારે શું અપરિગ્રહીએ શરીરનો

(૩) નિંદા-સ્તુતિનો પરિહાર:—નિંદા-સ્તુતિના પરિહારની સાધના પણ એક જરૂરી અને આવશ્યક અંગ છે. બીજાને હલકો પાડવાની આપણી જે કુટેવ, જે કુવૃત્તિ હોય છે તેનો ત્યાગ કરવો જોઈએ. જેમ નિંદાના પરિહારની જરૂર છે તેવીજ જરૂર કોઈની ખોટી પ્રશંસા-શ્લાઘા વિગેરે કરવાની હોય છે તેનો પણ પરિહાર થવો જોઈએ. નાની એવી વાતને મોટું સ્વરૂપ આપી કહેવાની આપણી ટેવ આ બંને તત્વોમાં ખૂબ અગત્યનો ભાગ ભજવે છે. આ છોડવું સાધકને ખૂબ જરૂરી છે.

બ્રહ્મચર્ય વ્રત:—(૧) વિભૂષાત્યાગ, (૨) વ્યસનત્યાગ, (૩) ખાનપાન, શયન વિવેક આ મુજબ ત્રણ ગૌણવિભાગ પાડી બ્રહ્મચર્યને વિચારીએ. એટલી ટપકીપતો ખ્યાલ એ બ્રહ્મચર્ય સાધના માટે અતિ આવશ્યક અંગ છે. નાનામોટાં અનેક પ્રકારનાં વ્યસનોનો જ્યાં સુધી ત્યાગ નથી થયો, ત્યાં લગી બ્રહ્મચર્ય સાધના અધૂરી હોય છે. આહાર, વિહાર, શયન, વિગેરે બાબતોમાં ખૂબ વિવેક રાખવાની વાત સાધકે ન ભૂલવી જોઈએ.

માલિકી હક્ક મર્યાદા—વ્યવસાય મર્યાદા:—આપણે આપણી જરૂરિયાત વિચારી લેવી જોઈએ. અને તે જરૂરિયાતને પ્રમાણિકપણે પહોંચી વળવા માટે ધંધા વગેરેની મર્યાદાપણ વિચારવી જોઈએ, વ્યાજત્યાગ એ આ વ્રતમાં જરૂરી અંગ છે. આ પછી આવે છે રાત્રિભોજન ત્યાગ. આ વ્રતનો બ્રહ્મચર્ય અને માલિકી હક્ક મર્યાદા એ બન્ને વ્રતો સાથે ખાસ સંબંધ છે.

આ રીતે અગિયાર વ્રતો અને સૌથી પ્રથમ વિશ્વવાત્સલ્ય એમ કુલ્લે એ મુજબ બાર વ્રતો ગોઠવાયાં છે.

## પ્રાચીન ઋષિમુનિ નિરૂપિત વ્રતોના સમન્વય પછી ગાંધીજીનાં બાર વ્રતો

આ વ્રતો સાથે ગાંધીજીના બાર વ્રતોનો સમન્વય ક્યાં અને કેટલે છે? તે વિષે કહેવું ઘટે. ગાંધીજીએ વ્રત વિચારમાં જાતમહેનતને જુદા વ્રત તરીકે ગણાવ્યું છે. જાતમહેનતને શા માટે આટલી વિશિષ્ટતા! કારણ એ છે કે, છેલ્લા કાળમાં એની કિંમત ઓછી ગણાઈ ગઈ હતી. શ્રમને હલકો મનાયો હતો. એટલે શ્રમને મહત્વ આપવાની જરૂર હતીજ. આપણે સાધારણ દૃષ્ટાંત ઉપરજ વિચારીએ. જુઓ ઘરમાં આપણે એનોને હલકાં માન્યાં છે. ઓછી બુદ્ધિનાં ગણ્યાં છે. અભણ અને અજ્ઞાન લેખ્યાં છે. એક પાણીનો લોટો જોતો હોય તો હુકમ કરીએ છીએ કે એય! પાણી લાવ. એ કામ કરતાં કરતાં તમોને પાણી આપે છે. એને એ કદાચ આપતાં વાર લાગે તો પછી જોઈ લો તમારો મિજાજ. ક્રોધ આવે છે અને ન બોલવાનું બોલી જવાય છે. આમાં મૂર્ખ કોણ છે? ભાન વગરના કોણ છે! આનું કારણ એ છે કે આપણે જીવનમાં શ્રમની કિંમત આંકી જ નથી. શ્રમને હલકો ગણ્યો છે અને એ જાતનો શ્રમ કે જાતમહેનત તો અભણ અને અજ્ઞાન લોકો જ કરે. આપણાથી એ થાય જ નહિ. આવી કુમાન્યતા આપણામાં ઘુસી ગઈ હોય છે. તે બદલાય એટલે વિચાર આવે કે હાથ પગ મળવા છતાં આવું લૂલા પણું શા માટે! તો શ્રમનો મહિમા સમજાયો ગણાય કે બીજાને હુકમ કરવા પહેલા એ કામ આપણે જાતે કરવા મંડીએ, તો જરૂર શ્રમની પ્રતિષ્ઠા આપોઆપ

ઘણા સાધુઓ તરફથી ઉત્તર મળેલ કે ખાદીને અને અમારે શું? આ શબ્દોમાં તો અભેદ દશાજ દેખાય છે. પણ ભેદ હોય તો એનું માપ માત્ર શબ્દો નહિ પણ આચરણ જ છે. પરંતુ પ્રાયઃ એવી દશા હોતી નથી. અને સાથે સાથે સમાજમાં ઉપદેશ આપવાનો હોવાથી પોતાનું વર્તન પૂર્ણ સમત્વવાળું હોય નહિ, તો એની અસર પણ શી થાય?

એક વખત અમારા ગુરુદેવનું મોરબીમાં ચાતુર્માસ હતું આ ચાતુર્માસ દરમ્યાન એમણે ખાદી વિષે સુંદર ઉપદેશ આપ્યો. અને સાથે સાથે એવો પણ આગ્રહ સેવેલો કે જે બહેન ખાદી પહેરશે તેને હાથેજ હું વહોરીશ. આ પ્રકારનો આગ્રહ—દુરાગ્રહમાં ન આવે તેની જ સાવચેતી રાખવાની હોય છે. હું ન ભૂલતો હોઉં તો આ ભાવના પાછળ, ગુરુદેવનો આગ્રહ એટલા પૂરતો જ હતો કે લોકોને રચનાત્મક દિશા મળે. ભક્તિના વેગમાં રચનાત્મક દિશાની કેળવણી થઇ જાય એના જેવું બીજું શું સુંદર?

## તાત્વિક વિચારણા

હવે "વિશ્વવાત્સલ્ય"નું તાત્વિક ચિંતવન કરીએ

### ૐ મૈયા એ શું છે?

જ્યારે આપણે આખા જગતની "મા" બનવું છે, ત્યારે આપણી સામે "મા"નું ચિત્ર હોવું જોઈએ. ૐ એ આખા વિશ્વનું સ્વરુપ છે. મૈયા એટલે "મા."

ૐ માં અકાર વાસુદેવ સૂચક ઉકાર બ્રહ્મા સૂચક, અને મકાર મહાદેવ સૂચક છે. જગતમાં ત્રણ તત્વો પ્રવર્તી રહેલાં છે ઉત્પત્તિકારક-સંરક્ષક-અને સંહારક.

આ ત્રણ દશાને જૈનદર્શન પણ સ્વીકારે છે. તે દશાનું રૂપક જે ત્રણમાં આરોપેલું છે. તે વૈદિક ધર્મના દેવો બની ગયા છે.

**ૐનો ઉચ્ચાર:**—ૐનો ઉચ્ચાર બોલીએ કે આપણને કેટલો આનંદ થાય છે!

**તત્વ એક છે:**—હિંદુ કે મુસલમાન દરેકના બાહ્યધર્મ ક્રિયાકાંડો એક બીજાથી તદ્દન વિપરીત જણાશે પણ ભાષા અને સ્થિતિ ભેદે તેમ છે. વસ્તુતઃ નથી. જેમકે એક તસબી કહે તો બીજો માળા કહે આ માત્ર ભાષાભેદ છે. એક પૂર્વમાં નમસ્કાર કરે છે, તો બીજો પશ્ચિમમાં. મોઢું ધોવું, હાથ ધોવા, વિગેરે બાબતોમાં પણ ઉલટી જ રીતિ દેખાય છે. હિંદુઓ શબને બાળે છે તો મુસલમાન દાટે છે. પણ બધાની પાછળ તત્ત્વ એક છે. આ પ્રમાણે ન જોવાય તો બન્ને વચ્ચે એકતાનો સંભવ ક્યાં છે? એમજ દેખાશે. પણ તેવું છે જ નહિ. સત્યાર્થીએ વિરુદ્ધ ભાસતી ક્રિયાઓ તરફ જોવાનું નથી પણ એનાં તત્ત્વને જોવાનું છે. તત્ત્વને જોશે તો એને જણાશે કે બન્નેની ભાવના તો એક જ છે.

## જૈનોની માન્યતા

જૈનભાઇઓ ગુણપૂજાને માને છે અને તેથીજ તેના મંત્રોમાં, નમો અરિહંતાણં-અરિહંત કહેતાં જેમણે રાગદ્વેષને જીત્યા છે એવા પુરુષને (પછી તે ગમે તે જાતિ-ધર્મ-મતનો હોય) નમસ્કાર હો.

દામ તૂહી, ધામ તૂહી, શ્યામ તૂહી, રામ તૂહી;
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.
નિયમોકી નેમ તૂહી, ધર્મોકા ક્ષેમ તૂહી;
યોગોકા પ્રેમ એક તૂહી તૂહી.
સંતોકા સત્ તૂહી, ભક્તોકી ગત તૂહી;
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.
શક્તિકા સાર તૂહી, સૃષ્ટિ આધાર તૂહી;
હૃદયકા હાર એક તૂહી તૂહી.
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.
નદી પ્રવાહ તૂહી, વહ્નિકા દાહ તૂહી;
ઉર્વીકા રાહ એક તૂહી તૂહી.
વાયુકા સ્પર્શ તૂહી, પર્ણોકા સ્પંદ તૂહી;
ગુલોંકી ગંધ એક તૂહી તૂહી.
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.
ગગન ઉદ્યોત તૂહી, જીવનકી જ્યોત તૂહી;
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.
દેહીમેં પ્રાન તૂહી, સ્નેહીમેં સ્થાન તૂહી;
સબમેં સમાન મયા તૂહી તૂહી.
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.
બાલકકી માત તૂહી, સાધકકા સાથ તૂહી,
ૐ સન્તુદાનાથ એક તૂહી તૂહી.
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી. +

ૐ મૈયાનો આટલો ખુલાસો જાણ્યા પછી હવે આપણે વ્રતો તરફ વળીએ

**સત્યશ્રદ્ધાવ્રત**

સત્યશ્રદ્ધાવ્રત—સત્ય અને શ્રદ્ધા સાથે શા માટે ? એકલું સત્ય કેમ નહિ ? સત્ય શું છે ? એનું

+ વાચક આ 'મૈયાગીત' નો લાભ જરૂર ઉઠાવે.

'વાસુદેવ મય સર્વં" એટલે કે સર્વ જગતને પ્રભુમય જ જોવું આવા સત્યના સ્વરૂપને થતાથી શકાતું નથી આવા અરૂપી સત્યની સાધના માટે સૌથી પ્રથમ જરૂર પડે છે શ્રદ્ધાની શ્રદ્ધાના પણ ત્રણ પ્રકાર છે. (૧) આંધળી શ્રદ્ધા, (૨) અશ્રદ્ધા, (૩) શ્રદ્ધા

એક હતા પશીબાઈ ગોર મહારાજ હરિકથા કરતા હતા આ ભવસમુદ્રને તરવા માટે ભગવાનનું સ્મરણ નૌકા સમાન છે આ પ્રમાણે રોજ સાંભળે એકદા એવું બન્યું કે નદીમાં આવ્યું પૂર. સૌ વિચારમાં પડ્યા કે શું કરવું? આ પશીબાઈએ તો સાંભળેલું કે 'રામનામ' નૌકા સમાન છે એટલે એ તો 'રામનામ' લેતા ચાલ્યા, અને નદીપાર ઉતરી ગયા ગામલોકોને તો આશ્ચર્ય થયું. ગોર મહારાજને પણ આશ્ચર્ય જ લાગ્યું ગોરને થયું કે જ્યારે પશીબાઈ શ્રોતાતરીકે તરી ગયા ત્યારે હું તો વકતા છું રોજ કથા વાંચુ છું ત્યારે મારામાં કેવો ચમત્કાર હશે? આમ વિચારતા એ તો નદી પાર ઉતરવા ચાલ્યા ત્યાંતો પગ પાણીવાળા થયા પશીબાઈને તો એવું કશું નહોતું ગોર મહારાજને તરતા તો આવડતું નહિ એટલે એતો મૂઝાયા અને પાછા આવ્યા આ દૃષ્ટાંત કહેવાનો ભાવાર્થ એ છે કે એને દૃષ્ટિ ન મળી પશીબાઈએ અંધ શ્રદ્ધાથી પકડી લીધેલું પણ એ શ્રદ્ધા પણ એને ઉપયોગી નીવડી આ બાબતમાં આપણે ચમત્કાર તરફ જોવાનું નથી પરંતુ સત્ય તરફ લક્ષ આપવાનું છે

સત્યની સાચી શ્રદ્ધા જાગ્યા પછી શું બાકી રહે છે? સત્યના દર્શનની ઊંડી પિપાસા એટલે શ્રદ્ધા **'શ્રદ્ધાવાન લભ્ય તે જ્ઞાન'** એમ ગીતા કહે છે આ માટે શ્રદ્ધાને સત્ય સાથે જોડી દેવામાં આવેલ છે.

## સત્યની તાકાત અને બળ તો જુઓ!

સત્યવાદી હરિશ્ચંદ્રનું દૃષ્ટાંત લઈએ એમની સત્ય માટેની કેવી અપૂર્વ તાલાવેલી! તારામતી રોહિતના શબને સ્મશાને લઈને આવે છે, ત્યારે હરિશ્ચંદ્રની સત્ય પ્રત્યેની નિષ્ઠા-આપણને-સત્ય નિષ્ઠાનું આબેહૂબ દર્શન કરાવે છે આના પ્રસંગમાં હરિશ્ચંદ્રની તાકાત કેટલી? તારામતીનું બળ કેટલું?

સત્યમાં સ્વયં અનંત બળ છે પણ જ્ઞાનમય શ્રદ્ધા જોઈએ પશીબાઈની જ્ઞાનમય શ્રદ્ધા જોકે ન હતી પણ સરળ હૃદય હતું કેટલા સરળ હૃદયી જીવો પ્રથમ સમજણ પૂર્વકની સત્યશ્રદ્ધાવાળા નથી હોતા પણ તેઓ અંધ શ્રદ્ધાની (એટલે જ્ઞાન રહિત શ્રદ્ધાની) ભૂમિકા પરથીજ સીધાજ જ્ઞાનમય શ્રદ્ધાની ભૂમિકાપર પહોંચી જાય છે અને કેટલાક અંધશ્રદ્ધામાંથી અશ્રદ્ધાની ભૂમિકામાં ચડી જાય છે છતાં અશ્રદ્ધાની ભૂમિકામાં અમુક કાળ રહી પછી જ્ઞાનમય શ્રદ્ધાની ભૂમિકા મેળવી શકે છે કારણકે એના હૃદયમાં સરળતાનું સુંદર તત્વ છે પરંતુ જેઓના અંતરમાં સરળતા નથી તેઓ તો 'સંશયાત્મા' ગણાય છે અને તેવા શ્રધાળુના તો બન્ને લોક બગડે જ છે

'સત્યશ્રદ્ધામાં આપણે જે જ્ઞાનમય શ્રદ્ધા માગીએ છીએ તેમાં સાધક સાધિકાઓ, ધર્મદૃષ્ટા ચારના શબ્દો પ્રમાણે પૂર્વના અનુભવી પુરુષોના વાક્યો આધુનિક જ્ઞાનીઓનાં વાક્યો, તથા પોતાની સદ્બુદ્ધિના અનુભવોનો સમન્વય કરી આચરણ માટે અવતરીને હોય છે આવી ભૂમિકાને જીવનમાં વણવા

માટી એક છે પરંતુ એના ઘાટ જુદા જુદા રૂપે બનાવાય છે, તેમ મૂળ ધર્મ એકજ છે-સનાતન ધર્મ એક છે. ધર્મ એક હોવા છતાં વિશ્વમાં આટલા બધા ધર્મો કેમ ? આકારો અને વિચારો ભિન્ન માટે ધર્મો પણ ભિન્ન ભિન્ન, આથી બધા ધર્મોનો આપણે સ્વીકાર કરીએ છીએ. હવે સવાલ એ છે કે આ બધા ધર્મોની સેવા કેમ અને કેવી રીતે કરવી ? અમુક ધર્મમાં અમુકજ ક્રિયા ઉપર વધુ ભાર મૂકવામાં આવ્યો હોય, ત્યારે અમુક એથી જુદીજ ક્રિયા ઉપર વધુભાર આપ્યો હોય. આનું કારણ શું છે ?

આનું કારણ એ છે કે દરેક બાબતમાં આપણે આપણા ગજે જ બધી વાતોને માપીએ છીએ. ગર્ભમાં રહેલા મૂળતત્ત્વને ન જોતાં ઉપરનાજ આકારને જોઈએ છીએ. અને તેને પણ જ્યારે આપણા ગજે જ માપવામાં આવે ત્યારેજ ગૂંચવણો ઉભી થાય છે.

તત્ત્વચિંતકોએ આ પ્રકારની પરિસ્થિતિને લક્ષમા લીધી આ ગૂંચને જોઈ. એના સાચા સ્વરૂપનાં દર્શન કર્યા, અને રજૂઆત કરી કે ભિન્ન ભિન્ન ભૂમિકાઓ માટે ભિન્ન ભિન્ન વિચારો હોય છે. મહાપુરુષોએ બધો વિચાર કર્યા પછી જુદા જુદા પ્રકારની ભાવનાઓ અને કર્મકાંડ મૂક્યાં છે. મીરાં, નરસીંહ, અને કબીર ત્રણે ભક્ત હતા. જો કે દરેકની સાધના પ્રણાલીમાં ફેર હતો, પણ તત્ત્વતઃ એક હતા. આ ખ્યાલ જે ચૂકે છે તે કોમી કટ્ટરતા, અને ધાર્મિક ઝનૂનમાં ધર્મનું, કોમનું, અને આત્માનું, નુકશાનજ કરે છે. કારણ એ કે એણે પૂર્વગ્રહોનો પરિહાર કર્યો નથી. જૈનસૂત્રશ્રી સૂયગડાંગમાં કહ્યું છે કેઃ—જે કુળ-સંપ્રદાયમાં જનમ્યો હોય તેને પૂછીએ કે તમારું કુળ તમારો ધર્મ કેમ ? ત્યારે કહેશે કે અમારું કુળ જેવું બીજું કોઈ કુળ નથી. અને અમારા ધર્મ જેવો બીજો કોઈ ધર્મ નથી. અમારા ગુરુદેવે કહ્યું છે —

"કોઈ કહે તમે આ પ્રભુજીની પૂજા પાઠ કરાવો,
કીર્તન કરો આ કાનજી કેરાં, જૂઠે શીદ જકડાઓ;
કોઈ કહે નિત્ય ગાઓ બજાઓ, કોઈ કહે નહિ ગાઓ,
કોઈ કહે નહિ ન્હાવો ધોઓ, કોઈ કહે નિત્ય ન્હાવો,"

આ બધામાં સાચું શું ? કોઈ કહેશે કે ગાવા બજાવવામાંજ ધર્મ રહેલો છે ત્યારે કોઈ કહેશે કે મૌન અને એકાંતમાંજ ધર્મ રહેલો છે. કોઈ કહેશે કે ન્હાવામાંજ ધર્મ છે. ત્યારે કોઈ ન ન્હાવામાં ધર્મ માને છે. આ બધી વાતોમાં માનવું કોનું ? સાચું શું?

આ બધી ક્રિયાઓ તો ઉપરની ક્રિયાઓ છે એ ક્રિયાઓમાં ભલે ફેર દેખાય, પણ એ ક્રિયાઓ પાછળની ભાવના જોઇશું તો બધાની સરખી જણાશે. પણ આ ભાવના ન સમજાય ત્યાં કટ્ટર સાંપ્રદાયિક સંકુચિતતાજ ફેલાય છે.

### જૈન ગઝાનું એક ઉદાહરણ

એક બાઇએ એકવાર એક સાધુ પુરુષને વહોરાવ્યું વહોરાવ્યા બાદ એણે એ સાધુ પુરુષની મુહપત્તિ

### સહુ એક ધર્મના ઝંડા નીચે આવે તો શી હાની ?

વચમાં એક પ્રશ્ન વિચારી લઈએ. તમોને એમ થશે કે આના કરતાં જેમ ચીનમાં એક જ ધર્મ છે. તેમ જો એક જ ધર્મ હોય તો આ બધા ઝઘડાઓનો અંત આવી જાય. પરંતુ આ વિચાર ઉપલક દૃષ્ટિએ ઠીક લાગે છે. પણ ઊંડાણથી જોઈએ તો એક જ ધર્મ બની શકશે નહિ એમ બને તો એથી દરેકની સ્વતંત્ર વિચારસરણીનો રોધ થશે. સ્વતંત્ર શક્તિનો વિકાસ અટકશે.

એક વખત સ્વામી વિવેકાનંદ જ્યારે હિન્દ બહાર ફરતા હતા. ત્યારે તેમને પ્રશ્ન કરવામાં આવ્યો કે તમે અદ્વૈતવાદની મોટી મોટી વાતો કરો છો—ખરા પણ તમારા હિન્દુસ્તાનમાં શું છે ? સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, અમારા હિંદમાં જો કોઈ પણ વિશેષતા હોય તો એ છે કે, અમો બધા ધર્મોની મહત્તાને આવકારીએ છીએ. અને કોઈ પણ પ્રકારનો આગ્રહ સેવાયો નથી એજ, એની વિશેષતા છે. વાત પણ એમજ છે. યહુદી, ઈસ્લામી, પારસી જે કોઈ આવ્યા તેમને તેમના ધર્મો પાળવા દીધા છે, અને તેમાંના સારા તત્ત્વો હિંદે લીધાં જ છે.

**આજની સ્થિતિ :**—પણ આજની સ્થિતિ શું છે ? જે ભારતવર્ષ બધા ધર્મોના વિચારોને સમાવતો હતો, તે હિંદમાં આજે આટલી બધી અસહિષ્ણુતા આવી જાય ત્યારે એમ કેમ કહેવાય કે અમોએ બધા તત્ત્વોને પીધાં છે ?

### સમન્વય એજ એક માર્ગ

મહાપુરુષોએ એજ કહ્યું છે કે બધા ધર્મોને એક કરવાની વાતને છોડો. સંપ્રદાયોના નહિ પણ સત્ય વિચારોના પ્રચારક બનો. અભિમાન સંપ્યાનું નહિ—પણ વિચારોનો આગ્રહ વધવાનું હોવું જોઈએ. ઉપરના ખોખાને નહિ પણ અંદરના તત્ત્વને શ્રદ્ધાપૂર્વક માનો. બધા ધર્મોનો સમન્વય કરવો. એવી દૃષ્ટિ રાખવી, એ પર આપણી વિશ્વવાત્સલ્યની ભાવનાનો મુખ્ય આધાર છે. બધા ધર્મો સાચા છે. જેમ બધી નદીઓ સાચી છે. તેમ મહિમ્ન સ્તોત્રમાં કહ્યું જ છે. :—

હે પ્રભુ ! હે દયાળુ તમે એક સાગર તુલ્ય છો. અને આ બધા ધર્મો નદીઓ છે. આપના સ્વરૂપી મહાસાગરમાં આ ધર્મરૂપી નદીઓ સમાય છે. આ દૃષ્ટિએ બધા ધર્મો સાચા જ લાગે છે. ત્યારે હિંસા અને ઝઘડા શા માટે ? ધર્મના નામની રૂઢિ જ હિંસા કરાવે છે. ધર્મ નહિ. માટેજ અહિંસા એ ધર્મનું મૂળ છે. હાલરનું નહિ.

### ધર્મ સનાતન છે પણ કયો ધર્મ ?

જૂનો ધર્મ કયો જાણી મારા સંતો, જૂનો ધર્મ કયો જાણી રેક; ટેક
સદ્‌ગુરુ મારયા ને હિમ્મ ન સુધર્યાં, નિમળ થઈ નહિ વરણી કોઈ.
કોનો ગુરુ એ જ્ઞાન વિનાના, કર્મ ભરમ એ પ્રાણી; મારા સંતો૦
અમૃત મળ્યું પણ અમર થયો નહિ, પીવાની જુક્તિ ન જાણી કોઈ,
કોનો ઘટમાં ગયું નહિ કાં, પીવામાં આવ્યું પાણી. મારા સંતો૦

ન કરવાનું એક પગલું તો ભર્યું જ છે. સમ્રાટ અકબરનો પણ સમન્વયની દિશામાં ઝોકતો હતો જ. પણ વધુ, આકર્ષક આ દિશામાં મને તો યોગી આનંદઘનજી આકર્ષે છે.

**સક્રિય સમન્વયની સાધના—બધા ધર્મોનો મેળ કેવી રીતે કરવો? એની રીત કઈ?**

*આ માટે યોગીશ્વર આનંદઘનજી મહારાજે સુંદર માર્ગદર્શન આપ્યું છે. એક જિન સ્તવનમાં તેઓ* આ ભાવનું કહે છે:—

*"ષડ્દર્શન જિન અંગ ભણીજે,*
*જિનવરમાં સઘળા દર્શન છે; દર્શને જિનની ભજનારે.*
*(જેમ) સાગરમહિ તટિનિ બસત હૈ, સાગર તટિનિ ભજનારે.*

હે જૈનીઓ! તમે જે જિનને માનો છો, એમાં બધા દર્શનો સમાઈ જાય છે. જિન એટલે પરમાત્મા. પરમાત્મામાં સર્વધર્મો સમાઈ જાય છે જો આમ સમાઈ જતા હોય તો એનો મેળ કેવી રીતે મેળવવો? હાથ-પગ-માથું એ બધાં એક શરીરમાં સમાઈ જાય છે. તેમ જૈન, બૌદ્ધ, વૈદિક, ઈસ્લામી, યહુદી, જરથોસ્તી, એ બધા ધર્મો એક સત્યના સ્વરુપમાં સમાઈ જાય છે.

**સર્વધર્મ સમન્વય સાધક પ્રાર્થના**—આ માટે સહજ રીતે સર્વધર્મ પ્રાર્થના રચાઈ ગઈ છે. આ પ્રાર્થનામાં મહાવીર, બુદ્ધ, વૈદિક ધર્મના રામ અને કૃષ્ણ, ઈશુ જરથોસ્ત હજરતમહંમદ પયગંબર વિગેરે દુનિયાના મુખ્ય ગણાતા ધર્મના મહાન પુરુષોની ગુણપૂજાનો સમાવેશ થઈ જાય છે. જૈનોમા મહાવીર સ્વામીને લીધા છે. એટલું સારું છે. મહાવીરના ભાગલા પાડવામાં નથી આવ્યા. એટલે મહાવીરમાં શ્વેતાંબર દિગંબર વગેરે ફિરકા સમાઇ જાય છે. જોકે કલ્પના ખાતર કહું કે આજે મહાવીર સ્વામી પધારે તો? જો કે અત્યારે મુહપત્તિ પહેરેલા વેશમાં હશે તો સ્થાનકવાસી કહેશે કે એ અમારા છે. મુહપત્તિ નહિ હોય તો દેરાવાસી કહેશે કે એ અમારા છે, અને વસ્ત્ર જ નહિ હોય તો દિગંબર કહેશે કે એ અમારા છે. પરંતુ આપણે એ સાથે સંબંધ નથી આપણે તો મહાવીરને લીધા છે એમની અહિંસા માટે જ. શરુઆતમાં આપણે કહીએ છીએ —

"અહિંસાની મૂર્તિ, પ્રશમરસ સિંધુ અધિપતિ."

અહિંસાની મૂર્તિ તરીકે આપણે મહાવીરને સ્વીકારીએ છીએ. આ રીતે આપણે મહાવીરને પહેલા નથી લીધા પણ અહિંસાના સિદ્ધાંતને પહેલો મૂક્યો છે.

ત્યારપછી ચાર આર્ય સત્યો-કે જે નિર્વાણ ભૂમિકાનો નિર્દેશ કરે છે. તે ભગવાન ગૌતમબુદ્ધના ઉપદેશમાથી ઝરે છે એટલે એમને લીધા છે. ત્યારબાદ ધર્મક્રાન્તિકાર પુરુષોને યાદ કરીએ છીએ. હું ધર્મ ક્રાન્તિકાર તરીકે પાંચ પુરુષોને મૂકું છું. (૧) જગદ્‌ગુરુ શંકરાચાર્ય (૨) ધર્મપ્રાણ લોંકાશાહ (૩) માર્ટીન લ્યુથર (૪) દયાનંદ સરસ્વતી (૫) મહાત્મા ગાંધીજી આ નામોમાં બીજા પણ તદ્‌યોગ્ય નામો ઉમેરી શકાય. એટલે કે વિશ્વપ્રેમમય ધર્મક્રાન્તિનાં વિશિષ્ટ તત્ત્વો જેનામાં હોય તે ગુણીને યાદ કરી એવા પુરૂષના

(૧) માફી માગવી અને આપવી શા માટે ?
(૨) ગુનાઓ ઘટાડવાની સજા કઇ ?
(૩) ગુનેગારનું હૃદય કઈ રીતે હલે ?
(૪) ઉદાહરણો
(૫) જૈનસૂત્રો વગેરેમાં ક્ષમાપનાનું સ્થાન
(૬) ક્ષમાપનાની ટેવ સંબંધે

## ક્ષમાપના [ પ્રવચન આઠમું ]

વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગના માતાઓ અને ભાઈઓ !

૭ દહાડા વીતી ગયા. આજે સાતમો દિવસ છે. સમય જતાં વાર લાગતી નથી. આજે આઠમું પ્રવચન છે. અને તે ક્ષમાપના વિષે છે.

સત્ય એટલે જે પરમ કલ્યાણકારી તત્ત્વ સુખ, શાંતિ અને આનંદ આપે, તેના પર નિષ્ઠા તેનુંજ નામ સત્યશ્રદ્ધા. તે વ્રતનાં ત્રણ અંગો છે. (૧) સર્વધર્મ ઉપાસના (૨) ક્ષમાપના (૩) નિંદાસ્તુતિ પરિહાર.

### ક્ષમાપના એટલે ?

ક્ષમાપના એટલે માફી માગવી. જે માફી માગે છે, તે માફી આપવાનો અધિકારી બનેજ છે. દા૦ત૦ જ્યારે મને મારો દોષ દેખાય ત્યારે હું બીજાના દોષપર જરુર ઉદાર બનું. કારણકે દોષનો મને અનુભવ થયો. ક્ષમાપનાનો બીજો અર્થ માફી આપવી, એ આથી ફલિત થયું. સહનશીલતા વિના માફી અપાય નહિ. એટલે ક્ષમાનો અર્થ સહનશીલતા પણ થયો. આવી સહનશીલતા વીરનેજ હોઈ શકે. કાયરને નહિ. એટલે જ "क्षमा वीरस्य भूषणम्" કહેવાય છે.

### માફી માગવી અને આપવી શા માટે ?

દરેક આટલી વાત સ્વીકારીલેવી જોઇએ કે, પ્રાણી માત્રમા ત્રુટિ છેજ. સમર્થમાં સમર્થ વ્યક્તિમાં પણ, કોઈ એક ખામી તો હશે જ. ખામી છે તેટલેજ અંશે પુરુષાર્થને અવકાશ છે. To err is human.

મનુષ્ય બુદ્ધિવાળું પ્રાણી છે. તેનામાં હૃદયની ભાવના છે જો આ હોય તો માણસે વધુ ઉદાર બનવું જોઇએ. પોતાની ભૂલો ન શોધવી, ને બીજાની સૂક્ષ્મ ભૂલોને મોટું સ્વરુપ આપવું, એમાં સ્વપરેજ હાનિ છે બીજાની ભૂલોને જોવાથી, પોતાની ભૂલોને પોષણ મળે જ જશે. માટે આપણી ભૂલો તરફ વધુ જાગ્રત થાનીએ, ને બીજાની ભૂલો પ્રત્યે ક્ષમ્ય દષ્ટિએ વર્તીએ.

### ગુનાઓ ઘટાડવાની સજા કઈ?

લૂંટફાટ, ચોરી, વગેરે સામાજિક ગુનાઓ ઘટે તેમ દરેક ઈચ્છે છે. પણ આનો ઉપાય શું ! એક મહાપુરુષે જવાબ આપ્યો કે, 'ક્ષમા આપો, ને ક્ષમા માગો" પરંતુ આ વાત ગળે ક્યાંથી ઉતરે ? આપણે આપણી આંખોથી બીજાની જ ભૂલોને મોટું સ્વરુપ આપીએ અને આપણી ભૂલોને ઢાંકવા પ્રયત્ન કરીએ,

યોજના કરેલી હતી જે માણસો ગુના કરીને જેલમાં જતા, તેઓની પાછળ ઉપદેશક મોકલતા. તેઓ તેની ભૂલો સમજાવતા અને તેની ભૂમિકા જોઈ તે તેઓને માર્ગ દર્શન આપતા. હજૂ પણ આ ચીલો ચાલે છે. પણ ઉપદેશકો ગુનેગારનું હૃદય હલમલાવે તેવો ચારિત્રશીલ જોઇએ. એ વાત ચોકસજ છે કે, હૃદયને અપીલ જ્યાંસુધી થતી નથી, ત્યાંસુધી ગુનાઓ ઘટતા નથી.

ઉદાહરણ:—મૂળદાસ નામના એક સાધુપુરુષે, એક ગુનેગાર સ્ત્રીનો ગુનો પોતાનાપર ઓઢી લઇને, કેટલું પરિવતન કરાવ્યું, તે વિષે ખ્યાલ આપ્યું.

સમાજમાં એક બાઈ કોઈવાર લાગણી વશ થઈ જવાથી ફસાઈ પડી, જ્યારે સ્ત્રીઓની લાગણીમાં વિવેકનો અભાવ થઈ જાય છે, ત્યારે તે ભયકર ભૂલ કરી નાખે છે. અને તેમાંય જ્યારે ચારિત્ર્યવિષયક ભૂલ થઈ જાય છે ત્યારે બીજા કરતા સ્ત્રીનેજ વધુ વેઠવું પડે છે. આ કેસમાં બાઇને ગર્ભ રહે છે ગભરાય છે. છેવટે સલાહ મળે છે. ગર્ભપાત કર લોકો ગુનાનું મૂળ જોવાને બદલે વ્યક્તિપરજ દોષ નાખશે. લોકોને પારકી વાતમા પચાત કરવામાં બહુ મજા આવે છે,

'પગતર જરત ન બૂઝત પ્રણી ઓરકી જાય બૂઝાવે;
અચમો ઈન લોગનકો આવે."

પોતાના પગ નીચે બળતું ન જોત, બીજાનું ઠારવા જાય એને શું કહેવુ ? બાઇએ વિચાર્યું, મારા દોષને મોટા સ્વરુપે લઇને, આ સમાજ મને જીવવા નહિ દે. હું પાપી, મારી ભૂલ થઈ, મને ક્ષમા આપો, આવી અનેક પ્રકારની વિનંતીઓ કરવા છતાં, સમાજે તેને ધુત્કારીને તેના પર કેસ ચલાવ્યો. આવા દોષને નજ ચલાવી લેવાય ! કોટમાં હાજર થવાનું ફરમાન થયું. અને કોર્ટમાં પેલા માણસનું નામ આપવુંજ પડે પેલો માણસ કે જેણે આ ભોળી બાઇને ફસાવી હતી. તે આવ્યો, અને કહ્યુ "મારું નામ ન આપતી નહિ તો મારે આપઘાત કરવો પડશે." આ બાઇએ તેને વચન આપ્યું કે હું મરી જઈશ પણ આપનું નામ નહિ આપું. અ પ નિર્ણય રહેજો કહો આ બેમાં ઉત્તમ કોણ ! બાઇને થાય છે કે હવે તો મારે કોર્ટ પહેલાં કુવો પૂરવોજ જોઇએ. આ જમનામાં તો પ્રાયમસ પણ મળ્યો છે. સમાજમાં આવા પ્રસંગો બને છે તે ધ્રુજારી ઉપજાવે છે ! મૂળ કારણો જોવાને બદલે, જ્યારે બીજી બાજુ વધુ ઝોક અપાઈ જાય છે, ત્યારે આવા પ્રસંગો ઘટવાને બદલે વધે છે.

મેઘલી રાત્રી છે. તારાઓ ટમટમ ચમકે છે ચારે બાજુ રજનિનો અધકાર વ્યાપ્યો છે. એવા સમયે આ બાઈ સ્વામી મૂળદાસના ઝુંપડી પાસેના કુવા પાસે આવે છે. ત્યાં આવીને વિચાર કરે છે. દોષ તો મારો છે. મારા ગર્ભનો શો દોષ? મને શિક્ષા યોગ્ય છે. પણ આને? આવા વિચારો રૂપી વમળમાં ગૂથાય છે. આનો અવાજ સાંભળીને મૂળદાસ સ્વામી ઝબકે છે ! આવી રાત્રે અહીં કુવા પાસે કોણ આવ્યું હશે ! મૂળદાસ કુવાપાસે આવીને પૂછે છ "કુવા કને કોણ છે?"

રામ ને ધોબીની વાત તો ખૂબ જાણીતી છે. સીતાજી પર જ્યારે દોષનું આરોપણ કરવામાં આવ્યું. ત્યારે રામે તરતજ પોતા તરફ દષ્ટિ વાળી. જો રામે ધાર્યું હોત તો, તરતજ તે ધોબીને કેદ કરત. કે બીજી શીક્ષાદ્વારા બોલતો બંધ કરી દેત. પરંતુ રામે તે સહન કરી લીધું. કોઇ મારું બુરું બોલે છે, તો તેમાં મારો તો દોષ નથીને! રામે પોતા તરફ જોયું. એમ અહીં મૂળદાસે તે બાઇનો બધો દોષ પોતે ઓઢી લીધો. રામરોટી બંધ થઈ. તો મહેનત દ્વારા કમાઇને પોષણ કરવા લાગ્યા. બાળકનો સુંદર ઉછેર કર્યો. અંતે મહાત્મા મૂળદાસે પોતાના ચારિત્ર્યમય વાતાવરણની અસર પાડી. આખરે ઢૂંબેલું સત્ય તરી આવ્યું. અને એજ સમાજે તે મહાત્માની માફી માગી.

જે માણુસ પ્રશંસાથી ગર્વ પામતો નથી, એક પાપને છૂપાવવાને બીજાં પાપો કરતો નથી, પોતાની ભૂલોને તરતજ કબુલી લે છે, ખોટો ભપકો ને ખોટું અહમ્ રાખતો નથી, ક્ષણિક કીર્તિને માટે સત્યરૂપી દેવને ભૂલતો નથી, તે માણુસ હંમેશાં સમાજની, ગામની અને રાષ્ટ્રની કીર્તિમાં વધારો કરતોજ જાય છે, તે સમાજને સન્માર્ગે લઈ જાય છે. ને સુખ ને શાંતિ ફેલાવે છે.

મહાત્મા તે બાઇને સંસ્કાર આપીને તેનો જીવનનો પલટો કરાવે છે. બાળકને સંસ્કારી બનાવીને ઉછેરે છે. હવે તો આ બાઈ રામાયણુ અને ગીતાના વાચનમાં જ પોતાનો મોટો સમય પસાર કરે છે. આંસુઓથી નહાયા કરે છે. અંતરના પશ્ચાતાપથી કોનાં પાપ બળીને ભસ્મ થતાં નથી! કઇ મોટી 'સજા? આનાથી મોટી સજા કરનાર કોણુ છે? આજે તો જેલમાંથી બહાર નીકળતા ગુનેગારો જેલરને કહીનેજ આવ્યો હોય છે, કે મારી જગ્યા ખાલી જ રાખજો. મારા માટે તૈયારી કરી જ રાખજો. આવી જેલોથી ગુનાઓ વધે છે કે ઘટે છે? કહેવાનું જ છે કે:—તોરલના ચારિત્ર્યની અસરથી જ, જેસલ બહારવટિયો મટીને સંત બની જાય છે. તોરલના દર્શનથી અંતરનાં દર્શન કરે છે. કેવી ભવ્યતા! પશ્ચાતાપ કોને નથી પવિત્ર કરતો? એકદા જેસલ હિંસામાં જ રાચતો હતો. પરંતુ તેણે તોરલના પ્રેમનું અજબ આકર્ષણ જોયું,—મહાન તત્ત્વ જોયુ ને જીવનનો પલટો કર્યો.

એમ મૂળદાસે પોતાનું કર્તવ્ય જગતને બતાવ્યું-અને જગતને ફરી જતાં વાર ક્યાં લાગે છે! એજ મહાત્માની હવે વાતો થવા લાગી. લોકો ભેગાં થઇને કહે; "મને તો" એ મહાત્મા ભગવાન જેવા લાગતા હતા. તેમનું તો ચરણામૃત લેવા જેવું છે. ક્યારે! કે જ્યારે મૂળદાસ મહાત્માએ સત્યનિષ્ઠાથી પોતાનું આચરણુ કરી બતાવ્યું ત્યારે! કેવી દુનિયા!

"દુનિયા દોરંગી દેખો એ ભાઈ દુનિયા દોરંગી"

## ખરી શિક્ષા કોને?

આજે શિક્ષા હાથ, પગ, અને શરીરને થઈ રહી છે. પરંતુ જે કરાવનાર મન છે, તેને તો થતી નથી. મૂળતો દોષિત મનની વૃત્તિઓ છે. આતો એવી વાત છે કે કુતરાને લાકડી મારશો, તો કુતરો હાથને કરડવાને બદલે લાકડીને બચકા ભરવા લાગશે. તેમ આપણા સમાજમાં શિક્ષાનું ધોરણ રખાયું છે. ખરી રીતે

## નિંદા-સ્તુતિ પરિહાર

### (મુખ્ય મુદ્દાઓ)

[૧] નિંદા પ્રશંસાનું સ્વરૂપ.
[૨] પરનિંદાથી થતાં નુકશાન
[૩] સ્વ-પ્રશંસાથી થતાં નુકશાન
[૪] નિંદા અને પ્રશંસાનો સબંધ.
[૫] સ્વ-નિંદા અને અન્ય પ્રશંસા
[૬] આના પ્રયોગની રીત

## નિંદા-સ્તુતિ પરિહાર.

### (પ્રવચન નવમું)

વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગના માતાઓ અને ભાઈઓ!

આજે નવમું પ્રવચન છે. આજનો વિષય નિંદા-સ્તુતિ પરિહારનો છે. સત્યની સાધનામાં નડતરરૂપ-વિઘાતક-તત્ત્વોનો વિચાર કરવો જોઈએ

**સત્ય એજ વિશ્વનું પરમ બળ છે.**

"સત્યેન ધાર્યતે ધરણિ, સત્યેન તપતે રવિ,
સત્યેન વાયવો વાતિ, સત્યે સર્વં પ્રતિષ્ઠિતં."

પૃથ્વી, સૂર્ય, તારા, વિગેરેમાં જે સનાતન તત્ત્વ કામ કરી રહ્યુ છે; તે સત્ય છે. વાયુમાં પણ એજ છે તો સત્યાર્થી પુરુષ શુ ન કરી શકે? આપણને સમજવાની શક્તિ નથી એટલે ચમત્કાર આપણને લાગે છે. જે સત્ છે એ કોઇ દિવસ આ વિશ્વમા નહિ હોય એવું બનશે જ નહિ આપણે આપણા અંગત જીવનમા જોઈએ તો શું એ ઓછુ છે? આ રીતે ચમત્કાર માત્ર એક જ વસ્તુમાં આવે છે અને તે સત્યમા જ પછી ચમત્કારને શા સારુ માનવા?

જુઓ એક બીજમાંથી અંકુરો ફૂટે છે. આ અંકુરો ફૂટવામાં કેટલી શક્તિ વાપરવી પડી છે! આ ચમત્કાર ક્યાથી આવ્યો? કેવળ આત્મામાંથીજ એ પ્રગટ થાય છે.

### નિંદા-સ્તુતિનું સ્વરૂપ

નિંદા અને સ્તુતિ સત્યની સાધનામાં કેટલી આડ ખીલી રૂપ છે? નિંદાનું સ્વરૂપ શું છે? એક યા બીજીરીતે નિંદા ક્યાં આવી જાય છે? એનો આપણને ખ્યાલ નથી હોતો. આજે આપણે છાપામાં વાંચ્યું કે ફલાણા માણસે આમ કર્યું, આ વાંચતાં જ એની જમણી બાજુને બદલે ડાબી બાજુ જ રજૂ કરીએ છીએ એક દુષ્ટ માણસની દુષ્ટતાનુ તત્ત્વ બહાર લાવીએ અને તુરત જોવુ પડે છે કે કોઈ સાંભળતું તો નથી ને? અને કદાચ આપણને લાગે કે જેને માટે ખરાબ બોલીએ છીએ, એ ભાઈ પોતેજ સાંભળે છે, ત્યારે પછી

વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ એવું સિદ્ધ થયું છે, કે એક આત્માનો કચરો અહીંથી ફેંકીએ, એટલે ચારે તરફ એ ફેલાવાનોજ. "નિંદા આવી એટલે કુથલી આવવાનીજ." સર્પતો એકનેજ ડંખ મારે છે. ત્યારે નિંદક મનુષ્યનો ડંખ અનેકને મારી શકે છે. "નિંદાને જૈનસૂત્રોમાં પીઠનું માંસ કહ્યું છે." નિંદાદ્વારા ઘણીવાર ગુનેગાર માણસને ગુનો વધારવાની તક આપીએ છીએ. અને તેમાં પણ વગર વિચાર્યે જ્યારે આક્ષેપની ટેવ આને લીધે પડે છે, ત્યારે તો મહા અનર્થ થાય છે.

જૈનગ્રંથોમાં એક દૃષ્ટાંત આવે છે.—

એક વસુમતી નામની બાઈ ખૂબ દુઃખદ સ્થિતિમાં આવે છે. એને વેચાવાનો વખત આવે છે એક શેઠ ચાલ્યા આવે છે અને જુએ છે કે કન્યારત્ન વેચાય છે. તેણે વિચાર્યું બીજાકોઇ મવાલીના કરતાં હું ખરીદું અને તેને દીકરીની માફક રાખીશ. એટલે એમણે તો વસુમતીને ખરીદી અને ઘેર લાવ્યા

એક દિવસ શેઠ બહારથી આવે છે પગ ધુળવાળા છે. વસુમતિ વાળ ઓળતી બેઠી છે. તે શેઠને એટલે કે (જેણે એમને પિતા માન્યા છે એવા) પિતા તુલ્યને આવતા જોઈ એમના પગ ધોવા માટે એ પાણી લઈ જાય છે અને પગ પખાળે છે આમ કરવા જતાં એના છૂટાવાળ ખશી પડે છે. પરંતુ આ વાળ બગડે નહિ તેમ શેઠ એને ઉંચા કરી નાંખે છે. બરાબર આ સમયે જ મૂળા શેઠાણી [શેઠનાં પત્ની] આ દ્રશ્ય જોતાં જ એ વ્હેમાઈ જાય છે. એને એમ થાય છે કે જતે દહાડે આ વસુમતી મારી શોક બનવાનીજ, આ વહેમનું ઝેર ધીમે ધીમે વ્યાપક બનતું જાય છે. શેઠ બહાર ફરવા જાય છે, ત્યારે આ વહેમાયેલી મૂળા શેઠાણી બિચારી વસુમતીનો ચોટલો કપાવી, લોખંડની બેડી પહેરાવી, ભૂખેમારી, જેલમાં પૂરી દે છે. શેઠ આવ્યા પછી જેલમાંથી છોડે છે અને બેડી તોડાવવા માટે લુહાર પાસે જાય છે. ત્યાં આજ સમયે એક સાધુ પુરુષ પધારે છે એમના અભિગ્રહના ચિત્રમાં માત્ર આંસુડાં બાકી હતાં. સાધુજી પાછા ફરે છે. વસુમતીને એથી દુઃખ થાય છે અને રડે છે. જેવાં આંસુ આવે છે કે તુરત સાધુપુરુષ પાછા ફરે છે. બેડીઓ તૂટે છે, અને એ સાધુ પુરુષને પડેલા બાકળા વહોરાવે છે. આ સાધુપુરુષ તે ભગવાન મહાવીર અને વસુમતી એ પાછળથી સતી ચંદનબાળા થાય છે.

નજરે જોયેલી વાતમાં વહેમાતા આવી પરિસ્થિતિ થાય છે. ત્યારે જે સાંભળેલી વાતો હોય છે, *એ માટે આપણે બોલતાં પહેલા કેટલો વિચાર કરવો જોઇએ જોકે મહાપુરુષો તો એ બન્નેને ઓગાળીને* પી જાય છે અને માને છે કે —

"અજ્ઞાની બોલેરે એના શા ઓરતારે, અભિમાની બોલરે એના શા ઓરતારે;"

મીરાબાઈની નિંદામાં લોકોએ ખામી નહોતી રાખી પરંતુ મીરાંબાઈ તો એ નિંદાને પચાવી શકયાં હતાં.

ગુરુની દિવ્ય દૃષ્ટિ

એક ગુરુ હતા એની દૃષ્ટિ દિવ્ય હતી. ચેલાએ કહ્યું, મને કંઈક રસ ચખાડો હું પણ તમારો

હે મૂર્ખા! આ ગોરા રંગનું ગુમાન છોડ. કાયા માટીમાં મળી જવાની છે. તું આજનો રાજા છે અને કાલે શું હોઈશ એ વિચારી લે? ટીકાકારોથી ડરવું ન જોઇએ. પોતે પોતાનું જ જોવું જોઇએ. વિરોધમાંથી ગુણ લેવા જોઈએ.

## નિંદા અને પ્રશંસાનો સંબંધ

અકબરની જેમ ટીકા સહેનાર પણ ઓછા હશે. અને તાનસેનની જેમ સત્ય સંભળાવનાર તો એથી પણ ઓછા જ હશે. નિંદા અને પ્રશંસા એક સિક્કાની બે બાજુ છે. જે પ્રશંસાને પચાવે છે, તે નિંદાથી આંચકો અનુભવ તો નથી કારણ કે તે સમજે છે કે:—

પ્રશંસાની આવે જહીંથી પુષ્પો આ મધુરની;
તહીં ઉડે નિંદા તણીજ બદબો છે વસી રહી.

## સ્વનિંદા અને અન્ય પ્રશંસા

નિંદા કરવી જ હોય તો તું તારી નિંદા કર. અને પ્રશંસા સાંભળવાનું દીલ થાય તો, પરપ્રશંસા સાંભળ. સ્વદોષદર્શન-અને પરગુણદર્શન-એ સાચું દર્શન છે. જે પોતા તરફ જુએ છે, તે ખરેખર મહાન પુરુષ છે. ભક્ત સુરદાસજીએ કેવું સુંદર સ્વદોષદર્શન કર્યું છે:—

" મો સમ કૌન કુટિલ ખલ કામી;
પાપી કૌન બડે હૈં મોતેં સબ પતિતનમેં નામી;
સૂર પતિતકો ઠૌર કહાં હ, સુનિયે શ્રીપતિ સ્વામી. મો સમ૦ "

## એ પ્રયોગની રીત

પોતાની નિંદા અને અન્યની પ્રશંસા-આ કાંઈ નાની વાત નથી. એ કેમ થાય ? એ માટે હું તમોને બે તત્વો બતાવું (૧) વિચાર (૨) વિવેક. જ્યારે માણસ કરતો થાય છે, ત્યારે એને દિવ્ય નયન પ્રગટે છે. તેથી જ તો અમારા ગુરુદેવે કહ્યું છે કે:—

" આતમ દર્શન વિરલા પાવે, દિવ્ય પ્રેમ વિરલા પ્રગટાવે,
એ મારગ સમજે જન વિરલા, વિરલાને એમાં રસ આવે. "

વિચારરૂપી દૃષ્ટિ પ્રગટે એટલે આંખ આવે. પહેલાં ડાબી બાજુ જ જોવાની ટેવ હોય, પણ જ્યારથી વિચારરૂપી દૃષ્ટિ પ્રગટે છે, ત્યારથી એ જમણી બાજુ જ જોવા માંડે છે. અર્થાત્-બીજાના ગુણોનું જ દર્શન કરે છે. દોષ તરફથી દૃષ્ટિ વિરમી જાય છે.

જેમ હંસલો પાણી તથા દૂધ ભેગાં હોય, તેમાંથી દૂધ જ લઇ લેછે. તેમ આત્મરૂપી હંસલો કેવળ ગુણને જ લેછે. અને દોષોને મૂકી દે છે. આ શક્તિ વિચારની જેટલી કેળવણી હશે, એટલે અંશે ખીલેલી હશે આ પછી વિચારની સાથે વિવેકને જોડી દેવામાં આવે છે. વિવેક આવેથી સારાસારનો ખ્યાલ આવે છે. મગ-કાંકરા, દૂધ-પાણી, એ બન્ને જુદા કરવાનું વિવેકશક્તિ વડે આવે છે.

[૫] પ્રાત કાલ ૯॥ થી ૯॥। શ્રી દેવીબેન (ભજનો)
[૬] „ ૯॥ થી ૧૧ બ્રહ્મચર્ય (દશમું પ્રવચન)
[૭] બપોરના ૪ થી ૪॥ પ્રશ્નોત્તરી
[૮] „ ૪॥ થી ૬ વિભૂષાત્યાગ (અગિયારમું પ્રવચન)
[૯] રાત્રિના ૮॥ થી ૯॥ પ્રાર્થના
[૧૦] „ ૯॥ થી ૧૦॥ પ્રવચન.

## બ્રહ્મચર્ય

### [દશમું પ્રવચન]

### [મુખ્ય મુદ્દાઓ]

(૧) બ્રહ્મચર્યની સ્વાભાવિકતા
(૨) લગ્ન સંસ્થાના નિર્માણનો હેતુ.
(૩) જુગલિયા કાળની લગ્ન સંસ્થા-અને એનું સામાન્ય ઈતિહાસ દર્શન.
(૪) પક્ષીઓમાં એક સંતાનીયતા.
(૫) બ્રહ્મચર્યનું બળ.
(૬) બ્રહ્મચર્યની સાધના શી રીતે કરવી!

## બ્રહ્મચર્ય

સર્વવેદાંત સિદ્ધાંત, ગોચરં તમ ગોચરમ્;
આનંદં પરમાનંદં સદ્ગુરું પ્રણુતોઽસ્મ્યહં.

સર્વ જ્ઞાનના સિદ્ધાંતો જેમને પ્રત્યક્ષ છે જેઓને નામરૂપ નથી. જે આનંદ અને પરમાનંદ સ્વરુપ છે. તે સદ્ગુરુને હું પ્રણિપાત કરું છું.

વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગનાં માતાઓ અને બહેનો!

આજનું પ્રવચન એ દશમું પ્રવચન છે. વાત્સલ્ય એ શબ્દની સાથે જેમ સત્યનો સંબંધ છે, તેમ બ્રહ્મચર્યનો પણ અતિ નિકટનો સંબંધ છે. સત્યશ્રદ્ધા, બ્રહ્મચર્ય, અને માલિકીહક્ક મર્યાદા, એ બાર વ્રતોમાં ત્રણ મુખ્ય વ્રત તરીકે ગણાવ્યાં છે. જે પ્રથમ કહેવાયું છે.

હવે આપણે બ્રહ્મચર્યના અંતરંગ વિભાગોને લઈએ. (૧) વિભૂષાત્યાગ, (૨) ખાનપાન શયન વિવેક, (૩) વ્યસન ત્યાગ.

બ્રહ્મચર્ય વિષે જેટલું કહેવાય તેટલું ઓછું છે. સત્ય સાધ્ય છે-બ્રહ્મચર્ય એને પહોંચવા માટેની સાધના છે-પ્રમુખ સાધન છે.

ઉત્સાહ સ્ફૂર્તિ વગેરે ઉપજે છે, તે ઉપજત. પણ તેથી ઉલટું થાય છે. એટલેજ આ ખોરાક જેટલી
જ સ્વાભાવિક નથી. વીર્યપાત પહેલાં જે વેગ છે, તે હોવાનું મૂળ કારણ વીર્ય હતું.વીર્યના સરણપછી આ બધું
તું નથી. એટલે જોમ, શક્તિ, ચૈતન્ય, ઉત્સાહ, આનંદ, જે કહો તે વીર્યમાં હતો. આવા વીર્યના
હથી શું ન થઈ શકે? જે વીર્યનું એક બિંદુજ નવચેતન અને નવસૌંદર્ય પ્રગટાવે, તે વીર્યનો
હ શું ન આપે? આ વીર્યનો સંગ્રહ એ આપણા આનંદનું મૂળ છે. અને આનંદ એ સહજ સ્વા-
છે. એટલે કે બ્રહ્મચર્ય એ સહજ સ્વાભાવિક બની રહે છે. બ્રહ્મચર્ય આ મુજબ નિસર્ગતાના
મે કુદરતી હોવા છતાં, તેની સાધનાને માટે ત્રુટીઓ, અપૂર્ણતા કેમ રહે છે?

## લગ્ન સંસ્થાના નિર્માણનો હેતુ

જેમ કેદીઓને ખાવાનું ન આપવામાં આવે, અને તેને અંગે તેમને ઉપવાસ કરવા પડે, તો એ
વાસ એ ખરેખર ઉપવાસ નથી હોતો; પરંતુ ખેંચી કાઢેલી લાંઘણ છે. ઉપવાસમાં જે આધ્યાત્મિક બળ
વું જોઇએ, એ આ પ્રકારે ખેંચી કાઢેલી લાંઘણમાંથી નથી મળતું. આજ પ્રમાણે જે બળ સ્વેચ્છાએ
હ્મચર્યના પાલનમાંથી મળે છે; તે પરાણે પાળેલા બ્રહ્મચર્યમાંથી નથી મળતું.

જે બ્રહ્મચર્ય નિસર્ગદષ્ટિએ સહજ સ્વાભાવિક છે. તે બ્રહ્મચર્ય પરાણે ન પાળવું [જોઇએ] પડે,
ટલા માટે આપણા ઋષિમુનિઓએ લગ્ન સંસ્થાનું નિર્માણ કર્યું છે. પહેલો આશ્રમ બ્રહ્મચર્યાશ્રમ અને
જો ગૃહસ્થાશ્રમ. બાળપણનાં થોડાં વર્ષો બાદ કરતાં પચીસ વર્ષ સુધી બાળકોને ઋષિમુનિઓના આશ્રમે
કલવામાં આવતાં. બાળપણમાં યોગ્ય સંસ્કારોના પીયૂષ પાઈ, પછી માબાપો ઋષિ-મુનિઓને ત્યાં મોકલતાં.
હીં આ ઋષિ-મુનિઓ એવી તો સુંદર તાલીમ આપતા, કે જે બ્રહ્મચર્ય ગૃહસ્થાશ્રમનો આદર્શ રહે, અને
હસ્થાશ્રમ જીવવા માટેનું સુંદર શિક્ષણ મળે. કારણકે ઋષિઓ ઋષિ પત્નીઓ સાથે રહેવા છતાં બ્રહ્મચર્ય
ળતા અને બાળકોને બ્રહ્મચારીઋષિ તથા ઋષિપત્નીના વાત્સલ્ય મળતાં. આથીજ માનવું પડે છે કેઃ—
**ગૃહસ્થાશ્રમ તણો અજય આદર્શ બ્રહ્મચર્ય છે."**

## જુગલિયા કાળની લગ્નસંસ્થા—અને એનું સામાન્ય ઈતિહાસ દર્શન

જૈનગ્રંથોમાં જુગલિયાની વાતો આવે છે. આ જુગલિયાઓમાં પુત્રને પુત્રી એટલે ભાઈને બેન
એ લગ્ન થતાં. એકબીજાં પરણતાં. અત્યારે ગળે ન ઉતરે તેવી આ વાત છે. પરંતુ આ ભાવના પાછળ
ળભૂત-સંસ્કારોનું જ તત્વ રહેલું છે. લગ્ન સંસ્થા કેવી પવિત્ર હતી અને સંતતિના હેતુએજ ઉત્તમ
ંમતિથી થયેલો સજોગ, અને એની પાછળ તે કાળના લોકોની નિર્દોષતા હતી. તે જ આમાં જોવાનું છે.
મે ક્રમે આ પ્રથા આપત્તિજનક જણાઇ. એટલેકે બ્રહ્મચર્યનો આદર્શ સુકાવા માંડ્યો. પછીથી સ્વયંવરની
થા ચાલી. આ સ્વયંવરની પ્રથા ખૂબ સુંદર અને હેતુપૂર્વકની હતી. આજે પણ પારસી કોમ, ભીલ કોમ,
ગેરેમાં પણ એ એક યા બીજા પ્રકારે જોવામાં આવે છે. અગાઉ તો ગુણ અને કાર્યશક્તિની દૃષ્ટિએ
આ સંબંધ ખાસ કરીને જોડાતો. ત્યારે અત્યારે તો હરવું ફરવું અને એકબીજા વચ્ચે સાધારણ સ્નેહ

જીવન દુઃખદ છે. એનું કારણ મુખ્યત્વે એજ છે કે એની પાછળના બ્રહ્મચર્યના આદર્શને ભૂલી ગયા છીએ. આજે તો એમજ સમજાય છે કે પરણ્યા એટલે પ્રજોત્પત્તિ કરવા માટે જ. ગમે ત્યારે શારીરિક સંભોગ કરી શકાય છે. એવી માન્યતા આજના લગ્નજીવનમાંથી મોટે ભાગે મળી આવે છે. આથી સ્ત્રી અને પુરુષ વચ્ચેનું નૈસર્ગિક સાચું આકર્ષણ જે હોય છે તે લૂંટાઈ જાય છે. આ આકર્ષણ સંભોગમાં જ પરિણમે છે. પછી આકર્ષણ નથી રહેતું. મોહ જ રહે છે.

મોહ એટલે મૂંઝાવું અને આકર્ષણ એટલે ખેંચાવું. આજની સંતતિ વિકારમય જીવનનું પરિણામ છે. ( જો એ ધર્મમય જીવનનું પરિણામ હોય તો લગ્નજીવન સુખદ નિવડે. અને ગૃહસ્થાશ્રમ એક આદર્શ ગૃહસ્થાશ્રમનો નમૂનો બની રહે. ) અને આવી વિકારની સંતતિમાં માલ પણ શું હોય ? આ માટે સંતતિ-નિયમન-કરવાનું સૂચવવામાં આવે છે. માન્ય ગણાતાં છાપાંઓ પણ આવા સંતતિ નિયમનના સાધનોના પ્રચારક બને છે. એ દુઃખની વાત છે. સંતતિ નિયમન માટે તો બ્રહ્મચર્ય જ એક અમોઘ સાધન છે.

ખાસ કરીને અબ્રહ્મચર્ય સેવનના દોષ માટે પુરુષ વિશેષ જવાબદાર હોય છે. અપવાદ પણ હોઈ શકે. આ માટે સ્ત્રીઓએ પુરુષને કાબુમાં લેવા જોઈએ. આવી ભાવનાથી પાછા ફેરવવા પ્રયત્નશીલ થવું જોઈએ. પરંતુ સ્ત્રીઓ તરફથી આ મૂંઝવણનાં પગલાં ભરતાં એને ડરવું પડે છે. એ એમ સમજે છે કે જો હું એને આ પ્રકારે અટકાવીશ તો એ બીજી પરણશે, અગરતો બગડી જવાનો ભય રહેશે. એથી બિચારી સ્ત્રીઓ ઈચ્છા વિરુદ્ધ પણ પુરુષની વિકારી ભાવનાને વશ થાય છે. અને આને કારણે પુરુષો તો તાકાતહીન બને છે અને સ્ત્રીઓની પણ છેવટે એજ સ્થિતિ થાય છે. ઉપરા ઉપર આવતી પ્રસૂતિના કારણે શરીર નંખાઈ જાય છે. સુવાવડ પહેલાં તો રોવા માંડે છે, આથી ખમીર અને તાકાત જતી રહે છે. આવી સ્થિતિમાં પતિનો સામનો કરવો એ સ્ત્રીનો ધર્મ છે.

પરસ્ત્રી સાથે વ્યભિચાર કરવો એજ એક વ્યભિચાર છે. એમ ન માનશો. સ્વસ્ત્રી વ્યભિચાર પણ છે. ઈચ્છા વિરુદ્ધની ક્રિયામાત્ર વ્યભિચાર છે. એટલે કે પરણેલા સ્ત્રીપુરુષ વચ્ચે બન્નેની અને યોગ્ય સમયની સંમતિ વિના કરાયેલો સંભોગ વ્યભિચાર જ છે. સ્ત્રી એક અર્ધાંગના છે. એક અંગને પક્ષપાત થયો હોય તો એકથી ન ચાલે, તેમ સ્ત્રી અને પુરુષ બન્ને પોતપોતાના કર્તવ્યોપર મુસ્તાક રહે અને પરસ્પર-અન્યોન્ય -એકબીજાનું કર્તવ્ય બરોબર સમજે તો આજની લગ્નસંસ્થા સુંદર બને.

આપણીયે લગ્નવિધિ પાછળ બ્રહ્મચર્યનોજ આદર્શ છે; એ આપણે ન ભૂલીએ. આપણીયે સપ્તપદી એ આદર્શનીજ રજૂઆત કરે છે. લગ્ન કરતી વખતે વચ્ચે ગોર મહારાજને રખાય છે. આવું કારણ શું છે ? કુતરા કુતરીમાં ગોર મહારાજ કાં નથી હોતા ! મનુષ્યમાં શા માટે ? કારણ એ હોય છે કે આવા પવિત્ર પુરુષના આશિર્વાદથી ગૃહસ્થાશ્રમનો સ્વીકાર થાય છે. બાજોઠપર બેસવામાં અને ફેરા ફરવામાં પણ પરસ્પરનું સ્નેહ જોડાણ અને બ્રહ્મચર્યનીજ ભાવના છે. સ્ત્રી અને પુરુષ બન્નેની પ્રજોત્પત્તિની ભાવના થાય ત્યારેજ વીર્યનું દાન દેવાય છે. દાન આપવું એ જેવી તેવી વાત નથી. એની પાછળની ભાવના કેટલી નિર્મળ

એ મારા હાથની વાત છે. તે વિચારની ભૂમિકા એને ઉંચે લઈ જાય છે. એ એનું પૂજન કરે છે. એ મહાશક્તિની ઉપાસના કરે છે. આનું જ નામ સહજ સ્વાભાવિક બ્રહ્મચર્ય, બ્રહ્મચર્ય એજ એક શાશ્વત અને સનાતન વસ્તુ છે.

## બ્રહ્મચર્યનું બળ

જેનું મન હજૂ બ્રહ્મચર્ય તરફ વળ્યું નથી તે માણસ મિથ્યાચારી છે. મન ન વળે તો પણ વહેલા મોડું પણ વાળ્યા વિના છૂટકોજ નથી. જેસલ-તોરલ, રહનેમિ અને રાજીમતિ, આ દષ્ટાંતો સ્ત્રીઓમાં રહેલા બ્રહ્મચર્ય બળના કેવા આદર્શ નમુનાઓ છે. તોરલના દર્શન માત્રથી જેસલનાં પાપો જેસલને સાલવા લાગ્યાં. પારસને અડવાથી લોઢું સોનું બને પણ પારસ તો નજ બને. પણ તોરલના સત્સંગ માત્રથી જેસલ સંત બની ગયો. કેવો અદ્દભુત પ્રભાવ ! રાજીમતીના વચનથી (ઉત્તરાધ્યયન સૂત્રમાં જૂઓ) રહનેમિ ડગતાં સ્થિર થયા.

## બ્રહ્મચર્યની સાધના શી રીતે કરવી?

સ્ત્રી એક જનેતા છે. કુદરતની મહાશક્તિનો પ્રભાવ છે—"**છાજે માતા અંગનો ઉપયોગ ન ઉપભોગ.**" આ શબ્દો ખૂબ યાદ રાખવા જેવા છે. સ્ત્રીના શરીરનો ઉપયોગ અને ઉપભોગ કેમ? બાળક સ્ત્રીના સ્તનને અડીને એમાંથી દૂધ પીએ છે, ત્યારે પુરુષ એજ સ્તનને અડીને વિકારી બને છે. બાળક ઉપયોગ કરે છે, ત્યારે પુરુષ ઉપભોગ કરે છે.

જ્યાં પાન પી મોટા થયા, ત્યાં કર કેમ મેલાય ? અહો ! કેવી સુંદર ભાવના ? જે માતાએ મને દૂધ પાઈ મોટો કર્યો એવી માતૃજાતિના અંશરૂપ સ્ત્રીનો હું ઉપભોગ તો કેમજ કરું ? આવી ભાવના પ્રગટ થાય કે સ્ત્રી દેહ દેખતાંજ નમવાનું મન થાય. એટલેજ કહ્યું છે કેઃ—

"છે વિશ્વની સૌ વનિતા જનેતા, રગે રગે વત્સલતા ભરેલી;
એ માતૃભાવો દગથી પીએ જે ગૃહસ્થ તે સાધક બ્રહ્મચારી."

આ માતૃભાવ એટલે કે સ્ત્રી માત્રને જનેતા માનવી એ બ્રહ્મચર્ય સાધનાનું પ્રથમ મહત્વનું અંગ છે. બીજું સાધન ખાનપાન-શયન વિવેકનું આવે છે. ખાવાપિવામાં અતિતીખુ, અતિખારું, મિષ્ટાન, વગેરે તામસી અને રાજસી ખોરાકથી દૂર રહેવું, કોમળ વસ્તુના સ્પર્શને વર્જવો, પથારી બહુ પોચી ન હોવી જોઈએ, શયન પણ અમુક કલાકોનું, અને શયનગૃહમાં પણ બ્રહ્મચર્ય પ્રેરક સૂત્રો, રાત્રે સૂતાં પહેલાં ૐ મૈયા પરમાત્માનું સ્મરણ તથા જપ, * આટલી બાબતો બ્રહ્મચર્ય સાધનામાં અતિ અગત્યનો ભાગ ભજવે છે.

નાક, આંખ, કાન તથા મનના વિકારોત્તેજક વિષયો તજવા, તથા પ્રભુપ્રીતિકારક બાબતો મહેવી એ બ્રહ્મચર્ય સાધના માટે જરુરી છે. આભમાં તથા ઝરા, વૃક્ષો, વગેરેમાં સૌંદર્ય જોવાની રસવૃત્તિ કેળવવાથી બ્રહ્મચર્ય ભાવનાને વેગ મળે છે.

---

* "બ્રહ્મચર્ય સ્તુ વીર્ય સ્તુ પાર્શ્વ" આ જપનો ઉપયોગ કરી શકાય.

સુંદરમ્ એ આત્માનું સહજ સ્વરૂપ છે. એટલે સુંદરતા ગમે એ દેખીતી વસ્તુ છે. સારો દેખાઉં એમાં જો જાત ન હોય તો એ વિકૃતભૂષા ઉત્પન્ન કરે છે. સારા થવા માટે સારી પ્રવૃત્તિ કરવી જોઈએ. સારા સારા ગુણો પ્રગટ કરીએ એટલે સારા લાગીએ. પરંતુ જ્યારે સારા થવાને બદલે સારા દેખાવાનો પ્રયત્ન કરવામાં આવે છે એજ વિકૃતભૂષાનું મૂળ છે.

## વિકૃતભૂષાનો આકાર

સારા ન હોઈએ અને સારા દેખાડવાનો પ્રયત્ન કરવો પડે એટલે મનથી-વચનથી, કે કાયાથી ખોટી ટાપટીપ કરવી પડે છે. અને આને કારણે સારા થવાની ભાવના ગૌણ બને છે અને સારા દેખાવાની વૃત્તિ જોરદાર બને છે.

## શારીરિક ટાપટીપ

ગાલમાં ખાડા પડી ગયા હોય, મોઢું કદરૂપું લાગતું હોય અને શ્યામ હોય, ત્યારે પાવડર—પફ લગાડવા પડે છે. શરીર નબળું હોય તો વધારે વસ્ત્ર પહેરવાં પડે છે અને બધા પાછળ હું સારો લાગું—સારો દેખાઉં એજ ભાવના હોય છે. વાસ્તવિક જે જોઈએ છે તે નથી હોતું એટલે ખોટી ટાપટીપ કરવી પડે છે-અને ન હોવા છતાં મારામાં કંઈક છે એવું પ્રદર્શન કરવું પડે છે.

## માનસિક ટાપટીપ

જેમ શારીરિક ટાપટીપ કરાય છે તેમ માનસિક ટાપટીપ પણ કરાય છે. આપણામાં છળ, કપટ, દંભ વગેરે ભર્યું હોય, છતાં બીજા લોકો એ ન જાણી જાય એ માટે ખૂબ સાવચેત રહી એ મુજબ વર્તવું, અસત્ય બોલતા હોઈએ પણ સત્યરૂપે એને રજુ કરવું, અબ્રહ્મચર્ય સેવતા હોઈએ અને બ્રહ્મચારી હોવાનો ઢોંગ કરીએ, આવા આવા અનેક પ્રકારે દંભની જ રજૂઆત કરતા આવીએ એ વિકૃતભૂષાના આકારો છે. મહાપુરુષોએ કહ્યું છે કે:—

મુખડા ક્યા દેખે દરપનમેં, મૈલ ભરાયા તેરે તનમેં; મુખડા ક્યા દેખે દરપનમેં.

અરીસામાં શું જોઈ રહ્યો છું ? અંદર મેલ છે. બહારની શુદ્ધિ હોવા છતાં, અંદરનું સૌન્દર્ય ન હોય તો બહારનું સૌન્દર્ય નકામું છે. અંતરની અશુદ્ધિ હશે તો બહારની શુદ્ધિ નકામી છે.

એક ઉદાહરણ:—એક યુવક છે. એણે વાળનાં જુલ્ફાં સારા પ્રમાણમાં રાખેલ છે. એનો દેખાવ પણ લાવણ્યમય છે. કુદરતી રીતે જ અમુક ઉંમરે યૌવન ખીલે છે એ પ્રકારે યૌવન ખીલેલું હતું. આ યુવકને પોતાના શરીર માટે અભિમાન હતું. એણે કોઈ તત્વજ્ઞાની પાસે જઈ કહ્યું; હું કેવો સારો લાગું છું ? આ પુરુષે કહ્યું તને જે સુંદર લાગે છે તે છે શું ? તું કલ્પના કરકે ઘોડામાં સુંદરતા હોઈ શકે છે ! કુતરામાં પણ સુંદરતા હોઈ શકે છે ! ગધેડામાં પણ સુંદરતા હોઈ શકે છે ! બીલાડીમાં પણ સુંદરતા હોઈ શકે છે ! પણ આ સુંદરતા આવી ક્યાંથી ? સુંદરમાં સુંદર શરીર છે, સારામાં સારાં કપડાં પહેરેલાં છે, શારીરિક જોઈતી ટાપટીપ પણ બધી જ કરેલી છે, પણ આમાંથી જો એક અણુ ચાલ્યો જાય તો ? આ

આ ચક્રવર્તીએ કહ્યું કે: "હજી હું તો પૂરું નાહ્યો પણ નથી; અને વિલેપન પણ કર્યું નથી. તમારે મારું ખરું સ્વરુપ જોવું હોય તો રાજસભામાં આવજો."

આ ચક્રવર્તીએ તો નાહ્યા પછી સુંદરમાં સુંદર પ્રકારે વિલેપન કરવા માંડ્યું. એને થયું કે આજે તો દેવો મારું રૂપ જોવા આવનાર છે! પછી બાકી શું રાખે? પોતાની જેટલી આવડત હતી એટલા પ્રકારે વિલેપન કરી સજ્જ થઇ રાજસભામાં ગયા. અને દેવોને બોલાવવા મોકલ્યા.

દેવો આવીને કહે છે, બહુ ખરાબ લાગે છે. શું કહો છો? અરે શરીર ગંધાય છે! થૂંકદાનીમાં થૂંકો અને એનું પૃથકરણ કરાવો. એણે તો તેમ કરાવ્યું અને તેમાં જણાયું કે ઝેરી જંતુઓ છે. કાયા ગંધાય છે. મારું રૂપ તો વિકૃત થઇ ગયું. પછી સમજાવે છે કે તમારી જ્યાંસુધી સ્વાભાવિકતા હતી, ત્યાંસુધી જ એ રૂપ સારું હતું. કૃત્રિમ ટાપટીપથી તમારું રૂપ બગડ્યું છે.

સાદી પણ સત્ય વાણીથી, ખોટી ટાપટીપથી નહિ પણ બ્રહ્મચર્યના બળથી-અને સત્ય શ્રદ્ધાની તાકાતથી બેડોળ પણ સુંદર લાગશે. હોઠને લીપસ્ટીક લગાડીને લાલ કરવા કરતાં, સાચી તાકાત મેળવી એની લાલાશ હોઠ પર આવવા દો. કૃત્રિમતા કેટલો સમય ટકશે?

ખોટી વિભૂષા જીવનમાં કૃત્રિમતા ઉભી કરે છે. શરીરને સારું ન હોવા છતાં સારું દેખાડવાના પ્રયત્ન કરવા, વાળની સજાવટ કરવી, આવા પ્રકારની ખોટી ટાપટીપમાં કેટલો સમય ચાલ્યો જાય છે? એની પાછળ સમયની અને આર્થિક રીતે પૈસાની પણ ઘણી જ નુકસાની થાય છે. આથી જો બચીએ તો આર્થિક, માનસિક એમ અનેક રીતે ગેરફાયદા થતા અટકે છે. આજે વાળને કાળા રાખવા માટે અમુક પ્રકારનાં તેલો વાપરવાં પડે છે. એ માટે છાપાંઓમાં જાહેર ખબર વાંચવી પડે છે. ત્યારે ખરી વસ્તુ તો એ છે કે જો બ્રહ્મચર્યનું બળ હશે તો વાળ કાળા કુદરતી રીતે જ રહેશે. એને માટે બીજા પ્રયત્નોની જરુર રહેશે જ નહિ.

અગાઉના વખતમાં વાળ નહોતા રાખતા એમ નહિ, પણ તેઓ ખૂબ અકૃત્રિમ રીતે સજાવટ કરતા. આપણે ત્યાં બ્રહ્મચર્યને પોષક કેટલું સાહિત્ય છે? જવાબ મળશે કે કંઈજ નહિ. પુસ્તકોના કબાટો આપણે ત્યાં નહિ મળે, પણ સાડીઓથી ભરેલાં કબાટો દરેકને ત્યાંથી મળી રહેશે. જૈનગ્રંથોમાં કહેવાય છે કે-શાળિભદ્રને ૩૨ સ્ત્રીઓ હતી. એમને એવી ટેવ હતી કે એકવાર જે સાડી પહેરી હોય તે તુરત જ કાઢી નાખવી. આવું તમારે કરવું છે? શાળિભદ્રના વૈભવનું અનુકરણ કરવું છે કે ત્યાગનું? ગ્રંથકારોએ જે વર્ણન કર્યું છે તે તો વૈભવની દૃષ્ટિથી નહિ પણ વૈભવ હોવા છતાં એણે ત્યાગ કર્યો તે દૃષ્ટિથી. વળી આજે તો આપણી સામે હિંદમાં ગરીબાઇ અને ભૂખમરો પડ્યાં છે. પરિગ્રહવાદનો રોગ ખડો છે, ત્યાં ખોટી ટાપટીપ આપણને શોભે જ કેમ? સત્ય અને શિયળરૂપી આભૂષણ જેવું બીજું કયું આભૂષણ છે? એમાં સાચી તેજસ્વીતા, ખરું બળ અને આકારની પણ સુંદરતા અને એની પાછળ રહેલો આત્મા પણ સુંદર દેખાય છે.

"આત્મવત્ સર્વ ભૂતેષુ" જગતના પ્રાણી માત્રને તું તારા મિત્ર ગણુ! બિચારી ગાય ભૂખી હશે એટલે થોડું ખાધું અને મે ખાવા દીધું. તેમાં શું થયું? બાપાને થયું કે ભારે થઈ! છોકરાને અસર થઈ છે. બાપાએ છોકરાને કહ્યું કેઃ—મને ભડ કહે—કારણકે ગમે તેટલા ગલોલા લાગ્યા છતાં વિંધાયો નહિ, અને તું તો એકજ ગલોલથી વિધાઇ ગયો, અંતરના સ્પર્શ વિના આવુંજ બને છે!

## વિભૂષા ત્યાગની રીતિઓ

સત્યની પ્રીતિઃ—સત્ય તરફની પ્રીતી કરો. જ્યરે સત્યની પ્રીતિ ખૂબ વધે છે, જ્યારે નાનામાં નાની ભૂલ ડંખે છે, જ્યારે જેવું અંદર હોય તેવુંજ બહાર દેખાડવાનો પ્રયત્ન સેવાય છે, જ્યારે વિચાર-વાણી અને વર્તનની એક વાક્યતા તરફની પૂરેપૂરી જાગૃતિ હોય છે, ત્યારે વિકૃતભૂષણની ટેવ આપો આપ ખરી પડે છે. વિચારો! પ્રભુને શું ગમે છે? વાણી કે વર્તન? પ્રભુને તો વર્તન ગમે છે તેથી તો કહ્યું છે કેઃ—

"પ્રભુનું નામ રસાયણ સેવે, પણ જો પંથ્ય પળાય નહિ;
તો તેનું ફળ લેશ ન પામે, ભવરોગો કદી જાય નહિ."

વાણીથી તો ખૂબ ડોળ કર્યો, પણ વર્તનમાં કશું ન મૂક્યું! "સાચી ભૂષા"-માટે તો વર્તન જોઈશે. અનુભવીઓ કહે છે— "એકવાર તો તું વર્તનમાં મૂકીજો તેમાં કેટલું સૌન્દર્ય લાગે છે." આપણે વર્તનમાં સાચી વસ્તુને ઉતારીજ નથી ત્યાંસગીજ કહીએ છીએ કે "ફાયદો ક્યાં છે?"

માનસિક વિકૃતિઃ—વિભૂષાના ત્યાગ માટે નોધપોથીની આવશ્યકતા છે. નોંધપોથી એટલે વિચારનો અરીસો જીવનને સુધારવા માટે નોંધપોથી એ એક ભોમિયા તુલ્ય છે. તેથી જ તો કહ્યું છે કે;—

રાત્રે રોજ વિચારો આજ કમાયા શું અહીં રે.......
કરવાનાં શા કાર્યો કીધાં અણુ કરવાનાં શાં તજી દીધાં,
પાપ પુણ્યમાં વધેલ બાજુ છે કઈ રે. રાત્રે રોજ વિચારો.

રાત્રે રોજ વિચરવુ જોઇએ કે હું આજે શું કમાયો? જેમ આર્થિક બાબતમાં એટલે કે પૈસાનો હિસાબ, રોજ રાત્રે ચોકખો થઈ જાય છે અને નક્કી વિચારી લેવાય છે કે આજે હું આટલું કમાયો તેમ જીવન સુધારવાની બાબતમાં પણ વિચારવું જોઇએ. આજે મેં મારા જીવનને બગાડ્યું કે સુધાર્યું? જીવન બગડ્યું છે તો તેને માટે શું કરું? ફરીથી એવી વિકૃતિ ન આવે એ માટે મારે શું નિશ્ચય કરવો? મેં આજે કોઇની સેવા કરી છે? કે બીજાની સેવા લીધી છે!

આ પ્રમાણેના પ્રશ્નો સ્વતઃ કરી લઇ એના જવાબો મેળવી એની નોંધ રાખવી જરુરી છે. ફરીથી એવા દોષો એવી-ભૂલો ન થાય તે માટે જાગૃતિ રાખવી જરુરી છે. એને માટે શુભ નિશ્ચયો કરવા અને થયેલી ભૂલ માટેનું પ્રાયશ્ચિત લઈ લેવું જરુરી છે જેમ કપડાં એક દિવસ પણ મેલાં હોય તો પણ ન ચાલવું જોઇએ મનની-આત્માની-શુદ્ધિ નિયમિત કરતા રહેવું જોઇએ બાહ્યશુદ્ધિ જેટલી જરુરી-છે-એટલી-જ આત્મિકશુદ્ધિ જરુરી છે.

## ખાનપાન-શયન-વિવેક (બારમું પ્રવચન)

(મુખ્ય મુદ્દાઓ)

(૧) અન્નજલ પાછળ નીતિના તત્વની અસર
(૨) સાત્વિકાદિ ખોરાક પીણાની વીગતો.
(૩) સારાંમાઠાં ખાનપાનની થતી અસરો
(૪) આત્મા, મન, પ્રાણ અને શરીરનું તત્ત્વજ્ઞાન
(૫) અસ્વાદ અને નીતિમય ખોરાક સાથે બ્રહ્મચર્ય વગેરેનો સંબંધ
(૬) સાચું તપ અને ખાનપાન વિવેક
(૭) પ્રાણ અને મનને પણ સાત્વિક ખોરાક
(૮) 'શયન'નો સમય અને સંકલ્પ
(૯) 'શયન' સ્થાન
(૧૦) પથારીની બ્રહ્મચર્યાદિ પર અસર
(૧૧) યુક્તાહાર વિહાર તથા યુક્ત જાગરણ અને શયનનો ખ્યાલ

### ખાનપાન-શયન-વિવેક

વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગનાં માતાઓ અને ભાઈઓ !

આજે બારમું પ્રવચન છે. અગિયારમું પ્રવચન વિભૂષાત્યાગ હતું. તેના પર ઠીક ઠીક વિચારણા થઈ ગઈ. આજે એના અનુસંધાનમાં આ વિષય લીધેલ છે. ગયા પ્રવચનમાં એટલે વિભૂષાત્યાગના પ્રવચનમાં નોંધપોથીનો ઉલ્લેખ કરેલ. મને લાગે છે કે તેની સાથે ખોરાકની વાત પણ લઈ શકાય. સાદા પોશાકથી ટાપટીપ પર અંકુશ આવે છે. હું એમ માનું છું કે આજે ખાદી સાદાઈને અનુકૂળ થાય તેવી છે. જેમ નોંધપોથીના પ્રયાસથી થયેલા દોષો સુધારી શકાય છે, તેમ સાદો પોશાક બ્રહ્મચર્યની સાધનામાં ખૂબ જ ઉપયોગી નીવડે છે. પોશાક સાદાઈની સાથે આભૂષણત્યાગ પણ વગર કહ્યે આવી જ જાય છે.

એકેએક બ્રહ્મચર્યની સાધનામાં ખાનપાન-શયન-વિવેક ખૂબ જરૂરી છે. નહિ તો તેમાં બાધ આવે છે ખાનપાન શયન વિવેક એટલે ખાવામાં પીવામાં ને સુવામાં વિવેક રાખવો તે છે. તેની મર્યાદા કરી નાખવી આવશ્યક છે. જે પરમતત્ત્વ શાંતિ કે સુખ મેળવવા ઈચ્છીએ છીએ તે બીજે કયાંય નથી મળવાનું, પણ આપણા શુદ્ધ થયેલા આત્મામાંથી મળવાનું છે. પરમાત્માનું ધામ એજ આત્મા છે. તે માટે વિશ્વવત્સલ્યનું વ્રત આવશ્યક છે. તે સાધનાના અંગરૂપ "વિશ્વવાત્સલ્ય કેળવવું જરૂરી છે. તે પરમતત્વની સાધના માટે "વિશ્વમાં વાત્સલ્ય" વર્ષાવવાનું છે. અને તે વરસાવતાં વરસાવતાં જ આત્માનો વિકાસ સાધી શકીશું.

બ્રહ્મચર્યને વેગમળે તે માટે :— વધુ નહીં તેમ ઓછું નહિ તેવું શયન અને ખાનપાન કરવું. પરંતુ મધ્યમ રીતે કરવાનો આગ્રહ સેવવો જોઈએ. કોઈ પણ ક્રિયામાં અતિપણાનો અને થોડાપણાનો

શુદ્ધને સુઝઝ કહેવામાં આવે છે. વૈદિક ધર્મમાં પણ જોઈએ તો બ્રાહ્મણ જ્યારે પ્રવાસે જાય છે ત્યારે શુદ્ધ રહેવા માટે દૂધની બનાવેલી વસ્તુજ લઈ જાય છે. મતલબ કે દૂધ એટલે નીતિનો ખોરાક લઈ જાય છે. નીતિથી મેળવેલો ખોરાક અભડાયજ નહિ! અનીતિનોજ અભડાય! આજે તો બધું સાપ ગયાને લીસોટા રહ્યા જેવું લાગે છે. અનીતિથી મેળવેલું અનાજ શરીરમાં કેવી વિકૃતિઓ ઉત્પન્ન કરે છે, તેનું એક દૃષ્ટાંત આપું:—

એક શેઠની દુકાને એક વખત એક માણસ (જુવાર) અનાજ લઈને આવ્યો. શેઠે કહ્યું કે શા ભાવે આપવી છે? ત્યારે તે માણસે કહ્યું કે "શેઠજી તમો જે પૈસા આપો તે" ભાવ બરાબર કરજો. માલ સરસ છે. પહેલાં તો શેઠને વિચાર થયો કે આ ચોરીનો માલ તો નથીને? પરંતુ જુવારના સુંદર મોટા દાણા જોઈને મન મનાવ્યું. મારે શું? હું ક્યાં મફત લઉં છું? પૈસા આપું છું ને? શેઠે થોડા પૈસા આપીને તેને વિદાય કર્યો. જુવારના દાણા જોઈ શેઠને ધારવડાં ખાવાનું મન થઈ આવ્યું. શેઠે વિચાર કર્યો કે મેં ઘણા દિવસથી ધારવડાં ખાધાં નથી, લાવ આજે ઘેર કરાવા દે ને નિરાંતે ખૂબ ખાઉં, હમણાં ખાધાં નથી માટે. શેઠે નોકરને જુવાર આપીને ઘેર મોકલ્યો; ને શેઠાણીને કહેવડાવ્યું કે જલદી ધારવડાં તૈયાર કરો ને થાય ત્યારે મને ઝટ દુકાને ખબર આપો. થોડીવાર થઈ ત્યાં તો શેઠને આમંત્રણ આવ્યું. "હાલો ધારવડાં તૈયાર થઈ ગયાં છે." શેઠ દુકાનનું કામ ગુમાસ્તાને સોંપી સીધાજ ઘેર પહોંચ્યા. આસક્તિ ને સ્વાદને લઈને સહેજ વધારે ખાધાં. પછી દીવાનખાનામાં જઈને બેઠા. હજૂ તો માંડ અર્ધો પોણો કલાક થયો હશે ત્યાં તો શરીરમાં ખોરાકની અસર થવા લાગી. ખોરાકમાંથી લોહી બને છે અને લોહીની અસર શરીરમાં વ્યાપકરીતે થવા લાગી. એ જુવાર વેશ્યાખાનેથી ફરતી ફરતી આવી હતી. તેના આંદોલનથી શેઠ વિકારવશ બની ગયા. પાણી મંગાવ્યું. તેની પુત્રી જેવી પાણીનો લોટો લઈને દીવાનખાનામાં આવી કે તરત તેનું કાંડું પકડ્યું. તે શેઠની આંખો અને શરીર વિકારવાળું જોઈને પુત્રી સમજી ગઈ. શેઠને તો પોતાની પુત્રીનું ભાન ન રહ્યું! તે તરતજ ગમે તેમ કરીને પોતાનું કાંડું છોડાવીને માતા પાસે આવી ધ્રુસકે ધ્રુસકે રડવા મંડી ગઈ માતાએ પૂછ્યું બેટા શું છે? કેમ શું થઈ ગયું? બહુ બહુ સમજાવી પણ છાતીજ ન રહે. છેવટે કહ્યું કે મા! પાણીમાંથી અગ્નિ પ્રગટ થયો. શું કહે છે પુત્રી! સમજાતું નથી! ત્યારે પુત્રીએ કહ્યું. પિતાજીએ મારો હાથ પકડ્યો. માતા તરતજ ચેતી ગઈ. આ નીતિનું અનાજ નથી લાગતું. તરતજ જુલાબ તૈયાર કર્યો ને શેઠને પીવડાવ્યો. શેઠનો ઘણો ખોરાક જુલાબવાટે નીકળી ગયો. હવે એ કેફ ઉતરવા લાગ્યો. કાંઈક સ્વસ્થ થયા. સ્વપ્નની જેમ જે દુઃખદ બની ગયેલું એ જાણીને ખૂબ પશ્ચાતાપ કરવા લાગ્યા. શેઠાણીએ પૂછ્યું જુવાર ઓછા પૈસે તમો કોની પાસેથી-ક્યાંથી લીધી? તપાસ કરતાં જણાયું તો તે વેશ્યાના ઘેરથી ફરતી ફરતી આવી હતી, અને તે બધાં આંદોલનની અસર શેઠ ઉપર થઈ હતી. તમોને કદાચ એમ થશે કે આ બધાં આંદોલનોની અસર શેઠ ઉપરજ કેમ! બીજાઓએ પણ ધારવડાં તો ખાધાં હતાં. આના પ્રત્યુત્તરમાં કહું છું કે—જો તે શેઠે તેનો વ્યાજબી ભાવ આપ્યો હોત તો આવું ન બનત ગમે તેવા તીવ્ર આંદોલનને એકજ નીતિનું તત્ત્વ ઠોકરે મારીને ઉડાડી શકે છે. બીજું શેઠ કરતાં શેઠપત્ની અને પુત્રી વધુ ઉંમત ભૂમિકામાં હતાં

લે.ણી પણ પવિત્ર બનતું અને આત્મિકતાનો સાચો રસ–આનંદ–માણી શકતો. તેના વિષે એક પ્રસંગ કહું:–

એક વખત પુણિયાની સ્ત્રી પોતાના ઘરમાં છાણાં ન હોવાથી પાડોસીનાં છાણાં કહ્યા વગર લાવી અને તેનાથી રસોઇ કરવા લાગી. પુણિયો આ રસોઈ જમ્યો. તે દહાડે તેની સામાયિકમાં તે સ્થિર મન ન રાખી શક્યો. તેને આથી લાગી આવ્યું. "આહાર એવો એ ઓડકાર" અને "અન્ન તેવું મન" એ રીતે તેણે શોધન કર્યું. ખબર પડતાંજ આટલી ચોરી પણ તેને સાલી અને બદલો વાળ્યો. કહો કેટલી નીતિની રોજી પરત્વે સાવધાની? આવા માણસોજ સદ્ધર્મના અધિકારી છે. જ્યારે આજનું આપણું જીવન એક બાજુ કાળા બજાર કરવા, વધુ વ્યાજ લેવું, યંત્ર અને સટ્ટા ખેલવા, ને બીજી બાજુ પ્રભુની ભક્તિ કરવી. આનો કયાંથી મેળ મળે? ભગવાન શેના પ્રસન્ન થાય? પછી આપણે કહીએ કે આતો કળજુગ! અરે! કળજુગ તો આપણેજ છીએ. નીતિ વિચારાય તો કળજુગ છે જ કયાં? એટલેજ કહ્યું છે કે :—

"હકની રોજી ખાવે, સાધુ વો નર સુખ પાવે;" રાંકા બાંકા પુરુષ–સ્ત્રીનું નામ સાંભળ્યું હશે. તે બન્ને કઠિયારાનું કામ કરતાં અને ભક્તિમય પવિત્ર જીવન ગાળતાં. બીજાનાં કાપેલાં લાકડાંને અડતાં પણ નહિ. દરરોજ જંગલમાં જઈને લાકડાં કાપીને ભારો બાંધતાં. તે વેચીને તેના પૈસામાંથી અનાજ લાવતાં અને તે અનાજ ખાઈને પવિત્ર સંતોષી જીવન જીવતાં ને પ્રભુનો પ્રેમ ચાખતાં. જૈનશાસ્ત્રમાં એટલે હદ સુધી કહેવાયું છે કે–ધૂળ લેતાં પહેલાં પણ સીમંધર સ્વામીની આજ્ઞા લેવી. સીમંધર એટલે સીમાના ધરનારની. દરેક વસ્તુની રજા લેવાની હોય છે. ધૂળનો પણ દુરુપયોગ કરવાની મના કરવામાં આવી છે. જરુરિયાત કરતાં વધુ લઈએ તે પણ અણહકનું જ છે.

આજે સરકારના અમુક માણસો માને છે કે આ બધું લાંચરુશ્વત ખરાબ છે. છતાં "પેટ કરાવે વેઠ." એમ માનીને ચલાવી લેછે. આ તો પેલા વાંદરા જેવું થયું–એક વાંદરો હતો. માટલીમાં ચણા લેવા પેઠો. પછી બન્ને હાથમાં મૂઠી ભરીને કહે કે મારે નીકળવું છે. કયાંથી નીકળાય? એક માણસ વળી અગ્નિના થાંભલે બાથ ભીડીને બૂમો મારે છે કે મને છોડાવો પરંતુ વાંદરો મૂઠીમાંના ચણા મૂકતો નથી, અને આ ભાઈ બાથ છોડી દેતો નથી. ઉપાય તો છે પણ કરવો છે કોને?

ખોરાકમાં નીતિનો વિચાર કર્યા બાદ હવે સાદા ખોરાકમાં પણ રસ કેટલો હોઈ શકે છે, તે પર બની ગયેલી ઘટના કહું:—

જૂનાગઢમાં થોડા સમય પહેલાં એક નાગર દીવાન થઇ ગયા. એક વખતે એમણે પોતાની નાગરની નાત જમાડી. તે વખતે એક ગરીબ નાગર પણ આવેલ. તે ગરીબ હતો. પણ અંતરનો અમીર હતો. દીવાનને પ્રશંસા સાંભળવાનું મન થયું, એટલે નાત જમતી હતી ત્યાં ફરવા નીકળ્યા. વિવિધ પ્રકારની વાનીઓ જોઈને જ બીજા નાગરોના મોઢામાં પાણી પાણી થઇ જતું, તો ખાવામાં કેટલી લિજ્જત! એમ એકબીજા નાગરોની વાતોથી દીવાન તો ખુશ ખુશ થતા. શું સરસ રસોઈ! દાળને શાક તો આહા! બસ

વગેરે. અતિ તામસિક અને તામસિક ખેરાક મનને ઉશ્કેરે છે, ઇન્દ્રિયોને ભડકાવે છે અને બ્રહ્મચર્યની સાધનામાં બાધક નીવડે છે. રાજસિક પણ પ્રમાદજનક નીવડે છે. માટે આવા પ્રકારના ખેરાક છોડવાથી બ્રહ્મચર્યને વેગ મળે છે. સ્વામી વિવેકાનંદ નાનપણમાં એવા વાતાવરણમાં ઉછરેલા જેથી કોઈવાર માંસ લેતા. એવો ઉલ્લેખ આવે છે. અને તે પોતાની ખામી-ઉણપ જાહેર કરતાં તેમને તે લેવામાં દુઃખ થતું.

ગાયને આપણે માતા તરીકે પૂજીએ છીએ તેનું કારણ એ છે કે, જેમ માતા પોતાના બાળકનું દૂધ પાઈને પોષણ કરે છે, તેમ ગાય પણ દૂધ આપીને માનવજાતનું પોષણ કરે છે. વિશ્વમાં એ પ્રથમ માંસાહાર છોડનાર હોય તો તે ગાય જ છે. પૂર્વજોએ જોયું કે ગાયને મારી નાખવાથી તો ફક્ત એકજવાર માંસ મળે છે. પછી સડી જાય છે-નકામું બને છે અને કાયમનો ખોરાક પણ ગુમાવાય છે. પરંતુ જો ગાયનું રક્ષણ કરીશું તો કાયમ માટે શિકાર કરવાનું પણ મટી જશે અને ખોરાક તરીકે દૂધ પણ મળતું થશે. આથી જ ગાયને માતાનું સ્થાન મળ્યું છે. ગાયના વંશનો ઉપયોગ ખેતીમાં પણ કરવામાં આવ્યો અને એક કણમાંથી હજારો મણ અનાજ ઉત્પન્ન કરવામાં આવ્યું. આથી જ ગાયોનું પૂજન થવા લાગ્યું.

ઘણાં જૈનમંદિરોમાં અમુક મણ ઘી બોલવામાં આવે છે. પણ તેનો ભાવ જોઈએ તો રૂ. ૧ કે રૂ. ૨॥ ના હિસાબે ગણવામાં આવે છે. ૨૦ મણ ઘીના ૨૦ રૂપિયા! કારણ કે તે સમયમાં આટલું સસ્તુ ઘી મળી શકતું હતું. અકબરના વખતમાં તો ગોધન પુષ્કળ હતું ને અનાજના ભાવ ખૂબ સસ્તા હતા. ૪। આને મણ ડાંગર, ૨। આને મણ બાજરી, ૬। ૭ આને મણ ઘઉં. આટલા તો સસ્તા ભાવ હતા. એ વખતે પણ નીતિનું ધોરણ સચવાતું હતું.

મરચાં, ડુંગળી, માંસાહારના બદલામાં જો સાત્વિક ખોરાક મળતો હોય તો આ ત્રણે વસ્તુ તજવી સારી છે. ફરસાણ અને મિષ્ટાન ખાધા પછી પ્રમાદ આવે છે, નિંદ્રા આવે છે, ને મનમાં વિકારો જામે છે. આની અસર આપણા કાર્યોમાં તથા સાધનામાં પણ ઉપજે છે.

જ્યારે મન ઈન્દ્રિયોનું ગુલામ બને છે ત્યારે સ્પર્શદ્વારા, મખમલની પથારીદ્વારા, ઈન્દ્રિયો ગલગલીત બને છે, ત્યારે બુદ્ધિ ખેંચાય છે અને છેવટે પતનને રસ્તે દોરી જાય છે. મનને કાબુમાં રાખવા માટે ઈન્દ્રિયોને સ્વાદની પકડમાંથી મુક્ત કરવી પડશે. અસ્વાદ એ બ્રહ્મચર્યનું મહત્વનું અંગ છે.

"ન સેવવા બહુ સ્વાદો, જે કરે દીપ્ત ઇન્દ્રિયો,
પીડનાં જેમ પંખીઓ, સ્વાદુ ફળ વૃક્ષને."

જેમ ફળવાળા ઝાડને ચાંચવાળા પંખીઓ-ચકલી-પોપટ-વગેરે ચાંચો મારીને ફોલી ખાય છે, તેમ આપણો જો ખોરાક બહુ સ્વાદમય બની જાય તો આપણી ઇંદ્રિયો મન પર સ્વાર થઈ જાય છે. આયંબીલનો પણ એજ અર્થ છે કે-ઘી-ગોળ, તેલ મીઠું અને ખટાશવાળો પદાર્થ નથી લેવાતો. પણ તેને બદલે આજે તો એક પદાર્થમાંથી અનેક પદાર્થો બનાવાય છે અને મીઠાને બદલે સિંધાલુણ લેવાય છે. આથી અસ્વાદનો આદર્શ લોપાય છે. એટલે એમાં ઉપરો વિવેક લાવવો જોઈએ.

હોવું જોઇએ. સૂવાના ઓરડામાં નટ—નટીઓ તથા ઇન્દ્રિયોને બહેકાવે તેવાં ચિત્રો હોવાં ન જોઇએ. પરંતુ સત્પુરુષો અને બ્રહ્મચર્યને વેગ મળે તેવાં આદર્શ સ્ત્રી પુરુષોનાં ચિત્રો રાખવાં જોઇએ. પથારી કોમળ નહિ પણ કડક રાખવી આવશ્યક છે. જેમ સ્વાદની અસર થાય છે, તેમ કોમળ પથારીની પણ મન પર અસર થાય છે.

ક્યાં અને કેટલી હદસુધી તપ કરવું, પથારી કેવી રાખવી, ખાનપાનમાં વિવેક જાળવવો, એ બધી-દૃષ્ટિથી વિચાર કરવો જોઈએ. નિયમો ધારીને પ્રયોગ કરવો. સત્સંગ, સત્પુરુષોના જીવન ચરિત્રોનું વાચન-મનન ને આચરણ કરવું અતિ જરૂરી છે. છેવટે એક રાજવીની ટૂંકી વાત કહીને "ખાનપાન શયન વિવેક" વિષેનું પ્રવચન સમાપ્ત કરીશ.

એક હતા રાજવી. તેમને શરીરનો કાયાકલ્પ કરવો હતો. ઘણીયે દવાઓ કરી ચૂક્યા પણ એકેયમાં ફાવ્યા નહિ. છેવટે એક હકીમ મળ્યા ખરા ! તે હકીમે રાજવીને કહ્યું " હું તારો વ્યાધિ મટાડીશ " કાયાકલ્પ કરીનો આપીશ પણ મારી એક શરત તારે ખૂબ જ કડક રીતે પાળવી જોઈશે. રાજવીએ કહ્યું સારું. હકીમે દવા શરુ કરી ને કેરી ન ખાવાનું કહ્યું. રાજવીએ વિચાર્યું જો ફક્ત કેરી ન ખાવાને લીધે શરીર સારું થતું હોય તો *આજથીજ* કેરી ન ખાવાનું વ્રત લઉં છું. તેમણે તો વ્રત લીધું. સારા પ્રતાપે તેમનું શરીર પણ ખૂબ સુંદર અને શક્ત બન્યું. પરંતુ બીજે વર્ષે કેરીઓ જોઇને મન પલળ્યું. કેરી ખાધી ને તરત જ શરીર એવું તો બગડ્યું કે ફરીથી તે ઉભા જ ન થઈ શક્યા-મતલબકે મૃત્યુ પામ્યા.

આ ઉપરથી આપણે એ સારાંશ લઇએ કે આપણે આપણા નિયમોથી ચલિત ન થઇએ, ને બ્રહ્મચર્યને વેગમળે તેરીતે ખાનપાન શયન વિવેકની સાધના કરીને સર્વાંગ સુંદર વિકાસદ્વારા પ્રેયશ્રેય બન્ને સાધીએ.

*ॐ સર્વત્ર શાંતિ વિસ્તરો.*

## વ્યસન ત્યાગ

### (મુખ્ય મુદ્દાઓ)

(૧) વ્યસન એટલે શું ? અને તેના પ્રકારો
(૨) કુવ્યસનનું મૂળ કારણ શું ?
(૩) મોટાં નાનાં વ્યસનોની કિંમત
(૪) વ્યસનોથી થતી હાનિ
(૫) વ્યસન વિજયના લાભો
(૬) એ માટે શું કરવું ?

## વ્યસન ત્યાગ [ પ્રવચન તેરમું ]

વિશ્વવાત્સલ્ય ચિંતકવર્મનાં માતાઓ અને બાન્ધવો ! અત્યારનો વિષય વ્યસન ત્યાગનો છે.

પરમાટીની જેમ જીવજંતુ હિંસા કયાં થાય છે? વાત સાચી છે પણ જેમાં સર્જન છે જ નહિ પુરુષાર્થ છે જ નહિ અને બીજાનું છિનવી લઈને પ્રારબ્ધ માનવાનું હોય છે. તે જુગાર લાંબી દૃષ્ટિએ જોતાં મહા હિંસાજનક છે જ. એક જુગારનું વ્યસન લાગ્યું કે પછી બીજાં વ્યસનો એની પાછળ આપ એની ખેંચાઈ આવતાં વાર નહિ લાગે.

એક પંડિતનો પુત્ર જુગારની બદીમાં ફસાયા પછી એટલો તો ઉતરી ગયો કે તે માંસાહાર કરે, દારુપીએ, વેશ્યાગમન કરે, ચોરી કરે, અને શિકાર પણ કરે. મહાપુરુષો ઠીકજ કહે છે કે લેશ ઉપરથી પગ લટકે તો ભૂતલપર લાવી પટકે છે. શ્રાવણ માસમાં અમુક ભાઈઓ જુગાર રમે છે. કોઈ કોઈ ઠેકાણે જૈનો પણ પર્યુષણમાં રમે છે. અને પછી જ્યારે પ્રશ્ન પૂછાય છે ત્યારે કોઈ વળી એમ માનતાં અચકાતા નથી કે પાંડવો પણ જુગાર રમતા ને? ખરી રીતે મહાભારતમાં એ ઉલ્લેખ આવે છે, તે એમ સૂચવે છે કે જ્યારે જુગારની લતમાં ધર્મરાજા જેના સાધારણ વિવેક પણ ભૂલ્યા કે **" બાંધવ કિંવા સ્ત્રી, ને ન મુકાય "** તો સાધારણ માણસની તો વાત જ શી? એટલે કોઈ એમ કહે કે હું તો માપમાં જુગાર રમું છું તો એ માન્યતા ભૂલ ભરેલી છે. જુગારની બદીમાં માપ રહેશે જ નહિ. નળરાજાના જુગટાનો પ્રસંગ પણ એજ બતાવે છે!

એક વાર એક પિતાએ પોતાના છોકરાને જુગારની બદીમાંથી છોડાવા માટે વિચાર કર્યો. અને જાહેર ખબર આપી કે સૌથી મેટો જુગારી કોણ છે? જુગારીઓ ભેગા થયા. અંદરો અંદરની હુંસાતુંસી થવા લાગી. એક કહે કે હું મોટો ત્યારે બીજો કહે કે હું મોટો! પણ આની ખાતરી શી? ત્યારે પહેલો જુગારી કહે છે કે— મારી પાસે મારા બાપની અઢી લાખની મિલકત હતી તે મેં ગુમાવી દીધી છે. તુરતજ બીજો જુગારી કહે છે— મેં તો એટલીજ નહિ પણ એથીયે વધુ રકમ ગુમાવી છે. ઉપરાંત દેવું પણ કર્યું છે! કહો— જુગારદેવમાં મારી કેવી અર્પણતા! માટે હું મોટો જુગારી! ત્યારબાદ ત્રીજો જુગારી કહે છે કે:— ભાઈઓ હું તો તમારા સૌમાં મોટામાં મોટો જુગારી છું. કારણ કે હું તો તમો ફરી ચૂક્યા છો એટલું તો ફરી ચૂકયો છું ઉપરાંત મારી સ્ત્રીને પણ જુગારમાં મૂકવા તૈયાર થયો છું.

આ વ્યસન કેટલે હદ સુધી માણસને પતનને માર્ગે દોરી જાય છે એ આ ઉદાહરણ ઉપરથી જોઈ શકાશે. છોકરો તો આ ત્રણે નામચીન જુગારીની વાત સાંભળી ને આભો જ બની ગયો, અત્યાર સુધી તે એમ માનતો હતો કે નામચીન જુગારી હારેજ નહિ, પણ આ પ્રસંગથી તેનો ભ્રમ ભાગી ગયો. પિતાની આ ઢબે પ્રયત્ન માર્ગદર્શન કરાવવાની પદ્ધતિથી તે પુત્રને સન્માર્ગે દોરી શક્યો.

**કુરાને શરીફમાં અરબસ્તાનની** તથા ત્યાંના જનસમાજની તે વખતની પરિસ્થિતિને અંગે માંસાહાર ત્યાગ પર બહુ જોર નથી અપાયું પણ દારુ અને જુગારનો તો બહુ કડક રીતે નિષેધ કર્યો છે. અને કહ્યું છે તું દારુ અને જુગારના સેતાનથી ચેતજે ( જુઓ કુરાને શરીફ અ૦ ૨૦ પા૦ ૯૧ )

જુગારમાં ખોનાર તો ખુએ છે પણ કમાનારને સુદ્ધાં ખોવાનું જ હોય છે. સટ્ટો, રેઈસ, લોટરી, એ બધાં જુગારનાં જ ભાંડુઓ છે. પુરુષાર્થથી હીન બનાવનારાં સત્પ્રયત્નનાં વેરીઓ છે ન દેખાતાં એટલે

વેશ્યા વિષે તો તમો જાણો જ છો. પૂર્વ કાળે તો આ વેશ્યાઓ પણ અમુક અંશે પવિત્ર રહેતી. સારે અસરે તો એની દશા જુઓ!

બંગાળમાં તો ભૂખમરાને કારણે તથા બાળ વૈધવ્યની કુપ્રથાને લીધે સેંકડો બેનો-માતાઓ એ માર્ગે વળેલ છે. આ સ્થિતિ આપણે માટે અસહ્ય છે. વેશ્યગમનદ્વારા બન્ને પાત્રોને સામાજિક, નૈતિક અને આધ્યાત્મિક હાનિઓ થય જ છે. ઉપરાંત પૈસો, શરીર, મન વગેરેની પણ પાયમાલી થાય છે. આજની રાજ્ય સત્તાએ આ બદી અટકાવવાને બદલે આજ રાજસત્તા દ્વારા જાણ્યે અજાણ્યે આ બદીને પ્રોત્સાહન મળ્યાની વાતો મળે છે. એ ભારે દુઃખની વાત છે. સામાજિક કુરૂઢિઓ ચલાવવા બદલ સમાજ અને જેની આ બધું જોવાની ફરજ છે તે ધર્મગુરુઓ પણ જવાબદાર તો છેજ. પાપની લક્ષ્મી એ અર્થ હું પાપર્દ્ધિમાંથી કાઢું છું. તે વિષે આગળ ઉપર કહીશ, ચોરીનો વિષય પણ આ કાળે ગહન છે. સરેઆમ લૂંટ કરનાર પણ ચોર જ છે. આ ઉપરાંત બીજાં અનેક નાનાં વ્યસનો છે, જેવાં કે ચાહ, બીડી, સીગારેટ, સીનેમા, નાટક વગેરે વગેરે.

"ચા"થી શારીરિક, માનસિક, આર્થિક, ત્રણે પ્રકારે નુકશાની થાય છે સમાજમાં ને સન્માનનીય થવાથી એણે માઝા મૂકી છે. ચમાં પણ ત્રણ પ્રકારનાં ઝેર હોય છે. યૂરીક એસિડ, કેફીન અને ટેનીન. યૂરીક જનનેન્દ્રિય ઉપર અસર કરે છે. ટેનીન ખોરાક પચાવવામાં મુશ્કેલી ઉભી કરે છે. અને કેફીન મગજને ઉશ્કેરે છે. ચા ને લીધે બેસને વેગ મળ્યો છે. તથા ગાયને ફટકો પડયો છે.

આ નાના એવા બકરાણા ગામમાં. જ્યાં ૫૦૦ થી ૬૦૦ માણસોની વસ્તી ગણાય. તેનો માણસ દીઠ રોજના એક કપના એક આના લેખે હિસાબ કાઢીએ તો પણ ૧૩ થી ૧૫ હજાર રૂપિયા વરસ દહાડે થાય. જુઓતો ખરા કે જ્યાં કુવા માટેનું પૂરું દુઃખ છે. ત્યા આટલા રૂપિયા "ચા" પછવાડે ખરચાય છે. 'ચા'ના બગીચા પ્રાયઃ વિદેશી બન્ધુઓના હાથમા છે. ત્યાં કામ કરતા દેશ બન્ધુઓ પર ત્રાસ ગુજરે છે. ખાંડ હાડકાં ગાળે છે આમ છતાં એ છૂટતું નથી. કેટલી તેની આધિપત્યતા. ટૂંકમાં આવો વિચારજ નથી કર્યો, કવિએ તેથી જ કહ્યું છે કે —

"પ્રથમ ધનવાનને પકડયા અને ગરીબોને પછી ગુડ્યા,
લગાડી સર્વ સ્થળે તેં લત, હવે તો હિન્દમાંથી જા;
ઘણા મંદવાડની તું મા અમારા હિંદમાથી જા."

આ બાબત લાગે છે તો બહુ નજીવી, પણ એણે તો લાખોનો ભૂખમરો ઉત્પન્ન કર્યો છે બીજા દેશમા એ પીવામાં આવે છે. ત્યાની આબોહવા નિરાળી છે. માટે જરુરી હશે. અહીં એની જરુરજ નથી. એની પીવાની રીત નિરાળી જ હોય છે. ત્યારે અહીં તો ચાને નીચોવીને બરોબર રંગ પકડયો છે કે નહિ એમ જોવામાં આવે છે. અને પછીજ લેવામાં આવે છે. જાણે કે ઝેરનો પૂરતો લાભ મળે!

કેટલાક લોકો "મૃગયા"નો અર્થ શિકાર કરે છે. પણ હું કહું છું કે મૃગની પાછળ જવું તેજ મૃગયા છે. મૃગને હણવો એ મૃગયા શબ્દ સૂચવતોજ નથી. રામાયણમાં દશરથે વન્ય-પશુને જાણી

ાંસગી મનોરંજક કાર્યક્રમમાં ચારિત્ર્યની પ્રમુખતા ન આવે ત્યાં લગી સીનેમા નાટકો વર્જવાં જોઇએ. એ ાદી પાછળ પણ લાખો રૂપિયાનો ખર્ચ થાય છે.

વાતવાતમાં ગાળો બોલવી, કુથલી કરવી, રોકકળાટ કરવો, પરને પીડાકારી એવાં કોર્યાં વચન ોલવાં, બહુ વાતોડિયાપણું રાખવું, આ બધા વાચિક કુવ્યસન છે. સતત ખરાબ કે છાલક વચન રાખવું, ોઈનું બુરું ચિંતવવું, દુષ્ટ વિકલ્પો કર્યા કરવા એ બધાં માનસિક કુવ્યસનો છે.

## વ્યસન વિજયના લાભો

આ બધા નાના મોટા વ્યસનોપર (કાયિક, વાચિક, માનસિક,) કાબૂ આવવથી ઉપલી બધી ાનિઓ દૂર થશે અને ખડતલ શરીર ઉપરાંત મનનું નિશ્ચય બળ વધશે. વ્યક્તિ, સમાજ અને રાષ્ટ્ર એવું ાતાપી બનશે કે જે જગતને અને જીવનને ઉન્નત બનાવવામાં સુંદર ભાગ ભજવશે.

## તે માટે શું કરવું?

આવાં બધાં નાનાં મોટાં વ્યસનોથી છૂટવા માટેનો રામબાણ ઉપાય એ આપણું સંકલ્પબળ છે. ાઈ મહાપુરુષની પ્રેરણા નીચે તેમના અંતરના આશીર્વાદ તળે લઈ તે સંકલ્પ બળને નિભાવવા માટે ાત્પરતા રાખવી. ખૂબ સાવધાન રહેવું. વ્યસનોમાં પામર બન્યા હોય છે, તેની દશા એવી હોય છે.

"કરાવે તે મુજબ કરવું, ફરાવે તે મુજબ ફરવું;
સદાયે વ્યસન વેળાએ, મરાવે તે મુજબ મરવું.
થઈ જ્યાં વ્યસનની વેળા ચતુર તેના બની ચેલા;
પડે કરવું સરવ પહેલાં, કહો સ્વામી તમે કે તે?

વ્યસનો પ્રત્યે આવી ગુલામી! શ્રીમદ્ એક સ્થળે આ ભાવનાનું કહે છે. જેનું એક પાઇની પણ કિંમત **નહિ એવી બીડીમાં મન ચળે છે.** તે બીજું શું કરશે? આવા વ્યસનવાળા સમાજ પસે રહેવા છતાં, તેની પાસે કામ કરવા છતાં, આપણે વ્યસન માત્રથી દૂર રહેવાનું બળ સાચવવાનું છે. એમાં જો જરા ચૂકયા તો ગયા જ સમજવા. માટે "**પ્રાણ જાય પણ ટેક ન જાય**" એ યાદ રાખી ખૂબ પુરુષાર્થ ચાલુ રાખવો જોઇએ. કેટલાક લોકો નિયમો તો લે છે પણ પછી એનું મન "નારા બારી" શોધી તેને પાડી દે છે માટે જાગૃત ચોકી રાખવી જોઇએ. નહિ તો પછી રામા ને રતના કોળી જેવું થાય!

રામા અને રતના બેય એકદા તીરથ કરવા ગયેલા. ગંગા ગોમતી નહાયા પછી ગોર મહારાજે તેમને ક્રિયા કરાવતાં પહેલાં પૂછ્યું કે પાપ કરો છો? એટલે હકારમાં જવાબ મળતાં એમણે નીમ લેવાનું કહ્યું. "હવે માછલાં ન મારવાં. તેમ કોઇને હાથે કરી બતાવવાં પણ નહિ" આવું નીમ લીધું. પોતાને ગામ તીરથ કરી પાછા ફરે છે. આવતાં તૃષા લાગી. ત્યાં ગામ પાસેના તલાવમાં પાણી પીવા ગયા. ત્યાં તો ખદબદિયાં (મોટા માછલાં) જોયાં અને મન ફર્યું. નીમ યાદ આવ્યું. એટલે આ વિકલ્પ થોડો મંદ પડયો. પણ મને તુરત નાઠાબારી ગોતી કાઢી અને તે બન્ને દીવા પડી ગયા. રામો કહે કેમ કરશું! રતનો કહે— 'હાથે બતાવવાનાં' ને જાતે મારવાનાં નીમ કરી લીધાં છે. પણ લીરો કરવાની કયાં પ્રતિજ્ઞા છે? તુરત લીરો

(૩) ઉત્પાદન અને વિનિમયનું એક આધાર સ્થળ.
(૪) ધીરે ધીરે બદલાયેલી પરિસ્થિતિ.
(૫) સંચય પુણ્ય ક્યારે ? સંચય પાપ ક્યારે ?
(૬) ઉદાહરણો નીમ, કપાસ, ભદ્રા, કેગિક, વગેરે
(૭) નીતિ, અનીતિ ધર્મ, અધર્મની વ્યાખ્યાઓ.
(૮) પુણ્ય અને ધનનો સંબંધ. રામ—રાવણ.

(૨)

(૯) ધનાર્જન માટે કરેલા પાપેનું પ્રાયશ્ચિત.
(૧૦) નીતિમય આજીવિકાદ્વારા સાધનાર્જન
(૧૧) માલિકી હકની મર્યાદાની ભૂમિકાઓ.
(૧૨) માલિક અને ટ્રસ્ટી ભરત. શિવજી ભામાશાહ, કપિલા આદિ
(૧૩) માલિકી હક્ક મર્યાદા અને સર્વોદય સમાજવાદ વચ્ચે શો ભેદ ?
(૧૪) માલિકી હક્ક મર્યાદાના માર્ગની વિશેષતાઓ.

ૐ મૈયા

# માલિકી હક્ક મર્યાદા [ પ્રવચન ચૌદમું ]

વિશ્વવાત્સલ્ય ચિંતકાર્ગનાં માતાઓ અને ભાઇઓ !

હું કહી ગયો હતો કે વિશ્વવાત્સલ્યના આદર્શને મેળવવાને માટે મુખ્ય વ્રતો સત્યશ્રદ્ધા, બ્રહ્મચર્ય અને માલિકી હક્ક મર્યાદા છે વિશ્વવાત્સલ્ય એ એવો આદર્શ છે કે તેમાં આત્માનો વિશ્વની સાથે સબંધ જોડાયેલો છે. તમારી સામે જે વિચારો મૂકાયા આવે છે, તેમાં મુખ્ય એ છે કે મોહ સબધ આપણને બાંધે છે. પણ કર્તવ્ય સબધ તો આપણને મુક્ત કરે છે.

સત્ય અને બ્રહ્મચર્ય એ બે વિભાગમાં સાધક અને સાધ્ય વિષે વાત કરી ગયા. સાધ્ય મેળવવા માટે કઈ સાધન પ્રાગથી ચલાવવુ એ મહાન પ્રશ્ન છે શરીર આપણું મોક્ષ સાધન છે. તેની સુખશીલિયા વૃત્તિ તો નજ પોષવી જોઈએ, નહિ તો મોક્ષ સાધન ન બની શકે. પણ સાચવણી તો કરવી જ જોઈશેના ! અને તો પછી ખોરાક અને કપડાં લત્તાં જોઈશેજ. શું ખવું, શું પીવુ, કેવી શય્યા રાખવી, કેવો પોશાક રાખવો, એ બધા વિષયને વિચારી ગયા. પણ એ સાધનો માટે કેટલી મર્યાદામાં મૂડી રાખવી. કયા ધધાથી તે મૂડી મેળવવી, કુટુબ સમાજ અને રાષ્ટ્રમાં તન મન અને સાધનો કર્તવ્ય નિષ્ઠાથી કેવી રીતે ઉપયોગ કરવો ? એ બાબતો હવે વિચારવાની રહે છે.

અપરિગ્રહને સ્થાને માલિકી હક્ક મર્યાદા શા માટે ?

અપરિગ્રહ એ આપણા ઋષિમુનિઓએ પસદ કરેલો શબ્દ છે. પરિગ્રહ નજ રાખવો એ

જમીનની માલિકી સૌ સૌની હતી. ખેડૂત ખેતી-જમીનની સારસંભાળ કરે. વેપારી વ્યાપાર-વગેરે જમીનની સારસંભાળ કરે ક્ષત્રિયો તો સંરક્ષણ કરે એટલુંજ, અને રક્ષણના બદલામાં તેના પોષણ માટે અમુક ભાગ કાઢી અપાય.

સ્ત્રી પુરુષોની લગ્ન વ્યવસ્થામાં માબાપ તેમનાં લગ્ન માટે બંનેને પસંદગીની તક આપતાં. એ વાત "સમાજમાં ધર્મનું સ્થાન"માં કહેવાઈ ગઈ છે. પુરુષની સ્વતંત્રતાથી સ્ત્રીની સ્વતંત્રતા ઓછી નજ હોય. ઉલટું સ્ત્રીને ખૂબ માનની દૃષ્ટિએ જોવાતું. મનુસ્મૃતિમાં કહ્યું છે:—

"યત્રનાર્યસ્તુ પૂજ્યંતે રમંતે તત્ર દેવતા:"

સ્ત્રીનું કેટલું માન હતું તે તો આપણે સીતારામ, રાધેશ્યામ, વિગેરે નામોપરથી પણ તારવી શકીએ છીએ. જૈનસૂત્રોમાં 'રત્નકુક્ષ ધારિણિ" એવું વિશેષણ પણ છે.

## ઉત્પાદન અને વિનિયમનું એક આધાર સ્થળ

તે વખતના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણોમાં વૈશ્યના હાથમાંજ ઉત્પાદન અને વિનિમય હતો. ઉત્પાદન પણ તે કરતા અને વિનિમય પણ તે કરતા બ્રાહ્મણો જ્ઞાન પીતા અને પાતા. ક્ષત્રિયો ત્રણે વર્ગની રક્ષા ઉપરાંત જમીનની પણ રખેવાળી કરતા. વૈશ્યો માની ફરજ બજાવતા. મા બધી રસોઇનો સ્ટોક પોતાની પાસે રાખે અને ટાઇમે બાળકોને પીરસે. તે સમજે છે કે પહેલાં મારાં બાળકો પછી મારી વાત 'મનબલકે તેને કર્તવ્યનું ભાન હોય છે. તેમ કૃષિ એટલે ખેતી, વાણિજ્ય એટલે વેપાર, અને ગોપાલન એટલે ગાયોની રક્ષા, તે ત્રણે કાર્ય વૈશ્યોનાજ હાથમાં હતાં એટલે ઉત્પાદન વિનિમય અને બચત એક હાથમાં હતી તેથી કોઇને તોટા પડતો નહિ. જમીનમાં પણ ઝઘડા નહોતા સ્ત્રીઓનું સન્માન થતું.

## ધીરે ધીરે બદલાયેલી પરિસ્થિતિ

પરંતુ ધીરધીરે વૈશ્યોમાં ખેડૂત અને વાણિયા, એમ કૃષિ અને વાણિજ્યના બે ભાગ પડી ગયા. ક્રમેક્રમે જૈનસૂત્રોમાં શ્રાવક વૈશ્ય-વણિગ્વર્ગ, ખેતી, ગોપાલન, કરતા તે ઉલ્લેખ આવે છે. પરંતુ ખેતી કરનાર વિનિમય કરનાર અને ગોપાલન કરનાર એમ ત્રણ ટુકડા અને પછી તો અનેક જાતો પડી ગઈ. જમીનની તથા સ્ત્રીપુરુષના સંરક્ષણની સાથે અમુક સ્વતંત્રતા ક્ષત્રિઓને અપાઈ તે દૃષ્ટિએ રાજ્યસંસ્થા નીમાઈ. આજના ગરાસિયા તાલુકદારો, બીજા રજપૂતો, એનાં બીજ-ફળ છે. આમ જાતો જુદી પડી. રાજ્યસંસ્થા, જ્ઞાતિસંસ્થા, નિર્માઈ. છતાં જ્યાંલગી સાધુ બ્રાહ્મણો કર્તવ્યનિષ્ઠ હતા. ત્યાંલગી રાજ્યસંસ્થા પ્રજાની અને જ્ઞાતિસંસ્થા સંસ્કારી ન્યાયની હતી. આ વખતે શુદ્ર, ખેડૂત, તથા શ્રમજીવી વગેરે સૌનું મહત્વ હતું. પણ ધર્મસંસ્થા અને બ્રાહ્મણો કર્તવ્ય ચૂકયા એટલે બધું પીંખાવા લાગ્યું પછી સ્ત્રીઓ એટલે બજારમાં વેચાતી ચીજ થઈ. હજૂ હમારા લોકપાલ પટેલો કંકુ કન્યાને "મફતડી" કહે છે. અને ઉચ્ચ ગણાતી કોમમાં વળી તેથીયે વધુ દુર્દશા છે. કન્યાવિક્રય વરવિક્રય એ બધું શું છે? કોઇવિધુર ફરીથી લગ્ન હોંશે કરે તેનો વિરોધજ નથી. આનાં કિંચિત પ્રમાણ છે. જોકે મહાવીર જેવાએ ધર્મહકો

મૂછ નીચી, સાતવાર નીચી" જેવા એ શાહો નહોતા. ઈજ્જત એજ એમનું જીવન હતું. તેમણે નમ્રપણે કહ્યું. "બહુ સારું. અમારા ગૂજરાતી ભાંડુની સેવાની અમોને તક મળી તે અમારાં અહોભાગ્ય." તેઓ કહેવા કરતાં વધુ કરી બતાવનાર હતા. આખા ગુજરાતનો પ્રશ્ન હતો. અંતરમાંથી અવાજ આવ્યો. ગુજરાત આપણી-ભૂમિ છે અને નોંધણી શરૂ થઈ. કોઈએ એક દીવસ બે દિવસ એવીરીતે નોંધ ચલુ છે. એમ એ વૈશ્યમંડળી એક ગામથી બીજે ગામ જઈ રહી છે. રસ્તે હડાળા આવ્યું. મહેનતમાં થોડા દહાડા ખૂટતા હતા. ત્યાંજ ખીમે સૌને રોક્યા! ભઈ જાઓ ને! અમારે ઘણી ઉતાવળ છે ખીમો કહે ખાધા સિવાય ન જવાય મારી જનેતા લાજે! એમ કહી પોતાના ઘેર લઈ જઈને બધાને પ્રેમથી જમાડ્યા, અને પછી વિગત જાણી. વૈશ્યભાઈઓ ની ઈજ્જત એતો મારી ઈજ્જત એમ માની યાદીની નોંધ માગી જોઈ અને બાપા પાસે આજ્ઞા લેવા ગયો. આજ્ઞા મળી અને તેણે ૩૬૦ દિવસ માંડી દીધા. મંડળી છક થઈ ગઈ. કહ્યું કે ભાઈ આ નાનીસની વાત નથી. એક વરસ સુધી કરોડો માણસોને જમાડવાના છે. પણ જ્યારે ખીમે પોતાની સંપત્તિ બતાવી ત્યારે બધા ઠરીજ ગયા. અઢળક ધનના ભંડાર ભરેલા હતા. ખીમા ધન્ય છે. ત્યારે ખીમો બોલ્યો-હું તો એક સામાન્ય માણસ છું. આ સંપત્તિ મારી નથી પણ મારા સમાજની છે. હું તો નિમિત્ત માત્ર! ક્યાં એ સમાજલક્ષી ખીમો અને ક્યાં આજનો ધનિક! તે ગરીબ બંધુઓને ચૂસે અને ધનીક બને, છતાં પાપીને બદલે પોતાને પુણ્યશાળી માને અને શોષિતોને પાપી માને કહો કેટલું ઉંધું? શોષિતોએ પાપ કર્યું અને શોષકે પૂર્વભવે પુણ્ય કર્યું આ માન્યતા કેટલી ધર્મ વિધ્વંશક છે. પુણ્ય એટલે પવિત્ર તત્ત્વ. તે આવા સ્વાર્થીમાં હોય કે ખીમા જેવા નમ્ર પરાર્થીમાં.

બીજું ઉદાહરણ :— શ્રેણિક મહારાજાના દરબારમાં એક સોદાગર રત્નકંબળ વેચવા આવ્યો. ચેલ્લણા રાણીને પસંદ પડી. તેની કારીગરી અદ્ભુત હતી. રાજાને કહ્યું ચીજ સુંદર છે ખરીદો! કિંમત પૂછી તો સવાલાખ સોનામહોરની એક કંબળ હતી. રાજાએ વિચાર કર્યો આ ધન ભંડાર મારા છે? ના હું તો આ રાજ્યનો વહીવટદાર છું. મારાથી તેનો દુરુપયોગ કેમ થાય? અને તેણે આ વાત રાણીજીને કહી! રાણી સમજી ગયાં ને પોતાનો આગ્રહ છોડી દીધો. સોદાગર આ વાતને ન સમજતાં તેણે માન્યું કે શ્રેણિક પાસે ધન નથી લાગતું. ત્યારે તેજ નગરીનાં ભદ્રા શેઠાણીએ તે રકમ તોડી "રાજાની કીર્તિપર કળશ ચઢાવી પ્રજાધર્મ બજાવ્યો." આમ રાજા-પ્રજાની એકતા હતી. તેવીજ રીતે આપણને મળેલી બુદ્ધિ, ધન, જમીન, વિગેરેમાં એકાન્તિક ઉપભોગ કેમ કરી શકાય? એતો પ્રભુની પ્રસાદી! એનો દુરુપયોગ કેમ થાય? એ વિચારીએ. આજે તો આ વાત છેક ભૂલાઈજ ગઈ છે.

દાન આપવું એવી વાતો ઘણા શાસ્ત્રોમાં આવે છે. શાસ્ત્રીઓ, ધર્મોપદેશકો રાષ્ટ્રનેતાઓ, સમાજ સેવકો,' આપો આપો એમ કહે છે. પણ એ ધન ક્યાંથી આવ્યું? કેવી રીતે મેળવાયું? તે ભાગ્યેજ વિચારાય છે. ધન જો નીતિથી મેળવાયું હોય તો જ તે પુણ્ય. અનીતિનું હોય તો પાપ. એટલે પાપી ધનિકને દાન માટે કહેવા કરતાં પાપનું ધન ન લેવા કહેવું એજ શ્રેષ્ઠ પ્રથમ વસ્તુ છે. આજે તો પૈસાદારને

## અનીતિની કમાણી

ધનો સુતાર આદર્શ સુખી જીવન ગાળતો હતો. તેમની બાજુમાં જ શેઠ રહેતા હતા. શેઠ એટલે શ્રેષ્ઠ. પૈસા ન હોય છતાં ઉત્તમ કામ કરે તે શેઠ. પણ આ શેઠ તેવા ન હતા. પૈસાદાર હતા પણ અનીતિનું ધન અને તેનું ફળ શરીર સારું ન રહે તેવું તત્કાળ ભોગવી રહ્યા હતા. શેઠાણી બહુ ભદ્રિક હતાં તે રોજ આ સુખી કુટુંબને જુએ અને વિચાર કરે, કે આ ગરીબ જેવું કેટલા આહ્લાદથી જીવે છે, અને અમો પૈસાદાર હોવા છતાં કેટલાં દુઃખી છીએ. શેઠને વાત કરી. એટલે શેઠે કહ્યું કે એને નવ્વાણુંનો ધક્કો લાગ્યો નથી ત્યાંસુધી ખરી ખબર ન પડે. ધક્કો લાગ્યા પછી પણ જો ચળે નહિ તો પુરુષાર્થી અને સુખી ખરાં. નહિતર તો આપણા જેવું જ થય શેઠાણી કહે—એ નવ્વાણુંનો ધક્કો તે શું ? શેઠ કહે હું તને કોઈ દિવસ બતાવીશ. એક દિવસ શેઠે કોથળીમાં નવાણું રૂપિયા ભરી ધના સુતારના ઘરમાં મૂકી દીધા. સવારમાં ઉઠતાં જ, જમના અને ધનાએ કોથળી જોઈ. ધનો રાજી રાજી થઈ ગયો, અને બોલવા લાગ્યો કે ભગવાને ભક્તિનું ફળ આપ્યું ખરું. ગણી જોયા તો વીસ વીસની ચાર ઢગલી પૂરી થઇ. પણ પાંચમી ઢગલીમાં એક ખૂટ્યો. એટલે એણે તે પૂરી કરી દેવાનો વિચાર કર્યો. આખો દિવસ સખત મજૂરી કરી બીજે દિવસે પણ તેમજ કર્યું. એ રીતે વળી થોડા પૈસા વધ્યા, અને એમ એનો લોભ વધતો ગયો. પાંચની છ વીસુ, સાત વીસુ, એમ બે હજાર સુધી પહોંચ્યો. પછી તો ભજન શેનાં સાંભરે ? મહાજનનો પણ નાદ હવે એને લાગ્યો હતો. એ નીતિ ચૂક્યો, ને બીભત્સ બોલવા શીખ્યો. ભજન પરોપકાર અને સજ્જનતા ખોઈ બેઠો. કારણકે આ કોથળીનું પહેલું ધન રાખ્યું હતું તે પરસેવાનું નહોતું. હરામનું હતું. આપણા વડીલો ધર્માદાની મિલ્કત ઘરમાં ન રાખતા અને તેઓ એને બીલાનું ખાતર માનતા. તેની પાછળ નીતિના રોટલાની જ સત્ય કથા છૂપાઇ હતી.

## નીતિની કમાઇ.

રાંકાબાંકાનું ઉદાહરણ પરસેવાના રોટલા માટે નમુનારૂપ છે. રાંકાબાંકા બન્ને સ્ત્રી અને પુરુષ કઠિયારાનું કામ કરી આજીવિકા ચલાવતાં. નારદે વિષ્ણુને કહ્યું " ભક્તોની ભીડ ભાંગો મદદ કરો. રસ્તામાં સોનામહોરોની ઢગલી રજૂ થઈ. પણ રાંકા બાંકા બન્ને ને પરદ્રવ્ય લેવાની અનિચ્છા હતી. અને પરસેવો વાળ્યા વિના કે કામ કર્યા વિના મળે તેનો પરધનજ ગણાવતે ! એટલે ન લીધું રાંકા આગળ હતો. બાંકા પાછળ હતાં. રાંકાને મનમાં થયું કે કદાચ બાંકાનું મન બગડે ! " મારે ધૂળ નીચે દાબી દઉં " અને એણે પગવતી ધૂળ વાળી. આ દૃશ્ય બાંકાએ જોયું રાંકાએ આગળ જતાં બાંકાને પૂછ્યું " તમે કંઈ જોયું ? " બાંકાએ વીરતા પૂર્વક જવાબ આપ્યો હા. માટી પર માટી વળી તે જોયું. રાંકાએ કહ્યું. માટી કેમ ? એતો સોનામહોરો હતી ! ત્યારે બાંકાએ કહ્યું. જ્યાં સુધી પારકા સોનાને સોનું માનો છો ત્યાં સુધી મન બગડવાનો સંભવ રહે છે. પણ પરધન એતો માટીજ છે એમ માનીએ એટલે મનજ શેનું જાય ! કેવાં એ રેખધારી પત્ની. આવી સ્ત્રી એનો સંસારનું મેરૂદંડ છે.

કેવી નવાઈ! સટ્ટો, રેર્ડસ, કે અનીતિથી લાખો રૂપિયા કેટલાને રડાવી લઈને થોડું દાન આપીએ અને માની લઈએ કે કેટલું બધું આપ્યું. તેના કરતાં પસ્સેરાનું અલ્પમાત્ર પણ વધારે છે. કારણ! તેમાં અર્પણતાના ભાવ ભરેલા છે? આ દષ્ટિએજ એક વિધવાની કોડીના દાનની કિંમત ઈશુએ આંકી હતી, પણ ધનિકને તો એમણે એટલી હદ સુધી કહ્યું છે કે 'સોયના નાકામાથી ઉંટ ન નીકળી શકે છતા માની લો કે નીકળી જાય તો પણ ધનવાન મનુષ્ય સ્વર્ગે જાય તે ન માની શકાય તેવી વાત છે." આ વખતે ધનિકો માણસો વેચાતા લેતા, અને ગમે તે પ્રકારનો જુલ્મ ગુજારતા. રાબેયા નામની સાધ્વી ઇસ્લામી જગતનું ઉદાહરણ છે આવા ધનિક માનિકોને શ્રી ઈશુએ અને હજરત મહમદ સાહેબે ઠીકઠીક કહી નાખ્યું છે. આપણે ત્યાં દાસ દાસી નહિ પણ સાથી શબ્દ હતો કેટલો એ ભવ્ય શબ્દ! જેવો એ ભવ્ય શબ્દ તેવુંજ એકદા વર્તન હતુ. પણ આજે તો નોકર અને શેઠ, મજૂર અને માલિક, એવા ભેઝરા ભેદ પડી ગયા છે. અરે સગા કે મહેમાનોમા પણ શ્રીમંત ગરીબના ભેદે ખોરાકમાં સુદ્ધાં પડી ગયા છે. ઇસ્લામે જેમ નોકર શેઠ વચ્ચે રેટી ભેદ ટાળી એક બિરાદરી પ્રતિક મૂક્યુ છે. તે તત્ત્વ હિંદી માત્રે લેવુ ઘટે છે.

### ધર્મ, અધર્મ, પાપ, પુંણ્યની વ્યાખ્યાઓ

નીતિ જેની પંછવાડે હોય તેનું નામ પુણ્ય. અનીતિ જેની પછવાડે હોય તે પાપ જે ધર્મને માર્ગે જતાં રેકે તેનું નામ પાપ. ધર્મને માર્ગે જવાના સાધનરૂપ બને તે પુણ્ય સાધ્ય-આત્મા-તેનું લક્ષ્ય સાધવામા જે સાધન બને તે પુણ્ય. બંધનરૂપ બને તે પાપ. સદ્દગુણનો વિકાસ તે ધર્મ. દુર્ગુણનો વિકાસ તે અધર્મ.

આ કસોટીએ દરેક પ્રવૃત્તિ અને વ્યકિતને માપો સ્ત્રી દેહ એજ પુણ્ય કે પુરૂષ દેહ એજ પુણ્ય એવુ એકાંતે ન માનો. પણ જે સમાજમા સ્ત્રીઓ ધર્મલક્ષી હોય તે સમાજમાં સ્ત્રી દેહને પુણ્યશાળી માનો અને પુરૂષો ધર્મલક્ષી હોય તો પુરૂષ દેહને પુણ્યશાળી માનો પણ પુરૂષ દેહજ ઉંચો છે ને સ્ત્રી દેહ નીચો છે એવી એકાંતિક ભ્રમણા છોડો તેજ રીતે ધનિક પુણ્યશાળી છે, નિર્ધનપાપી છે, તેવી ભ્રમણા પણ છોડો. જે નિર્ધનતામાં સંતોષ અને નીરભિમાન છે તે પુણ્યશાળી છે. એ વાતને આજે વેગ આપો. કારણકે આજે ધર્મ મેળવવા માટે નિર્ધનતાજ વધારે સારી વસ્તુ છે ધનની પ્રતિષ્ઠા હદ બહાર વધી છે. તે આજનો મહારોગ છે. વિશ્વ અશાંતિનું એજ મૂળ છે. જ્યારે આમ છે ત્યારે પુણ્યા જેવાનુ ઉદાહરણ ધરવુ જરુરી છે. જો નિર્ધનતા એ પાપ અને ધનિકતા એ પુણ્ય હોત તો પુણ્યાની સામાયિક શા માટે વખણાત! ને શ્રેણિક જેવા રાજવીને પુણ્યા આગળ નમવું કેમ પડત?

કર્તવ્ય અને જવાબદારીથી ઓછામાં ઓછું મેળવીએ અને વધુમાં વધુ આપીએ. તેજ દાતા! હરામનું લેવું અને ટૂકડા ફેંકવા તે દાતા શાનો? એનો એરણની ચોરી કરી સોયનું દાન કરવા જેવી વાત છે. ધન અને પુણ્યને સીધો સંબંધ છેજ નહિ, અને જો હોત તો મરતી વખતે ધન પણ સાથે આવત. પણ તે આવતું નથી સાથે તો પુણ્ય પાપ જશે. તથા સંસ્કાર અને શુદ્ધિ પણ જશે

ચાપણુ ઉચાપત કરીને, દગા પ્રપંચ કરીને, વધુ નફાખોરી કરીને, વધુ વ્યાજ લઈને, આમ અનીતિથી પૈસા મેળવીને પરદેશથી પોતાના ગામે તે પાછો ફર્યો. વચ્ચે હું એટલું કહી દઉં કે પૈસા રળવા માટે પરદેશ જવાયજ નહિ. જ્ઞાન અને અનુભવ લેવા જવાય. પરંતુ આજે તો પરદેશમાં ધનાર્જન માટેજ પ્રાયઃ જવાય છે. આને પરિણામે બીજા પ્રદેશમાં જઈને સાંના લોકોની જમીન અને કમાઈમાં ભાગ પડાવાય છે. તરાપમારીને જીવાય છે. કોઈપણ પ્રાણીમાં આવું ધનાર્જન નથી કુતરાં પણ બીજા ગામમાં પોતાનુંજ ગામ સમજીને વર્તે છે. તો પછી માનવજાતને માટે તો બીજા પ્રદેશમાં ઉપરા સ્વાર્થે જવાયજ કેમ! જ્ઞાન અને અનુભવ કિંવા સેવા માટે જવાય. તેજ શોભેને ! આજ દૃષ્ટિએ જૈનસૂત્રોના છઠ્ઠા વ્રતનો હું અર્થ કરું છું કે જન્મ, વતનમાંથીજ પેટ, પરદેશને પધારી મેળવ ને સેવા કર. એ એનું રહસ્ય છે. પણ અહીં તો શેઠ કમાઈને આવ્યા એટલે ગામના લોકોને ભેગા કર્યા. અને કહ્યું કે હું કમાયો છું તો ગામને પણ કંઈક આપું. આપ ભેગા થઈ જે ઈચ્છા હોય તે કહો. લોકો આવું સાંભળી ખૂબ ખુશી થયા અને તારીફ કરવા લાગ્યા. શેઠની શી વાત ! શેઠ તો બહુ પુણ્યશાળી છે. અને ઉદાર પણ કેવા ! આવાજ જીવો કમાઈ પણ જાણે છે અને ખરચી પણ જાણે છે. હવે ધન શેમાં વાપરવું તે પર વિચાર ચાલ્યો. ગામમાં વાચનાલય, ઔસહાયક સંસ્થા ઔષધાલય, તળાવ કે એવાં મહત્વનાં કાર્યો કોઈને યાદ ન આવ્યાં. તેમને તો સૌને લાડુ ઠીક લાગ્યા. એટલે સર્વાનુમતે કહ્યું કે "લાડુનું ભોજન કરો" શેઠ કહે તો કંઈક સારું કરવું છે. તમને જે ગમ્યું તે મને પણ ગમ્યું. જુઓ કોઈપણ પાછળથી મારું ભુંડું ન બોલે. પાંચ ગાઉ ફરતા ગામના લોકોને બોલાવો. રસ્તા બાંધો. રસ્તાનો કોઈ વટેમાર્ગુ ભૂખ્યો ન જાય તેની કાળજી રાખજો. બસ પછી તો પૂછવું જ શું ! રસોયા બોલાવ્યા રસોઈ તૈયાર થઈ. લોકો જમવા બેસી ગયા. લાડુ પીરસાઈ ગયા. બીજી ભાતભાતની વાનીઓ પણ પીરસાઈ ગઈ. બરફી, પેંડા, જલેબી, મેસુર, વગેરે પીરસાઈ ગયું શેઠ અને તેના બે ત્રણ ખુશામતિયા ફરવા નીકળ્યા. પૂછતાં જાય છે કેમ ! કેશવલાલભાઈ રસોઈ કેવી થઈ છે ! ભાણજીભાઈ શું કહો છો ! અરે શેઠ ! રસોઈની શી વાત ! આપ જેવા દાનેશ્વરીની રસોઈમાં કહેવાનું શું હોય. આ વાણી સુણી, શેઠ તો મનમાં ને મનમાં ફુલાતા જાય છે. તેવામાં એક સાધુ કે જે અચાનક અહીં આવી ચડેલા તેમની પાસે આવ્યા. બધા ખાય છે. પણ આ સાધુ પુરુષ કેમ ખાતા નથી ! શેઠે પૂછ્યું. બાવાજી પીરસાઈ ચૂક્યું હજુ કેમ ખાતા નથી ! સાધુએ ઉત્તર આપ્યો "ભૈયા મેરે લાયક ઈસમેં કુછ નહિ હૈ। શેઠનો મિજાજ ગયો અને ભભૂકી ઉઠયા. જોયું ! કામેશ્વર પંડ્યા. આ બાવાઓને તો ધોળી દાળ અને કાળી રોટી સિવાય કંઈ ન ભાવે. બાવજી કહે શેઠ ! સુકી રોટી ભી બસ હૈ. માલપુડાકી કોઈ જરૂરત નહિ હૈ. સિર્ફ દૂધકી રોટી હોની ચાહીએ. બાકી યે સબ મીઠાઈ હૈ ઉસમેં દૂધ ઘી નહિ મગર લોહી ઔર આંસુ હૈ. શેઠ સ્તબ્ધ થઈ ગયા. શું કહો છો ! લોહી અને આંસુ. ! બધા જમનારનું ધ્યાન આ તરફ ગયું. હો હા થઈ ગઈ. "એક ભાઈએ કહ્યું કે મહારાજ જો એજ પ્રમાણે હોય તો અમને પ્રત્યક્ષ બતાવો" અને બાવાજીએ પોતાની શક્તિથી બે હાથ વડે લાડુનો ટુકડો કરી દબાવી નીચોવીને બતાવ્યું. તો લોહી નીકળ્યું. લોકો સ્ટાક્ટ ઉઠવા લાગ્યા. ફરી

જે "મા" બાળકનું લીંટી ચૂસે તે પુણ્યશાળી! રાક્ષસીઓ પણ પોતાના સંતાનોને પોષે છે. તો આતો આપણાં ભાઈઓ છે. તેમના પર જુલમ કરવો એવું પુણ્ય છે? પાપજ છે. માટે પાપનું પ્રાયશ્ચિત છાજે. નહિ કે એક ટુકડો ફેંકી પુણ્યશાળી ગણાવાય! અત્યારે તો શુદ્ધિનું કામ કરવાનું છે. પાપો પોકારીને પખાળવાનું છે.

## માલિકીહક્ક મર્યાદાની ભૂમિકાઓ

અનીતિજન્ય ધનનો ત્યાગ કરવો તથા નિતિમય સાધનો મેળવવાં એ વિચારો રજૂ કર્યા. હવે હું માલિકીહક્ક મર્યાદા વ્રતની ભૂમિકા આપું. આ વિશ્વવાત્સલ્યસંઘની પાછળ ત્રણ ભૂમિકાની કલ્પના છે. ઉત્તમ ભૂમિકા એ છે કે માલિકી હક્કનો સંપૂર્ણ ત્યાગ. જેણે પોતાની કશીજ માલિકી રાખી નથી, પણ સમાજની સંઘની કે વિશ્વની ગણી છે તે સમાજ, સંઘ કે જગત પાસેથી જરુરિયાત મેળવવાનો અધિકારી છે. માલિકીહક્ક મર્યાદાની ભૂમિકામાં જવાહરલાલ નેહરૂનું મુબારક નામ મૂકી શકાય. કારણકે તેમણે માત્ર સાધનજ નહિ પણ તન મન અને સાધન સર્વ કંઈ રાષ્ટ્રને ચરણે ધર્યું છે. એથીયે વધુ, ખૂબી તો એ છે કે તેમણે પોતાના ચુનંદા સમસ્ત કુટુંબને પણ આ સમર્પણની વેદીપર આકર્ષ્યું છે. આવા સાધકનું પણ માગ્યે સહેજ પૂરૂં કરવું રહ્યું છે. બીજી ભૂમિકાનો સાધક જરુરિયાત પૂરતીજ માલિકી રાખે છે. બાકીનું સમાજ, સંઘ, કે જગતને અર્પી દે છે. અને સોંપેલા ધનનો વહીવટ કરે તો ટ્રસ્ટી રૂપે કરે છે. માલિકી રૂપે નહિ. છેલ્લી ભૂમિકાનો સાધક નીતિથી જે કાંઈ રળે તેનો માલિક ગણાય છે. પણ એ પોતાના ઉપયોગ માટે ઘણું રાખે તોય તેને મર્યાદા તો કરવીજ પડે છે. આનો ધંધો કેવો હોય તે આગળના પ્રવચનમાં કહીશ.

રશિયાની સમાજ રચનામાં અને આપણી આ સમાજ રચનામાં ફેર એ છે કે તે સત્તાથી ત્યાગ કરાવે છે. જ્યારે અહીં કર્તવ્યનિષ્ઠાને લીધે સ્વયં ત્યાગ થઈ જાય છે. આ સંઘ રચનામાં જેમ ધન વિષે કહ્યું (ધનમાં સોનું ચાંદી કે ચલણી નાણુ માત્ર આવી ગયા) તેમ જમીન વિષે ખરું. સંતતિ મર્યાદા સ્ત્રી પુરુષ વિષય મર્યાદા, વગેરે પણ આવી જ જાય છે. ખેડૂત સિવાય ખેડાણ જમીનનો સીધો હકદાર કોઈજ નહિ! પણ તેમાં સુદ્ધાં મર્યાદા તો ખરીજ. આજરીતે વેપારી આદિની વખાર મકાન વિગેરેનું સમજવું.

### માલિક અને ટ્રસ્ટી :—ભરત, શિવાજી, ભામાશાહ કપિલા આદિ

હવે માલિકી હક્ક મર્યાદા પાછળ જે ટ્રસ્ટીપણાનો ખ્યાલ છે તે વિષે કહું. એટલે કે ટ્રસ્ટીને માલિકનો ભેદ સમજાવું. રામાયણમાં ભરતનું પાત્ર અહીં પ્રથમ મૂકું છું. ગોસ્વામીજી તુલસીદાસજી પણ કહે છે કેઃ—

"જો ન હોત જગ જન્મ ભરતકો;
સકલ ધરમ ધર ધરણી ધરતકો."

શિવાજી તો ક્ષત્રિય હતા. પણ વૈશ્યોમાં સુદ્ધાં ભામાશાહ થઈ ગયા. અરવલ્લીના ડુંગરમાં પ્રતાપ રખડે છે. બાળકો અન્નના ટૂકડા માટે ઝઘડે છે. પ્રતાપને લાગી આવે છે. ક્યાંસુધી આ બધું સહન કરવું? તેવામાં ભામાશાહ પોતાની મિલ્કત સાંઢણીઓ ઉપર ભરી અરવલ્લીના ડુંગરમાં પ્રતાપને શોધતો શોધતો આવી તેને ચરણે આ બધું અર્પણ કરે છે. અને કહે છે, મહારાજ! આ મારી ફૂલની પાંખડી સ્વીકારો. લાખો કરોડોનું ઝવેરાત હતું. પ્રતાપ કહે છે ન લેવાય. ત્યારે ભામાશાહ કહે— "મારા દેશ માટે આપું છું તમને નહિ" "તમો તો માત્ર દેશના નિમિત્ત બન્યા છો." કહો કેવા રાજા અને કેવી એ પ્રજા! આમ જરુર પડયે પોતાની મૂડી ધરી શકતા હતા. આને કોણ ટ્રસ્ટી ના કહે? વર્તમાન દૃષ્ટિએ આવા ટ્રસ્ટીઓમાં સ્વ૦ "જમનાલાલજી બજાજનું" નામ મૂકી શકાય. ધર્મ સમાજમાં આવીજ સ્થિતિ હોય. ભાંડુઓ આજે જ્યારે દીન બન્યાં છે, ત્યારે તમારું કર્તવ્ય છે કે તેનું દીનપણું ન રહેવા દો. નહિ તો તમારી ધનિકતા લાજશે! માંડવગઢના જૈનો પોતાના બંધુને પોતાના સમો બનાવતા. આવી ભાંડુ ભાવનાઓ હતી. મેં લલ્લુભાઈ હોલમાં (અમદાવાદ) શ્રેણિકની કપિલાદાસીનું ઉદાહરણ મૂક્યું હતું જો કે લોકો કંજૂસના અર્થમાં તે ઉદાહરણ મૂકે છે પણ હું બીજી રીતે લઉં છું.

પ્રસંગ એવો છે કે શ્રેણિક રાજા કર્મથી ક્યે છૂટાય? તે જાતની માગણી કરે છે. ત્યારે એક કલ્પના એ મૂકાઈ છે કે "કપિલા દાસી" સ્વહસ્તે દાન કરે તો? રાજાએ કપિલાદાસીને બોલાવી પોતાના ભંડારમાંથી દાન આપવા કહ્યું પણ દાસી કહે હું શાની દાન આપું! ધન પ્રજાનું છે. છતાં તમે માનો તો તમારુ છે. હું એ કેમ આપુ? મારા પરસેવાથી મે રળેલુ હોય તોજ આપી શકાય? રાજા કહે— "પણ હુ હુકમ કરુ છું કે તું દે!" પણ કપિલા કહે ના! હું દાતા ન બની શકું. કારણ કે હુ માલિક નથી. છેવટે રાજાએ તેને હાથે ચાટવો બાંધી બળ જબરીથી અપાવ્યું. છતાં દાસી દાન આપતી જાય અને બોલતી જાય. "હું નથી દેતી રાજાનો ચાટવો દે છે. કેટલી તેની નીતિમત્તા! ત્યારે આપણે તો અનીતિજન્ય ધન પણ નથી દૂર કરી શકતા. શરમથી કોઈ દેવડાવે તો દઈએ છીએ. આ ધન કોનું છે? તેનો વિચાર કરીએ તો! બીજાના ધનનું દાન કરવામાં આપણને મદ કેમ આવે?

લખનૌના નવાબ દાન આપતાં ખરેજ લજાતા હતા. તેમને એકદા પૂછ્યું—

"કહાંસે સીખે શેખજી ઐસી દેના દેન;
જ્યોં જ્યોં નીચા કર કરો, ત્યોં ત્યોં નીચાં હાશો નૈન"

અર્થઃ—ઓ શેખ! આવું દાન દેતાં તમે ક્યાંથી શીખ્યા? તમે જેમ જેમ હાથ નીચા કરો છો—અર્થાત્ જેમ જેમ દાન આપો છો, તેમ તેમ આંખો નીચી કેમ કરી દો છો? અર્થાત્ દાન દેતાં દેતાં લાજતા કેમ લાગો છો? ત્યારે તેમણે જવાબ આપ્યો કે—

"દેને વાલા ઓર હૈ ભેજત હૈ દીન રૈન; લોગ નામ હમરો કહે તાતે નીચે નૈન."

અર્થ—દેવાવાળો બીજો છે. (અર્થાત્ કર્મનો મહાનિયમ કિંવા ભગવાન છે, કે જે દિવસ અને

આનો તો આપણને સૌને અનુભવ છેજ. જ્યારે રાજ્યનો કે સમાજનો નોકર બને ત્યારે તેના કાર્યમાં અંતઃકરણ ભળતું નથી. માટે "માલિકી હક્ક મર્યાદા" વ્રતની દષ્ટિમાં આ એક મહત્વની વિશેષતા છે. બીજું વ્યક્તિગત ટ્રસ્ટીપણામાં વ્યવસ્થાર્થે નવો સ્ટાફ ઉમેરવો પડતો નથી. કામ પણ સ્વેચ્છાએ ફાળે પડતું આવી જાય છે. એટલે ઈંસાનુંસી થતી નથી. અને સૌની સ્વતંત્રતા જળવાઈ રહે છે, અને વિકાસની સૌને સ્વતંત્ર તક મળે છે. અહીં ધન સંચયકારમાં પણ કળા, ઉત્સાહ, કાળજી વગેરેને સારી પેઠે અવકાશ છે. સાધન એટલે નગદ નાણુંજ નહિ પણ રાષ્ટ્રની માનવતાને ઉચીત જરૂરિયાતો. આમ ઘણા ફાયદાઓ છે. રાજ્યસત્તાના સમાજવાદમાં કાંતો ફરજિયાત કામ કરવાનું ને કાંતો આળસને તક મળવાનું સંભવિત છે. ઉપરાંત ફાયદા પણ સમાજલક્ષી કરવા પડે છે. એટલે વ્યક્તિગત વિકાસ ભયમાં છે.

## આ માર્ગમાં શું કરવાનું?

સૌ સૌને પોતપોતાના કર્તવ્ય સમજાવવાનાં છે. શોષકને અશોષક બનાવવાનો છે. શોષિતને અશોષિત બનાવવાનો અને અમલદારને સેવક બનાવવાનો છે. પ્રજાને સેવ્ય બનાવવાની છે. **ઉપાય ? (૧)** પાપનું ધન કાઢી નાખી નીતિથી કમાવાનું શરૂ કરવું જોઈએ. નીતિમય ધંધો એટલે દેશને કે વિશ્વને આંચ ન આવે તેવો ધંધો, સુયોગ્ય નફાવાળો ધંધો અને સંયમલક્ષી ચીજનો ધંધો. નીતિમય શિક્ષણ એટલે સંસ્કારિતા વર્ધક શિક્ષણ. આ દષ્ટિ જાળવવા માટે ખૂબ ક્રાન્તિના પ્રયોગો કરવા જોઈશે પણ ક્રાન્તિ પાછળ હિંસક બળ નહિ, પરંતુ અહિંસક પીઠબળ હશે

**આવા સમાજમાં**—જમીનદારો એટલે જમીનના માલિકો બેસીને હુકમો કરનાર નહિ રહે. તેમને પણ નીતિમય જીવન દષ્ટિવાળો શારીરિક, માનસિક શ્રમ કરવો પડશે. પણ તે સ્વેચ્છાએજ હશે! રશિયાના કરતાં હિન્દમાં આ પ્રયોગની સફળતા વહેલી થાય તેમ છે. સમય લાંબો જશે તેમ ધારી કોઈ હિમ્મત ન હારે. સરવાળે સમય ઓછોજ જવાનો છે, અને આ પ્રયોગમાં જરાએ અસફળતાનો સંભવ નથી. આ હિન્દનો પ્રયોગ રશિયાને પણ પ્રેરણાપ્રદ—નીવડશે. અલબત્ત આ પ્રયોગમાં યંત્રોનો અંકુશ અનિવાર્ય છે. પણ તેથી માનવશ્રમ વધવાનો નથી. માનો કે વધે તો પણ વહેંચાઈ જવાને કારણે રસમયતા એકતા અને ઉત્સાહ વધવાના છે. શ્રમ બુદ્ધિ અને ધન, ધર્મના ઝંડા નીચે એકમેળરૂપે રહેવાનાં છે. જેમ ગામતળાવનું પાણી પુષ્કળ મળવાથી કોઈ સંગ્રહ કરતો નથી. એક સાથે ભેગું પાણી કોઈ નથી ઈચ્છતો. કારણકે જ્યારે જોઈએ ત્યારે મળે છે. તેજરીતે ધનનો એક ઠેકાણે સંચય છે. પણ જરુર પડયે તે મળવાનો છે. તો એકઠો કરી ગણવા કોઈ તત્પર નહિ થાય. જે થશે તે સેવાભાવી જ ગણાશે. આ દષ્ટિએ અર્ગોઉ ધનિકને શ્રેષ્ઠ કહેવામાં આવતો જો એ સંતોષ ના રાખતાં પાણી નહિ મળે એ તૃષ્ણાથી બારમાસનું એક સાથે લેવા ધારશે તો તળાવ પણ કદાચ ફુટવાનુંજ છે અને ઝગડા થવાના છે. તેવુંજ આજે ધનનું છે આથી હવે ધનની પ્રતિષ્ઠા ધર્મથી ગૌણ બનવી જોઈએ એમ થવાથી કળા, વિજ્ઞાન, ઘરગથ્થુ ઉદ્યોગો વગેરે ખીલશે. સમાજ નવપલ્લવિત થશે, અને સંયમની દષ્ટિ ઉઘડશે. **તેન ત્યક્તેન ભુંજીથાઃ** ત્યાગ પૂર્વક ભોગવ. તપ

(૩) શ્રમ સાથે જ્ઞાનની પૂર્તિ
(૪) જુદા જુદા ધંધાઓનો અભ્યાસ
(૫) પ્રાચીન હિંદના ધંધાઓમાં ધર્મદૃષ્ટિ
(૬) જૈનસૂત્રોનાં પ્રમાણ [ કર્માદાન ]
(૭) યંત્રો અને ગૃહોદ્યોગો, ગ્રામોદ્યોગો, તથા રાષ્ટ્રોદ્યોગો
(૮) મૂડી અને શ્રમ

## વ્યાજત્યાગ

### ( મુખ્ય મુદ્દાઓ )

(૯) વ્યાજની પાછળ વ્યક્તિગત સંગ્રહખોરીનું તત્વ
(૧૦) તેનાં અનિષ્ટ પરિણામો
(૧૧) ઈસ્લામ અને વ્યાજત્યાગ
(૧૨) આજની દશામાં શું ?

## વ્યવસાય મર્યાદા—વ્યાજત્યાગ ( સોળમું પ્રવચન )

વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગનાં માતાઓ અને ભાઈઓ !

માલિકીહક્ક મર્યાદાના પ્રવચન પછી આજે વ્યવસાય મર્યાદા અને વ્યાજત્યાગ એ બે મુદ્દાઓ લઈને આ પ્રવચનનો વિષય રજૂ કરીશ. સાધનમાં શરીર અને તેને લગતી જરુરિયાતો માટે સંચય કરવો પડે તો કઇ દૃષ્ટિએ અને કેટલો કરવો તે વાતો વિચારાઈ ગઇ. હવે તે " કેવી જાતની આજીવિકાથી મેળવવું ? એટલેકે કેવી જાતનો ધંધો કરું કે જે પ્રમાણિક કહેવાય "! તે પ્રશ્ન થાય છે.

### વ્યવસાયના અર્થો

વ્યવસાયના બે અર્થ થાય છે. ગીતાની ભાષામાં તેને નિશ્ચય કહેવાય છે. અહીં તો વ્યવસાય એટલે ધંધો એ અર્થ લેવાનો છે. જો કે સરવાળે તો બન્ને અર્થો કામના જ છે. કારણકે ધંધામાં પણ નિશ્ચય બળ નહિ હોય તો શિથિલતા આવશે. એટલે પ્રથમ સૌએ પોતપોતાની મનોભૂમિકા નક્કી કરવી જોઈએ. આજે તો ધંધો એ રૂઢિ થઇ ગઇ છે. આપણે શું કરવું તેનો પણ ખ્યાલ નથી. પૂર્વે વર્ણાશ્રમની પાછળ કર્મ અને ગુણને આધારે કાર્ય કરવાની મતલબે વ્યવસાય મર્યાદાની દૃષ્ટિ હતી. જેનામાં જે ગુણોની ભૂમિકા હોય તેને તે પ્રમાણે વ્યવસાયોની સગવડતા મળતી. સંરક્ષણનું કાર્ય કરે તે ક્ષત્રિય. ભણે ભણાવે તે બ્રાહ્મણ. વાણિજ્ય ખેતીને ગોસેવા કરે તે વૈશ્ય; સેવાનું કાર્ય કરે તે શુદ્ર. આ રીતે પોતપોતાના વ્યવસાયોમાં સૌ મસગુલ રહેતા. બ્રાહ્મણ અને ક્ષત્રિયો માટે ગુણની વિશેષતા જરુરી હતી. વૈશ્ય અને શુદ્ર માટે કર્મકૌશલ જરુરી હતું. વળી પરસ્પરની ગુણકર્મની આપલેથી આત્મૈક્ય જળવાતું. આજે તે.

નથી. કદાચ વાણીથી મૌન કે કાયાથી અડોલ રહી શકાય. પ્રાણને પણ રુંધી શકાય, પણ મનતો ચાલ્યાજ કરે છે અને માનસિક વેપારથી તો એવાં કર્મ બંધાય છે કે જેમની કલ્પના પણ કંપાવી મૂકે.

ઉદાહરણ:—

સમુદ્રની અંદર મોટા મચ્છ થાય છે. તેની પાંપણમાં એક તંદુલિયો મચ્છ નામનું નાનું જલચર પ્રાણી રહે છે. આ મોટો મચ્છ કેટલાય નાનાં મોટાં જંતુઓને પોતાના મોઢામાં આવે તેમ ભક્ષ તરીકે લઇ લે છે. છતાં કેટલાંક નીકળી પણ જાય છે. આ જોઈ તંદુલિયા મચ્છને અદેખાઈ આવે છે અને માનસિક વિકલ્પ કરે છે કે "જો હું આવડો મોટો મચ્છ હોઉં તો એકેમને જીવતું જવા ન દઉં" (મતલબ કે બધાનો ભક્ષ કરી લઉં). આ તેનો માનસિક વિકલ્પ! કાયિક અને વાચિક શક્તિ તો ન હતી, પરંતુ આ માનસિક વિકલ્પ માત્રને લીધે તેની અધોગતિ થાય છે.

ઉદાહરણ બીજું

જ્યારે મહાવીર સ્વામી પોતાના શિષ્ય સમુદાય સાથે રાજગૃહી નગરીના ઉદ્યાનમાં વિરાજતા હતા. ત્યારે રાજા બિંબિસાર (શ્રેણિક) પોતાનાં નાગરિકો અને સૈન્ય સહિત આવવા નીકળે છે. દૂરથી પગપાળા ચાલવા માંડે છે. ઉદ્યાનના આ રસ્તામાં મહાવીર સ્વામીના શિષ્યોને જોતાજોતા ચાલે છે. ત્યાં એક પ્રસન્નચંદ્ર રાજર્ષિને ખૂબ ધ્યાનમાં એકાગ્રતામાં-જોઈ ખૂબ આનંદ પામે છે. બીજા સાધુઓ પૈકી તો કોઈ સ્વાધ્યાય કરતા હતા. કોઈ ચર્ચા કરતા હતા. કોઈ પુસ્તક વાંચતા હતા. પણ આ તો અડોલ ધ્યાનમાં દેખાતા હતા. શ્રેણિક મહારાજાના મન પર એની બહુ સુંદર છાપ પડી અને ખૂબ પ્રેમભાવ ઉપજ્યો. તેમની પાછળ સેનાપતીઓ ચાલ્યા આવે છે. તેમાંના કોઈએ આ રાજર્ષિને જોઇ તેના સાથીને કહ્યું:—ઓળખો છો-આને? આ પ્રસન્નચંદ્ર! લ્યો છોકરાને કારભાર સોંપી સાધુ થઇ નીકળી ગયા. એને ખબર પણ ક્યાં છે કે પોતાની નગરીને શત્રુઓએ ઘેરો ઘાલ્યો છે અને તે પડુંપડું થઇ રહી છે. મુનિએ આ સાંભળ્યું. અને એ ભાન ભૂલ્યા. પુત્ર પરની, નગરી પરની, આસક્તિને લીધે વિકલ્પોનું જોર વધ્યું; અને તે સુધ્યાનમાંથી-દુર્ધ્યાન તરફ વળ્યા. મનમાંને મનમાં તેનો જીવ નગરીની બહાર જ્યાં શત્રુની સેના પડી હતી ત્યાં પહોંચી ગયો. લડાઈ જોર પૂર્વક ચાલી. શસ્ત્રો ખૂટ્યાં. હવે તે બથંબથા આવી ગયા. શત્રુ સાથે આમ હાથો હાથ આવતાં હવે કારી ન રહી એટલે માથે હાથ મૂકયો. હાથ મૂકતાં ટોપ નહિ પણ મૂંડણ હતું. તેનું ભાન થતાં સાધુનું જીવન તરત યાદ આવ્યું. હિંસા અને આસક્તિના અદિાલનથી ખૂબ પશ્ચાતાપ થયો અને સુમાર્ગે વળ્યા. પ્રસન્નચંદ્ર જ્યારે આસક્તિમય ધ્યાનમાં હતા ત્યારે શ્રેણિકે પ્રભુ મહાવીરને પૂછ્યું કે પ્રસન્નચંદ્ર ધ્યાની આ ટાણે કાલધર્મ પામે તો શી ગતિ થાય? પ્રભુએ જવાબ આપ્યો "નરક"ની. આ સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો. ફરી પૂછ્યું પ્રભુ! આ મુનિ અત્યારે કાલ ધર્મ પામે તો તેની શી ગતિ થાય? આટાણે પ્રસન્નચંદ્રનું મન પાછું વળ્યું હતું. એટલે પ્રભુએ જવાબ વાળ્યો "સુગતિ." કારણકે "**मनः एव मनुष्याणाम् कारणं बंधमोक्षयोः॥**" મન એજ બંધ મોક્ષ સુખદુઃખનું મૂળ કારણ છે. આ વાત શ્રેણિકને મહાવીરે સમજાવી.

તથા દેશને ભારરુપ બને છે. આવી સમજણ એનું નામ સાચું જ્ઞાન.

### શ્રમમાં જ્ઞાનની પૂર્તિ:—

માટે શ્રમ-વ્યવસાય-કર્તવ્ય કર્મ—એને આચરવાની જરુર છે. માત્ર તેમાં જ્ઞાનની પૂર્તિ થવી જોઈએ. અને તે નીતિમય અથવા પ્રમાણિક હોવો જોઈએ. પ્રમાણિક વ્યવસાયની રૂપરેખા આ મુજબ છે.

### નીતિમય કે પ્રમાણિક ધંધાની રૂપરેખા :—

નીતિમય કે પ્રમાણિક ધંધાની ઓળખાણ ટૂંકમાં આ છ કસોટીએ થાય.

(૧) આપણો ધંધો આપણા બીજા ભાઈઓની રોજીપર તરાપ મારનારો તો નથી ને ? આ પહેલી કસોટીને કસતાં યંત્રવાદ પર અંકુશ મૂકવોજ પડે. કારણ કે જ્યા રાજ્યસત્તાશ્રિત સમાજવાદ હોય છે, તેવા રશિયામાં પણ જો યંત્રો રાજ્યમાલિકીનાં હોય તો રશિયાની રોજી ચાલે. પણ-યંત્રોદ્વારા જે મહાન ઉત્પાદન થાય તેને માટે બીજા રાષ્ટ્રનાં બજાર જોવાં પડે. સરવાળે કોઈને કોઈ ઉપર તે બોજા રૂપ બનીજ રહે. એટલે યંત્રોને ન છૂટકે જ સ્થાન હોય અને તે પણ એવાં યંત્રો કે જે ઘરગથ્થુ ઉદ્યોગની પૂર્તિ કરે. સીવણસંચો, સાઈકલ, ઘડિયાળ વગેરેની જરુરિયાત સ્વીકારીએ તો એ યંત્રો ન છૂટકાનાં ગણી શકાય.

(૨) બીજી કસોટી એ કે તે ધંધો વિકૃત વિલાસી ચીજોનો કે કુવ્યસનોનો પોષક ન હોય. વિકૃત વિલાસમાં કૃત્રિમ ટાપટીપનાં સાધનો—જેવાં કે કૃત્રિમ હેરઓઇલ, લિપસ્ટિક વગેરે ગણાવી શકાય. કુવ્યસનો પૈકી મોટાં વ્યસનોમાં દારુ, તાડી, શિકારનાં સાધનો, કતલખાનું, વેશ્યાવાડો, જુગાર, રેઈસ, સટ્ટો, લોટરી, વગેરે. તથા નાનાં કુવ્યસનોમાં ચા, બીડી, વગેરે. આજની ઢબે ચાલતાં નાટક સિનેમાનો પણ હું આમાં સમાવેશ કરું છું.

(૩) ધંધો રાષ્ટ્રોપયોગી હોય. દા૦ ત૦ અનાજ, દૂધ, શાકભાજી, પોશાક, લાકડાં, કાગળ, વગેરેને લગતો. તથા દૂર દેશાવરોથી દેશને ખૂટતી ચીજો—લાવવાને લગતો વગેરે.

(૪) એ ધંધો બીજા દેશોને બાધક ન હોય એટલે કે પોતાના દેશને સાધક-હોવા ઉપરાંત તે બીજા દેશપર ભારણ રૂપ ન હોય. બીજા દેશની ઉપયોગી ચીજ આપણા દેશને માટે ભાવની લાલચ કે સત્તાદ્વારા ઘસડી લાવીએ, કિંવા આપણે પૈસાની લાલચે બીજા દેશમાં વિલાસવર્ધક ચીજો પૂરી પાડીએ. દા૦ ત૦ બ્રીટનવાસીઓ એ આ બન્ને આખતોમાં હિન્દ પર એવું કર્યું છે. એનાં પ્રમાણો પુષ્કળ છે.-એવું પ્રમાણિક ધંધાર્થીથી ન થાય.

(૫) ધંધામાં નફાનું ધોરણ વ્યાજબી જ હોય દા૦ ત૦ અરબસ્તાન ભૂમીના સાધુ સરરીના પૂર્વ જીવન પ્રસંગમાં એક વાત એવી છે કે એમણે "૬૦"ના ભાવે (ત્યાં દીનારનો સિક્કો પ્રચલિત છે) ખરીદેલી બદામના દલાલે "૮૦" એ આપવાનો સોદો કર્યો ને સરરીને વાત કરી. સરરી કહે "મારે તો-જોઈએ-નહીં

હોવી ઘટે. અને પુરુષોએ એમની સ્વતંત્રતા માન્ય રાખવી ઘટે.

સમાજસેવાનું ક્ષેત્ર શુદ્ર મહાજનોએ માથે લીધું અને તેમની ખાવાપીવાની વ્યવસ્થા સમાજે માથે લીધી. પણ સમયાનુસાર પરિસ્થિતિ બદલાઈ છે. માટે પરિવર્તન જરુરી છે. શુદ્રોના દીકરા કાંઈ તેજ રહેતા નથી. જન્મગત વસ્તુને હવે ભૂલવી જોઈએ.

શ્રમની સાથે જ્ઞાન પૂરક તરીકે લેવું જોઇએ. ઝાડુ કાઢતી વખતે જ્ઞાનથી વિચાર કરવામાં નહિ આવે તો પવન કઈ દિશામાંથી આવે છે, કઈ બાજુ ઉડશે, તે ખબર નહિ પડે..''समत्वंयोग उच्यते''અને ''योगःकर्म सुकौशलम्''—મતલબકે એકેએક ક્રિયામાં જ્ઞાન અને કુશળતા જોઇશે. શ્રમની સાથે જ્ઞાનની પૂરવણી તૂટી એટલે બે ભાગ પડી ગયા. નહિ તો જેને હડધૂત કરવામા આવે છે તે મહેતર (ઢેડ) એટલે મહત્તર અને ભંગી એટલે રષ–રુખિ–ઋષિ–કહેવાય છે. તેમની આ સ્થિતિ ન હોત.

શરીરની કલ્પના કરીએ તો માથુંએ બ્રાહ્મણ, હાથ એ ક્ષત્રિય, ધડ એ વૈસ્ય, અને પગ એ શુદ્ર. એ ચારે વર્ણના એક પણ વર્ણને અનુસંધાન ન રહે તો બાકીનાં નકામાં થઈ જવાનાં. ફરીફરીને એજ તાળો મળે છે કે એકજ વસ્ત્રના માનવજાતના ચાર છેડા છે. અગાઉ કહ્યું તેમ માલિકીહક્ક ઉપર અમુક અંકુશ મૂકતાં ધંધાની મર્યાદા પણ સૂઝે છે. સૌ ધંધાદારીને પોતપોતાની જવાબદારી સમજાય છે. આથી બૌદ્ધિકને શ્રમની તાલીમ અને કાયિક શ્રમવાળાને બૌદ્ધિક તાલીમ મળી રહીને આ અસમાનતા તૂટે છે. આજે તો સરસ તક છે. કારણકે વ્યક્તિગત 'મૂડી સંચય અને અસમાનતા તૂટવી જોઇએ''નો અવાજ વિશ્વમાં ફેલાઈ રહ્યો છે. એટલે આ રીત આપણે જો શ્રદ્ધામાં અને વર્તનમાં મૂકીશું તો આપણે થોડાજ સમયમાં મહાન અભ્યુદય કરી શકીશું.

## જુઓ પ્રાચીન હિંદના ધંધાઓમાં ધર્મદૃષ્ટિ

પ્રાચીન લગ્ન ક્રિયામાં કેટલી ભાવના પૂરાયેલી છે. સામાન્ય રીતે એનો ખ્યાલ પણ ન આવે. લગ્નમાં માંડવા નખાય છે, ત્યારે પ્રજાપતિની પહેલી જરુર પડે છે. સુતારની જરુર પડે અને સાસુ વરઘોડીયાંને પોંખવા જાય છે ત્યારે કેવી કેવી વસ્તુઓ બતાવે છે. આની પાછળ આર્યશાસ્ત્રોએ કેટલી વિશાળ કલ્પના આપી છે! સુતરનું કોકડું, વલોણું, વગેરેનો ભાવાર્થ—ગોસેના ગૂચ ઉકેલવાની આવડત, સ્વાવલંબનની ભાવના વગેરે એની પાછળ રહ્યાં છે. આવે વખતે કોકડું ઉકેલવું એ મનની સ્વસ્થતાની પણ કસોટી છે ઉપરાંત પ્રાચીનકાળે જે ૬૪ ને ૭૨ કળાઓ હતી તેમાં પાકશાસ્ત્ર, તરવાની, લેખનની, સંગીતની, એમ અનેકવિધ કળાઓ બાળક બાળિકાઓને શીખવવાનો ઉલ્લેખ જૈનશાસ્ત્રોમાં ખૂબ આવે છે.

ગૃહસ્થાશ્રમનો બોજો ઉપાડી શકે તેવી યોગ્યતા વિનાનાને તો ગોર પરણાવી પણ કેમ શકે! ગોર એટલે ગુરુ. તેના ઉપરનો મહાન જવાબદારી છે, આમ દરેકના ધંધા પાછળ જવાબદારીનું સક્રિય ભાન હતું હિંદના ધંધાદારીઓનાં નામો પણ કેવાં! કુંભારને પ્રજાપતિ કહેવાય છે. તે પ્રજાનાં પતિ કેમ નહિ! સર્વથી

થતો નથી. અને ઉચિત શ્રમ એ બોજો નહિ પણ કુદરતની મોજ છે. એ કહેવાઈ ચૂક્યું છે.—વ્યક્તિગત મૂડીવાદને યંત્રોદ્વારા ટેકો મળ્યો છે. એમ તો જયપ્રકાશનારાયણ જેવા પણ સ્વીકારે છે.

કદાચ રાજસત્તાવાળા સમાજવાદથી વ્યકિતગત મૂડીવાદ જાય અને બીજા ૯૮ હજારને ભૂખમરે ન મરવું પડે. પણ શ્રમજન્ય મોજનો ખોવાયજ ના ? વળી યંત્રવાળા દેશને એટલું-ઉત્પાદન કરવું પડે છે કે બીજા દેશના બજારોમાં માલ ખપાવવાની ભાંજગડ ઉભીજ રહે. આને પરિણામે આજનાં વિશ્વયુદ્ધ એવકાયજ તે દેખીતું છે. વળી ઓછા શ્રમે જરુરિયાતો પૂરી પડે એટલે આળસ વિલાસ અને તજ્જન્ય શરીર રોગો પણ વધે વળી સાથે સાથે પરસ્પરાશ્રિત શ્રમ કરવાથી જે બંધુત્વ-વાળો સ્નેહ ખીલે છે તે પણ ન ખીલે. એટલે સરવાળે જેમ રાજ્યસત્તાવાળા સમાજવાદમાં "માલિકીહક્ક મર્યાદા" વાળા લેખ માંનું નુકશાન કહ્યું છે, તેમ અહીં મહાયંત્રવાદમાં પણ નુકશાન છે-જ ! આ દૃષ્ટિએ યંત્રવાદ પર અંકુશ રહેવો જોઈએ જૈનસૂત્ર દૃષ્ટિમાં પણ આ અર્થ લેવાવો ઘટે.

### યંત્રો અને ઘરગથ્થુ ઉદ્યોગો

ઘાણી જાય તો કેટલાં કુંટુબો ભૂખમરાથી પીડાય. મોટર-રેલ્વેગાડીને લીધે બળદગાડાં કે જે એનીના કામથી નવરાશના વખતમાં ચાલતાં. તે બંધ થવાથી કેટલું નુકશાન થયું છે ? ઈલેકટ્રીક (ઉઘાડાદીવા) થતાં અમર્યાદ ઉપયોગને લીધે ઉજાગરા અને આંખને નુકશાન કેટલાં થયાં છે. જોકે સિનેમાએ પણ અસ્માવૃદ્ધિમાં હિસ્સો તો નોધાવ્યો જ છે.

પાટણનાં પટોળાં, જામનગરનું ખત્રીકામ, કાઠિયાવાડના માન્ચેસ્ટર રૂપ બગસરાનું સુતર, ગામ વણકરોના દેશી વણાટ કાર્ય વગેરે પર પણ મિલોએ કેવી તરાપ મારી છે ? જીનોએ ચર્ખા પર કેવો ત્રાસ ગુજાર્યો છે ? તેમાં મૂડીની - દૃષ્ટિએ પણ કેટલું રોકાણ થાય છે ? આ બધું ઉંડાણથી જોનારને—સમજી શકારો યંત્રવાદના અનિષ્ટો અને ઘરગથ્થુ ઉદ્યોગોની ઈષ્ટતા કેટલી છે ! છતાં જગતનુ આજનું તંત્ર જોતાં યંત્રો સમુળગાં જાય એ અશક્ય લાગે તો પણ એની પરવા નથી. આપણી યંત્રવાદની નિષ્ઠા તો જવીજ જોઈએ ! યંત્રવાદથી રોગ કેટલા વધ્યા છે ? માત્ર એક ઘંટીનીજ વાત લઈએ, તો જ્યાં જ્યાં સંચો છે, ત્યાં ત્યાં દરેક જણ સંચે દળાવે છે. કોઈ દલીલ ખાતર એમ કહે કે દળતાં જેટલી વાર લાગે તેટલામાં તો ઘું ઘણું કમાઉં ! પણ પૈસાની કમાણી એ ગણત્રીજ ખોટી છે. કેટલીકવાર તો સમય પણ પારાવાર જાય છે એટલે આર્થિક નુકસાન પણ થાય છે જ. છતાં માનીએ કે આર્થિક લાભ થતો હોય તો પણ તેમાં નુકસાન કેટલું છે તે વિચારો. એક તો લોટમાં જે સ્ટાર્ચ આવે છે તે બધું જાય એટલે કે સત્વ ન રહે, મીઠાશ ન રહે, પચતાં મુશ્કેલી પડે, અને પરાવલંબી બનવું પડે. ઉપરાંત બીમેનો આ ગૃહઉદ્યોગથી જે કસરત મળવી જોઈએ તે ન મળતાં માંદગી વધે. ખરી રીતે આ ગૃહઉદ્યોગ આર્થિક રીતે પણ લાભ-પ્રદ છે જ. કારણકે પ્રાતઃકાળે વહેલા ઉઠી દળતાં પ્રભુનાં ભજનનો રસ ચાખતાં એ મહેનત થઈ જાય. એટલે પ્રભુના નામનો ખોરાક મળે અને બચતના સમયમાંજ કામ થાય. એટલે આહ્લાદ અને ઉલ્લાસ

માનવીને ગામડાનો માણસ કેટલા આદર ભાવથી સત્કારે છે. પ્રેમથી જમાડે અને અર્ધો અર્ધો થઇ જાય છતાં જ્યારે તેજ ગામડિયો શહેરમાં આ ભાઇને ત્યાં જાય ત્યારે વાત શુદ્ધાં ન કરે અને ઉલટો તમો ગામડિયા કાંઈ ન સમજો કહી ધિક્કારી કાઢે! આમાં ખરો સમજુ કોણ? ગામડિયો કે શહેરી?

ગાંધીજીની રેંટિયા પ્રવૃત્તિ પાછળ શ્રમના મૂલ્યાંકન વધારવાનો જ મુખ્ય આશય હું તારવું છું. ગરીબોની રોટી ગ્રામોદ્યોગ, રાષ્ટ્રોદ્યોગ, યંત્રવિરોધ, વિદેશી સત્તાની સામે અહિંસક બળવો વગેરે કરતાં મને ઉપલો આશય વધારે મહત્વનો લાગે છે. જાતમહેનતનો વિશાળ અર્થ-જવાબદારીનું સક્રિય ભાન એટલો લેવાય એટલે સૌને મન સાદા વ્યવસાયની કિંમત થશે, અને એમ થતાં જ શ્રમજીવીનો બોજ ઘટશે અને ગામડાનું મૂલ્ય વધશે. હવે હું વ્યાજત્યાગ વિષે કહું:—

### વ્યાજત્યાગ

'વ્યાજત્યાગ' એ યૌવન પુસ્તકમાં તો એક સ્વતંત્ર વ્રત તરીકે રખાયું છે અને ત્યાં વ્યવસાય મર્યાદાવ્રત સ્વતંત્ર નથી લીધું. પણ આ વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગમાં વ્યવસાય મર્યાદાના પેટામાં આ હવે વિભાગ તરીકે મૂક્યું છે. જો "માલિકી હક્ક મર્યાદા વ્રત" પૂરતી રીતે પળાયતો 'વ્યવસાય મર્યાદા" અને "વ્યાજત્યાગ" બન્ને એમાં સમાઇ જાય છે. જે જ્ઞાન પૂર્વક માલિકી હક્ક છોડશે તે કદીજ વ્યવસાય નહિ કરતો લાગે તો પણ તેનામાં જવાબદારીનું સક્રિય ભાન હોઇને તે મહાન વ્યવસાયી હશે જ. એનો મહાન વ્યવસાય એવા પ્રકારનો હશે કે જે બીજા કોઇ શ્રમજીવીઓ તેની ખોટ નહિ પૂરી કરી શકે. આ અર્થમાંજ હું શ્રમણ શબ્દ મૂકું છું જૈન શ્રમણોને સ્વાશ્રયી રહેવા માટે તો શ્રમ અનીવાર્ય છે. પણ તે દેખીતો ધધો ન કરે તો પણ ચાલી શકે છે. બ્રાહ્મણ પણ ખેતી કે તેવો ધંધો ન કરે તો ચાલી શકે છે. પણ તે શ્રમણ અને બ્રાહ્મણ સંસ્કાર પૂર્તિનો ધધો ન કરે તો કદી ન ચાલી શકે. આજે તો લગભગ બન્નેએ બન્ને ખોયાં છે, તેમ કહેવામાં હું કદીજ અન્યાય નથી કરતો. માટે જ "કામ કરે તે ખાય" એ સૂત્ર ઉભું થયું છે અને તે દ્રષ્ટિએ યથાર્થજ છે. સંસ્કાર-પૂર્તિનો ધંધો તો ખડતલ ચારિત્ર માગે છે. તે ન હોય તો તેણે કામ ધધો સ્વીકારવો, પણ સ્વપર (પોતાનું અને જગતનું) બેયનું બગાડવું સારું નહિ. અને ખડતલ ચારિત્ર વિના માલિકી હક્ક સંપૂર્ણ ત્યજાશે પણ નહિજ. પછી તો પુત્ર-પુત્રી મોહને બદલે શિષ્ય-શિષ્યા મોહ અને ઘરને બદલે મઠ કે ઉપાશ્રય એવું એવુ આવીજ જાય એ દેખીતું છે. માટે જ માલિકી હક્ક સંપૂર્ણ ન તજાય તો તેના પર મર્યાદા રાખવી એ વાત કહેવાઇ ગઇ. પણ મર્યાદા રાખ્યા પછી અને નીતિમય વ્યવસાય સ્વીકાર્યા પછી પણ જે ધન સંગ્રહ થયો હોય તેનું વ્યાજ લેવાય કે નહિ તે પ્રશ્ન ઉભો થાય છે. ખરી રીતે નજ લેવાય એમ એનો જવાબ છે.

### વ્યાજની પાછળ વ્યક્તિગત સંગ્રહખોરીનું તત્વ

વ્યાજની રીતિ એ સંગ્રહજન્ય અનિષ્ટોનું ભયંકર પરિણામ છે. તમારી પાસે એક વસ્તુ તમોને જોઇએ તે કરતાં વધુ છે. તમારા બન્ધુની પાસે એ નથી, તો એ આપવી એતો માનવતાની નાતે તમારી

તેને બદલે તેમના મોટા પુત્ર તો સારી પેરે વ્યવસાયી રહ્યા એનું કારણ મને તેમના વ્યાજત્યાગનું વર્તન લાગ્યુ છે વ્યાજખોર લોકોના બાળકો ભાગ્યેજ શ્રમજીવી બને છે અને શ્રમજીવી પણાના સમૂળા અભાવને લીધે તેઓની શકિત કુમાર્ગેજ વળી જતી હોય છે

આથી વ્યકિતગત, સામાજિક અને રાષ્ટ્રીય એમ અનેકવિધ ભયંકર નુકશાન થાય જ છે જ્યારે વ્યાજત્યાગને લીધે મન વ્યવસાયમા જોડાઇને નવરાં મન-કાયા જે અનર્થ કરે છે તે અટકી પડે છે જોકે વ્યવસાયમાં પણ જ્ઞાન તો ભળવુ જ જોઇએ એ અગાઉ કહેવાયુ જ છે.

## શાસ્ત્રો અને વ્યાજત્યાગ

"**तेन त्यक्तेन भुञ्जीथाः**"—ત્યાગ પૂર્વક છતાં પણ ભોગ ખાતર નહિ એ ઉપનિષદ્ કહે છે આ સૂત્ર અગાઉ પણ મે ઉચ્ચાર્યુ જ છે ઠાણાંગસૂત્ર કહે છે, **મોટો પરિગ્રહી નરકનો અધિકારી** આવાં શાસ્ત્રો વ્યાજ લેવાની તો કેમ જ છૂટ આપે? જે સમાજ કે દેશને માટે નહિ પણ સ્વાર્થની આસકિત રાખે અને વિલાસ માટે ધન એકઠુ કરે છે, તેને શાસ્ત્રો નરકનો અધિકારી કહે તેમાં શી નવાઈ? આવો માણસ વ્યાજખોર બને તે પણ દેખીતુ જ છે. માટેજ વ્યાજ ત્યાગવુ જોઇએ. ઇસ્લામે વ્યાજત્યાગ ઉપર બહુ ભાર આપ્યો છે છતા પઠાણ બધુઓ આ દીવા જેવી વાત નથી સમજતા અને અનહદ વ્યાજનો સિતમ ગુજારે છે તે દુ:ખની બીના છે જેઓ વ્યાજ નથી લેતા પણ સુખડીના નામે લેછે, તેઓ ભીત ભૂલે છે કેટલાક વેપારીઓ સવાસાત આનાનો એક રૂપિયો વ્યાજ, કોથળી છોડામણ વટાવ વગેરે સામેલ કરીને કરે છે તે હડહડતો અન્યાયજ છે કે બીજુ કંઇ? આવાને ક્યમ કસાઈ કોઈ કહેતો તે વિશેષણ શુ ખોટુ છે?

## આજે હવે શુ કરવુ ઘટે?

ઉછીની પ્રથા સુંદર છે બેન્નુને એક ભાઇ તરીકે ગણી પાક પાકે ત્યારે પૈસા પાછા આપવાની શરતે ઉછીના આપવા લેવા એજ પ્રષ્ટ છે જેમ ઘઉં બાજરો ઉછીનો અપાય તેમ નાણાંનુ સાધન પણ આપવુ જોઈએ તત્કાળ વ્યાજ ઠામુકુ ન તજી શકાય તો પણ તેના ઉપર અંકુશનો મૂકવોજ જોઇએ. નહિ તો સરવાળે સૌને હાનિજ છે. સંપૂર્ણ વ્યાજ ત્યાગીએ પણ જરુર હોય ત્યાં વગર વ્યાજે નાણા તો આપવાંજ ને મકાનો કરાવી કે વેચાતા લઈને ભાડે આપવાની પ્રથા પણ પ્રમાણિક તો નથીજ. મકાન વધુ રખાયજ નહિ અને હોય તો તેનો ઉપયોગ સાર્વજનિકપણે થવો જોઇએ ભાડાનાં અનિષ્ટો પણ ઓછાં નથી આમ વ્યાજત્યાગ તથા ઘરભાડાં, વગુભાડા વગેરેના ત્યાગને લીધે ઘણા અનિષ્ટો ઓછાં થશે શ્રમના મૂલ્ય ની વહેચણી કુદરતી રીતે થવામા વેગ મળશે દુઃખનો અને દ્વન્દ્વો ઓછાં થશે માનવતાને મૂળ વેગ મળશે માટેજ 'વિશ્વવાત્સલ્ય' સાધનામા વ્યાજત્યાગને અગત્યનુ સ્થાન છે

ૐ સર્વત્ર શાંતિ વિસ્તરો

૨૫) રૂ. લેવાની જે તૈયારી કરે છે તે કેવી રીતે સેવા કરી શકે? આથી તો બીજા પર બોજો પાડે છે. આથીજ ભૂખમરો વ્યાપ્યો છે. એક બાજુથી ખૂબ મેળવવું છે, ને બીજી બાજુથી થોડા ટૂકડા ફેંકીને દાનનો સંતોષ અનુભવે છે! અને પોતાને સમાજ સેવક કહેવડાવે છે! થોડા ટૂકડા ફેંકવાથી લોક-સેવકનો અધિકાર પ્રાપ્ત થતો નથી.

શ્રમજીવી રૂપી ઘોડા ઉપરથી દાન આપવા ઈચ્છનારો, કે સેવા કરવા ઈચ્છનારો, સવાર થઈને બેઠા છે. તે ત્યાંથી ઉતરી જાય. તેની પીઠપરથી ઉતરી જાય એજ એની મોટી સેવા છે. આપણા પ્રાચીન હિંદમાં આર્ય-ઋષિમુનિઓએ આ વિષે દીર્ઘદષ્ટિએ વિચાર્યું છે. તેને માટેની યોજનાઓ પણ નક્કી કરવામાં આવી હતી. આજે એ બધું લગભગ ભૂલાઈ જવા પામ્યું છે. તેથીજ વિષમતા ઉભી થઈ છે. હિંદમાં પરાધીનતા બેકારી કે ભૂખમરો હોયજ શી રીતે?

ગાયો રાખનાર ભરવાડ ગાયનું કેટલું દૂધ લેવું? કેટલું પોતા માટે વાપરવું? ને ગાયના બચ્ચાંને માટે કેટલું રાખવું! તે સમજતો હતો. આજે પણ આ સમજવાની જરૂર છે. તેમજ એક વેપારી અનીતિ ન કરતાં નીતિનેજ વેપાર કરે ભલે તેને બહુ નફો ન મળે. એક ખેડૂત બી વાવતાં વિચારે કે આમાંથી ઉગતા અનાજમાં સાધુ, પશુ, પંખી અને માનવજાતનો હિસ્સો છે. આજે તો પરિગ્રહવાદ-માલિકીહક્કનો રોગ મૂળમાં પેસી ગયો છે. આજે એજ ખેડૂત માલિકીહક્કના લોભે પશુ પંખીને ગિલોલથી મારતાં પણ અચકાતો નથી. બધાજ તેમ કરે, તેમાં એકાદ પંખીને ન ઉડાડે તો એને ખેતર પાક ખાલી થવાનો ભય થાય તે દેખીતુ છે. જેમ વેપારીજગતમાં આજે અપ્રમાણિકતાનો અડ્ડો જામવાથી પ્રમાણિક વ્યાપારીને સામાજિક જીવન જીવવામાં મુશ્કેલીઓ આવે છે તેમ. જો કે જૂના વેપારી દુકાન ઉઘાડતી વખતે પણ શું કરે છે? નમસ્કાર કરીને પ્રભુને પ્રાર્થે છે કે, મને સુંદર-બરકત-બુદ્ધિ આપજે. આ બધુ શું સૂચવે છે? બરકત-બુદ્ધિ એટલે શું અનીતિથી રળાવજે? નહિ. એતો એ સૂચવે છે કે હે પ્રભુ! આજના દિવસમાં મારાથી અનીતિ ન થઈ જાય તેવી સારી બુદ્ધિ આપજે.

બરકત વિષે કલાપીએ વર્ણવેલ એક પ્રસંગનું ચિત્ર આપું:—

એક વૃદ્ધમાતા અને તેનો વૃદ્ધપતિ પોતાની ઝૂંપડીમાં શિયાળાની કડકડતી ટાઢીમાં સગડીએ તાપતાં બેઠાં હતાં. ત્યાં એક મુસાફર વેશે ત્યાંનો રાજા ઘોડાપર થાકીને રેબઝેબ થઈને બગીચા પાછળથી નીકળે છે. તેને ભારે તૃષા લાગી છે. ખેતર પાસે આવે છે. ઉભો રહે છે. માતા તેને શેરડીના રસનો પ્યાલો ભરીને પીવા આપે છે. શેરડી એટલી તો રસાળ છે કે કાતળીમાંથીજ પ્યાલો છલકે છે. એ વખતે તેને થાય છે કે આ લોકો બહુ કમાતાં હશે! છતાં પૂછતાં કર ઓછો ભરતાં લાગ્યાં અને તેણે મનમાં સંકલ્પ કર્યો કે "આ લોકોની વીઘોટીમાં વધારો કરું." આમ વિચારમાં ચડી જાય છે અને કહે છે કે બીજો પ્યાલો ભરી આપો. માતા બીજો પ્યાલો ભરવા જાય છે. પરંતુ શેરડીમાથી પ્રથમના

### રાત્રિભોજન ત્યાગ જીવજંતુની દૃષ્ટિએ :—

હવે રાત્રિભોજન ત્યાગ જીવજંતુની હાનિની દૃષ્ટિએ વિચારીએ. કોઈને પણ પૂછો કે ચોમાસાના ગામડાંમાં જ્યારે તે રાત્રે જમવા બેસે છે, ત્યારે તેને કેવી રીતે જમવું એ કોયડો થઈ પડે છે. કારણકે આવા પ્રદેશમાં તો રાત્રે એટલાં જીવજંતુઓ ઉડે છે કે તેમાંનાં ઘણાંખરાં મરે છે. કેટલાંક તો ભોજનમાં પણ આવે છે. ફાનસને લીધે બળે તેની તો વાતજ ન્યારી ! અમુક જીવજંતુઓ તો ખોરાકના રંગનાં હોવાથી ખોરાકમાં ભળે તો પણ ઘણી વાર તેની ખબરજ ન પડે. ખોરાકમાં જીવજંતુના પ્રવેશથી તે જીવજંતુની હાનિ ઉપરાંત બીમારી લાવી શારીરિક હાનિ ઉપજાવે છે. હું ન ભૂલતો હોઉં તો વૈદિક ધર્મીઓ પણ ચતુર્માસમાં રાત્રિભોજન ન કરવાનું વ્રત લે છે અને પાળે છે. કોઈ સ્થળે એવો પણ ઉલ્લેખ આવે છે કે "રાત્રે ખાવું પીવું માંસ લોહી બરાબર છે." પણ આમાં તો અત્યુક્તિ છે. આથી જીવદયાની દૃષ્ટિએ પણ રાત્રિભોજન ત્યાગ ઉપયોગી છે. માટે વિશ્વવત્સલ-સંઘના સભ્યોએ બની શકે તો રાત્રે ખોરાક ટાળવો આવશ્યક છે. **"બની શકે તો"** એ વાક્ય એટલા માટે કે વ્રતમાત્રમાં વિવેક જોઈએ. ન જળવાય તો અનર્થ થાય. દા૦ત૦ વિરમગામથી એક ભાઈએ મને કાગળમાં લખેલ કે "મેં જૈન સાહિત્ય વાંચેલું. તેમાં ઓડકાર, છીંક, ઉંચો નીચો શ્વાસ, વગેરેની કાયોત્સર્ગમાં છૂટ આપવામાં આવી છે. પણ મને લાગ્યું કે તેમાં પણ હિંસાતો છેજ. આથી મેં એ બધું અટકાવવા મહેનત કરી અટકાવ્યું. પણ તે અટકાવવાથી મને દર્દ થયું છે" મતલબકે તેમણે તેમાં વિવેક બુદ્ધિથી વિચાર ન કર્યો. એટલે અલ્પહિંસા ટાળતાં મહા-હિંસા થઈ માટે વિવેક વ્રત માત્રમાં જોઈએ.

### રાત્રિભોજન ત્યાગ આરામની દૃષ્ટિએ:—

રાત્રિભોજન કરવાથી હોજરીપર ભાર લાગે છે. પચાવવાનો પૂરતો સમય મલતો નથી. પરંતુ જો વહેલા જમી લઈએ તો સાંજના કુદરતમય વાતાવરણમાં ફરવાની મઝા આવે હોજરી ઉપર ભાર ન રહે. લીધેલું ભોજન સહેલાઈથી પચાવી શકાય અને રાત્રે ઘસઘસાટ ઉંઘ પણ આવે. આમ આરામની દૃષ્ટિએ પણ રાત્રિભોજન ત્યાગ ઉપયોગી છે.

### રાત્રિભોજન ત્યાગ વૈદકીય દૃષ્ટિએ:—

વૈદકીય દૃષ્ટિએ જોઈશું તો પણ જણાશે કે હોજરીમાં ભારથી જઠરાગ્નિ મંદ પડવાની બૂમ આવે છે. દિવસે તો કદાચ શ્રમ, પ્રકાશ, હવા, વગેરેને લીધે ભારે ખોરાક પચી જાય. પણ રાત્રિનું શું ? રાત્રે પચા-વવાનું લમભગ અશક્ય થઈ પડે છે. કુદરતમાં જોઈશું તો પશુ પંખીઓ કરતાં માનવસૃષ્ટિમાં વધારે દર્દીઓ માલમ પડે છે. આનું કારણ સમજવું મુશ્કેલ નથી દર્દી વધવાનું કારણ ? કુદરતી પ્રકૃતિઓને અક્કડ રતી બનાવી છે તેજ મુખ્ય છે. જઠરનો બોજો અટકાવવા રાત્રિભોજન ત્યાગ વગર બીજો ઈલાજ-ઉપાય નથી.

ઘણા માણસોને એવી ટેવ હોય છે કે રાત્રે મોડા જમે. વાતો ગપાગ હાંકે મોડા સુવે અને મોડા ઉઠે દિવસનો મોટો ભાગ નકામો ખોઈ નાખે છે આની અસર શારીરિક તંદુરસ્તીપર પડ્યા વિના રહેજ

તેનો ઉપયોગ કરવામાં વધુ બળ ક્ષીણ ન કરવું પડે. આમ રાત્રિભોજન ત્યાગથી આધ્યાત્મિક ખોરાક મળી રહે છે. રાત્રે સૂતાં પહેલાં ક્રોધ, માન, માયા, લોભ, વિકાર ને હટાવવાનો સંકલ્પ કરવો. એ દોષોને સુધારી નવું બળ મેળવવાનો પ્રયત્ન કરવો.

પોતાની થયેલી ભૂલોનું પ્રાયશ્ચિત કરી તેવી ભૂલો ન થાય તેવો સંકલ્પ કરવો. આથી આધ્યાત્મિક ખોરાક મળતો રહે તો માણસની જિંદગી રસમય, સંયમમય ને સુખમય જાય અને મૃત્યુને આનંદથી ભેટી શકે. આગળ હિંદદેશની પ્રજા આવીજ વીર હતી. દાની હતી. ભક્ત હતી. આજે આમ નથી એટલે બુદ્ધિ, શરીર અને મનના ઓજથી ઘસાતો જાય હિંદીજન અકાળે ઘરડો થયો છે. મૂવાની આળસે જીવે છે. ૭૦ વર્ષના બુઢ્ઢાને પૂછો કે શું અનુભવ મેળવ્યો ? તો તે વિચારમાંજ પડશે. આમ રાત્રિભોજન ત્યાગ પાછળ ઉપલી અનેક દૃષ્ટિઓ છે. આમ છતાં ખેડૂતોને સૂર્યાસ્ત પહેલાં જમવું ઘણીવાર અશક્ય બને છે. વિશ્વવત્સલ સંઘ સૌને સારૂ છે. અહીંની રાત્રિ એ અમેરિકાનો દિવસ છે. કેટલાક પ્રદેશોજ એવા છે કે જ્યાં આબોહવા અને દિનમાનની દૃષ્ટિએ રાત્રિભોજન વિના ન ચાલે. તો તેવે સ્થળે આ વ્રતમાં યોગ્ય છૂટછાટ ને અવકાશ છે જ.

એકંદરે વિચાર અને સમજણ પૂર્વક જોતાં રાત્રિભોજન ત્યાગ શક્ય હોય તો એ લાભદાયી છે. એની ખાતરી રાખજો. ઘણીવાર આ નાનામાં નાની વસ્તુ બ્રહ્મચર્યને પણ મહાન સહાય રૂપ બને છે. રાત્રિભોજન ત્યાગને લીધે જઠરપર બોજો ન પડવાથી વિકલ્પો કે દુષ્ટ સ્વપ્નાઓ અટકીને વીર્યપાતનાં કારણો ઓછાં થાય છે.

સાંજના વહેલા જમીને પરવારી રાત્રે કુદરતી દૃશ્યો જુએ તો તેની અસરની મનપર ખૂબજ સુંદર છાપ થાય છે. બ્રહ્મચારીને આવું રસદર્શન તાજગી આપનારું બને છે.

### જૈનો અને રાત્રિભોજન ત્યાગ

રાત્રિભોજન ત્યાગ ઉપર જૈનોએ ઉત્કાં કાળમાં વધુમાં વધુ ઝોક આપ્યો છે. ખાસ તો દરેક સાધુ સંન્યાસીઓ માટે રાત્રિભોજન ત્યાગ વ્રતરૂપે સ્થપાયું છે અને તે હજૂ મોટે ભાગે જળવાઈ રહ્યું છે. અલબત્ત જે આચરણ કરે છે, તેનેજ પૂરતો લાભ મળે છે.

### બત્તી અને પરમ વૈજ્ઞાનિક

જગદીશચંદ્ર બોઝને ઘેર તેમના એક મિત્ર મળવા ગયેલા. રાત્રિનો સમય હતો દીવાનું કે બત્તીનું નામ નિશાન ન મળે. તેને ખૂબજ નવાઈ લાગી. છેવટે શોધી તો હાશ્યા. ત્યારે જગદીશચંદ્ર બોઝને તેણે પ્રશ્ન પૂછ્યો કે કેમ દીવાબત્તી રાખ્યાં નથી ! આટલા મોટા વૈજ્ઞાનિકને ઘેર એ પણ નહી ! ત્યારે બોઝ જવાબ આપે છેઃ—" કુદરતે જે પ્રકાશ આપ્યો છે તેનોજ ઉપયોગ કરું છુ " મારી આંખો અંધારામાં પણ ટેવાઈ ગઈ છે. હું બધુંજ જોઈ શકું છું. મારી આંખોનું તેજ પ્રબળ છે. જો રાત્રે

| પૃષ્ઠ | લાઈન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૧ | ૯ | કુનરો | કુંનરો |
| ૧૪૧ | ૧૬ | નોકેટીન | નોકરીન |
| ૧૪૧ | ૨૧ | તપથી | તાપથી |
| ૧૪૧ | ૨૧ | પશ્ચિમાત્ય | પાશ્ચિમાત્ય |
| ૧૪૧ | ૨૭ | ચલચિત્ર | ચલચિત્ર |
| ૧૪૫ | ૨૨ | સચાલકોનું | સંચાલકોનું |
| ૧૪૫ | ૨૭ | ઉડું | ઊંડું |
| ૧૪૫ | ૨૭ | ચલચિત્રો | ચલચિત્રો |
| ૧૪૬ | ૪ | બધા | બધાં |
| ૧૪૬ | ૪ | છાલક | છાલકું |
| ૧૪૬ | ૧૩ | રહેતુ | રહેતું |
| ૧૪૭ | ૪ | પોનાના | પોતાનાં |
| ૧૪૭ | ૫ | ખદબદિયાં | ખદબદિયાં |
| ૧૪૮ | ૮ | કરેલા | કરેલાં |
| ૧૪૮ | ૨૦ | બાધે છે | બાંધે છે |
| ૧૪૮ | ૨૨ | પ્રણાલ | પ્રણાલી |
| ૧૪૮ | ૨૫ | ધધાથી | ધંધાથી |
| ૧૪૯ | ૧૬ | ગણાતા | ગણાતાં |
| ૧૪૯ | ૨૫ | રેડાયાના | રેડાયાનાં |
| ૧૫૦ | ૧ | ખેડત | ખેડુત |
| ૧૫૦ | ૯ | કુખધારિણિ | કુખધારિણી |
| ૧૫૦ | ૧૨ | હતો | હતાં |
| ૧૫૦ | ૨૭ | હમારા | અમારા |
| ૧૫૧ | ૬ | ક્ષત્રિઓ | ક્ષત્રિયો |
| ૧૫૧ | ૭ | દષ્ટિને | દષ્ટિને |
| ૧૫૧ | ૩ | ન હેતો | ન હોતો |
| ૧૫૧ | ૪ | પ્રતિતી | પ્રતીતિ |
| ,, | ૬ | ધનસચય | ધનસંચય |
| ,, | ૭ | — | મૂડીદાર |
| ,, | ૮ | — | માલિકી |
| ,, | ૧૧ | સામજિક | સામાજિક |
| ,, | ૧૪ | ઊંચુ થયા | ઊંચુ થયાં |
| ,, | ૧૬ | — | નીતિપૂર્વક |
| ૧૫૧ | ૧૬ | પુરુષગતી | પુરુષાર્થી |
| ,, | ૧૭ | — | અનીતિથી |
| ,, | ૧૮ | ટકડા | ટુકડા |
| ૧૫૧ | ૨૦ | જોનર | જોનાર |
| ૧૫૧ | ૨૪ | જોયા | જોયાં |
| ૧૫૧ | ૨૭ | વાણિયાને | વાણિયાને |
| ૧૫૨ | ૨ | અહોભાગ્ય | અહોભાગ્ય |
| ૧૫૨ | ૩ | અંતરમથી | અંતરમાંથી |
| ૧૫૨ | ૮ | પદીની | પાનીની |
| ૧૫૨ | ૯ | આશા | આના |
| ૧૫૨ | ૧૩ | ધીમે | ધીમો |
| ૧૫૨ | ૧૪ | ઉંડુ | ઊંડું |
| ૧૫૨ | ૧૫ | માન્ય | માન્યતા |
| ૧૫૨ | ૧૭ | રત્નકબળ | રત્નકાંબળ |
| ૧૫૨ | ૧૮ | રત્નને | રત્નને |
| ૧૫૨ | ૧૯ | કબળ | કાંબળ |
| ૧૫૨ | ૨૦ | — | કર્યો |
| ૧૫૩ | ૩ | ધ્યન | ધ્યાન |
| ૧૫૩ | ૩ | હેતુ | હેતું |
| ,, | ૬ | ચ લે | ચાલે |
| ,, | ૭ | રમાયણના | રામાયણના |
| ,, | ૮ | માગ્નેજ | ભાગ્નેજ |
| ,, | ૧૫ | પરણે | પરાણે |
| ૧૫૪ | ૭ | સંસુધી | ત્યાંસુધી |
| ,, | ૮ | થ ય | થાય |
| ,, | ૯ | સુતરના | સુતારના |
| ,, | ૧૩ | લેભ | લોભ |
| ,, | ૧૬ | પમેશ્વરનુ | પરમેશ્વરનું |
| ,, | ૧૭ | નતિના | નીતિના |
| ,, | ૨૦ | મટે | માટે |
| ,, | ૨૬ | પૂ ર્ક | પૂર્વક |
| ,, | ૨૬ | વણી | વાણી |
| ,, | ૨૯ | મેક્ષદ્વાર | મોક્ષદ્વાર |

# સર્વધર્મ પ્રાર્થના

(શિખરિણી વૃત.)

અહિંસાની મૂર્તિ પ્રશમ રસ સિંધુ અધિપતી,
અમીની ધારાઓ રગરગ ઝમે પ્રેમ ઝરણી;
તપસ્વી તેજસ્વી પરમપદ પામી જગતને,
તમે પ્રેર્યું વંદુ પંર પ્રભુ મહાવીર તમને.—૧

ચતુર્યામી માર્ગે પ્રગતિ કરી નિર્વાણ પથને,
બતાવ્યો વંદું છું જગપ્રિય સ્વયં બુદ્ધ તમને;
કરી ધર્મક્રાન્તિ સભર જગને જાગૃત કરે,
બની વિશ્વપ્રેમી નમન કરું એવા પુરુષને.—૨

સુસત્યો, વેદોનાં શ્રુતિ સ્મૃતિ પુરાણોપનિષદે,
રહેલાં સન્માનું હ્રદયથી વળી દર્શન છએ;
ગીતામાતા ગોદે સૂઇ જઇ પીઉં તત્ત્વ દૂધને,
પચાવીને રાખું કરુણ રસ રામાયણ તુંને.—૩

ક્ષમા સિંધુ પ્યારા ઇશુ ઉર તને વંદન કરું,
દુલ્હારા નેકીના રહમ દિલ મોહંમદ સ્મરું;
અશો દવી તારી પુનિત જરથુષ્ટ્ર પ્રતિકૃતિ,
નિહાળી હૈયામાં વિમલરસ ઉર્મિ રમી જતી.—૪

## વિશ્વવત્સલ સંઘનું કાવ્ય

(સવૈયા એકત્રીસા)

ધર્મ અમારો એજ માત્ર એ સર્વધર્મ સેવા કરવી,
ધ્યેય અમારું છે વત્સલતા વિશ્વમહીં એને ભરવી;
સકલ જગતની બની જનેતા વત્સલતા સહુમાં રેડું,
એજ ભાવનાના અનુયાયી બનવાનું સહુને તેડું.—૧

નિયમોકી નેમ તૂહી, ધર્મોકા ક્ષેમ તૂહી;
યોગોકા પ્રેમ એક તૂહી તૂહી.
સંતોકા સત્ તૂહી, ભકતોકી ગત તૂહી;
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.
શકિતકા સાર તૂહી, સૃષ્ટિ આધાર તૂહી;
હૃદયકા હાર એક તૂહી તૂહી.
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.
નદી પ્રવાહ તૂહી, વહ્નિકા દાહ તૂહી;
ઉર્વીકા રાહ એક તૂહી તૂહી.
વાયુકા સ્પર્શ તૂહી, પર્ણોકા સ્પંદ તૂહી;
ગુલોંકી ગંધ એક તૂહી તૂહી.
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.
ગગન ઉદ્યોત તૂહી, જીવનકી જ્યોત તૂહી;
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.
દેહીમેં પ્રાન તૂહી, સ્નેહીમેં સ્થાન તૂહી;
સબમેં સમાન મૈયા તૂહી તૂહી.
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.
બાલકકી માત તૂહી, સાધકકા સાથ તૂહી,
ૐ સન્મુદાનાથ એક તૂહી તૂહી.
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.

ૐ મૈયા

## વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ સહાયક સમિતિ

નામઃ—આ સહાયક સમિતિનું નામ "વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ સહાયકસમિતિ" રાખવામાં આવ્યું છે.
ઉદ્દેશઃ—શ્રી "વિશ્વવત્સલ સંઘ"ની ભાવનાનો પ્રચાર કરવો.
સ્થળઃ—આ કાર્ય અંગેનું મુખ્ય સ્થળ અમદાવાદ રહેશે.
મુખ્ય દોરવણી આપનારઃ—આ આખુંયે કાર્ય મુનિશ્રી "સંતબાલજી"ની દોરવણી નીચે રહેશે.

॥ ॐ મૈયા ॥

# વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ.



'વિશ્વવાત્સલ્ય' લેખિત માસિકનું પ્રોત્સાહક નિમિત્ત પ્રિય છોટુભાઈ છે. જ્યારે વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગનું પ્રોત્સાહક નિમિત્ત પ્રિય જયંત છે.' આપ બાલ નળકંઠના કાર્ય પાછળ જે દૃષ્ટિ રાખી રહ્યા છો, તે દૃષ્ટિના સંકલનાબદ્ધ વિચારો અમને જણાવો. ' તો અમો જાતે દૃષ્ટિભૂત થઈએ. મુખ્ય મૂંઝવણ તો એ છે કે, અમોને બીજાઓ પૂછે ત્યારે સ્પષ્ટ શું કહેવું ? આ ભાવનાને લગતી વાત એમણે કહી અને હું એ મૂંઝવણ કળી શક્યો.' મેં હા ભણી, છોટુભાઈને આ વાત ગમી. તેઓ તો આ અગાઉજ એમ કહ્યા કરતા હતા " આપ થોડો વખત સ્થિર-નિવાસ કરી ગાડી પાટા પર ચઢાવી આપો " હું કહેતો અને હજી કહું છું. એ સમય પાક્યો નથી, પણ આ રીતેય એમની વાતનું મંગલાચરણ એમને લાગ્યું એટલે તેઓ ખુશ ખુશ થયા. પ્રિય ઉત્તમલાલ વગેરેને પણ ભાવતું વૈદે બતવ્યું એમ થયું. પ્રિય સાધકના ઉપનામથી જેને હું સંબોધું છું તે ઉત્તમલાલ સમૌન એકાંતવાસ વેળાના ખરેખર ચિંતનસામગ્રીના પ્રોત્સાહક નિમિત્ત છે. તેઓ માને છે " ઉત્તમલાલને એમાંથી ઘણું મળ્યું છે " પણ ખરે તો એમના નિમિત્તે જ એ સાહિત્ય જન્મ્યું છે. યૌવનના લખાણના પણ તેઓ અને તેમના મિત્રોજ ઉત્પાદકનિમિત્ત છે. મુંબઈના ગમન બાદ એટલે લગભગ સં. ૧૯૯૧થી, આજ પર્યંત તેઓ એક અજોડ નિષ્ઠાવાન ચ તક તરીકે મારા વિચારોના સંગ્રહક અને પિપાસુ રહ્યા કર્યા છે. " જયંત પંડયા " એમના મિત્ર છે. એમનો વિશ્વવાત્સલ્ય લેખિન માસિકથી માંડીને ઠેઠ આ વર્ગનાં નાનામાં નાનાં બોર્ડ લગી ચિત્રકળાકાર તરીકે-સુશોભનકાર તરીકે-ઉલ્લેખનીય ફાળો છે.

### આત્મજ્યોત અને વિશ્વવાત્સલ્યમાસિક.

આત્મજ્યોત પ્રથમ ત્રિમાસિક હતું અને પ્રિય બચુભાઈ તથા એમના મિત્રો ચલાવતા. હવે તે લાંબે ગાળે પ્રગટ થઈ શકે છે. આજે વિશ્વવાત્સલ્ય લેખિત માસિક ચાલે છે. આ લેખિન માસિકને કોઈ છપાયેલું જોવા ઈચ્છે છે. પ્રિય જૂઠાભાઈ તરફથી 'સાઈક્લોસ્ટાઈલ' નકલોની સૂચના આવી છે. એક વાત નિશ્ચયે છે કે લખાયેલા લખાણમાં જે શ્રમ અને શ્રમજન્ય સાચી ભૂખ છે, તે જળવાઈ રહે તેમાં એકંદરે આળસાલ થોડો દેખાતો હોય તો પણ આંતરિક લાભ સવિશેષ છે અને તે ઈચ્છવાયોગ્ય છે. છતાં સર્વ જિજ્ઞાસુજનસુગમ થવામાં ખાસ અંતરાય ન હોય તો હાલ તુરત જૂઠાભાઈની સૂચના આચરવા યોગ્ય મને લાગે છે. ×

---

× હવે તો વિ વા નં પાક્ષિક તરીકે, પ્રકાશન યથાવસરે બહાર પડશે.

હવે બકરાણા પસંદ કરવામાં મને વાંધો ક્રશોજ લાગ્યો નહોતો એટલે મેં તેજ પસંદગી બહાર પાડી. આ વાત કેશુભાઇને ન ગમી. તેઓ તો છેવટ પર્યંત, 'અચલેશ્વર મહાદેવ' સ્થળનો વધુ આગ્રહ કરતા રહ્યા. ડાહ્યાભાઇનો પણ આ દિશામાંજ આગ્રહ સારી પેઠે હતો.

'અચલેશ્વર મહાદેવ' નું સ્થળ ભુરખી સ્ટેશનથી સાવ નજીક, ગુંદી ગામથી પણ નજીક જેની આજુબાજુમાં ગામડાં આવી ગયાં છે. પાણી, હવા અને વૃક્ષોની ઘટા નૈસર્ગિક આહ્લાદ આપે તેવાં છે. કેશુભાઇની ગુંદીમાં સારી લાગવગ અને ભાગીદારીવાળી દુકાન છે. ભાલ વિભાગનું આ સ્થળ છે, એટલે કાર્યક્ષેત્રની દષ્ટિએ પાસે છે. અનેક સ્થળે જવાનો ભવ્ય માર્ગ છે. એ અને બીજી દષ્ટિએ પણ અનુકૂળ જ ગણાય.

અરણેજ પણ લગભગ તેવું જ અલબત્ત કુદરતી સૌંદર્ય ત્યાં "અચલેશ્વર" જેવું ન ગણાય પણ વિજરતનગર તરીકે તેનું ઐતિહાસિક સ્થાન અને ત્યાંના શાંતિભાઈ ટ્રસ્ટી હોઇને સગવડો વર્ગનાં ભાઈ બેનોને ખૂબ મળી શકે;

### બકરાણામાં મંગલાચરણ

પરંતુ આ વર્ગનું મંગલાચરણ તો બકરાણામાં જ થયું અને તે મારે મન તો સંપૂર્ણ સફળ થયું ગણાય. બીજી વેળાનું આમંત્રણ કેશુભાઈનું ઉપલા સ્થળોનું ફરી તાજું આવી ઉભું છે પણ આગળનું તો આજથી શું કહેવાય? ×

### સંપૂર્ણસફળતા કઇ દષ્ટિએ?

બકરાણા ગામે છોટુભાઈ અને જયંત પ્રથમ ગયા કે તેજ વખતે ભારે ઉત્સાહપૂર્વક જવાબ વાળ્યો અને એવું જ એણે આચરી બતાવ્યું. બકરાણા ગામને જયંતે પૂછ્યા વિના પોતાનો બકરાણા સ્થળનો જે નિરુત્સાહ બતાવેલો તે વિકલ્પ માટે મારે પાછળથી બકરાણામાં તા. ૨૫ મીની રાત્રે ટકોર કરવી પડેલી અને શિયાળમાં તેનો પત્ર નિરુત્સાહનો આવેલો ત્યારે એની ચિત્તની અવ્યવસ્થિતતા સાલેલી. બકરાણાના આ વર્ગ સંબંધમાં જયંતના આગ્રહ કરતાં છેવટે તો મારેજ બકરાણાનો આગ્રહ એના પર લાદવો પડ્યો હતો. તે વાત આ ઉપરથી સ્પષ્ટ થાય છે. તે સૌને જાણમાં રહે. ધોળકાથી જ બળદેવભાઇનો સાથ મળ્યાબાદ જયંતે એ હામ ભીડી હતી.

બકરાણા એક નલકંઠાનું ગામડું તે પરિચય બહારના આગંતુકોને નવો નવો જ હતો. ઉનાળાની ધોમ ધોમ ગરમી અને જળતી લૂ વચ્ચે એક તળાવને કિનારે જ્યાં કંતાનથી બંધાયેલા મંડપ, સભાગૃહ અને ભોજનાલય વચ્ચે વર્ગનાં બેનો ભાઈઓએ જે તાપાદિ સહ્યાં છે. તે નોંધપાત્ર છે. મંડપ ઉપર થોડી કંતાન ઉપરાંત મેંદો હતી ખરી પણ તે કઠોર તાપમાં શા વિસાતમાં? અહીં ઝાડોમાં પણ વરખડાજ પ્રાયઃ એટલે છાયા ખાસ તો મળે જ નહિ. એનો માટે ગામમાં મકાનોની સગવડ હતી પણ તે છૂટી

× હવે અરણેજ નક્કી થયું છે.

કમિંજ્લાને આની અસર કંઈક પડી દેખાય છે. કેટલાક કમિંજ્લાવાસીઓ ત્યાં આવી પણ ગયા. કેટલાક ઝાંપવાસીઓ પણ આવી ગયા. નળકંઠાનો તથા ત્યાંના માનવીનો (ખાસ કરીને બકરાણા અને ઝાંપમાં ઘર ઘર ફરતાં) વર્ગનાં ભાઈ બેનોને થોડો ઘણો પરિચય થયો. નળકંઠાના કાર્યકરોને પણ મેળ મળ્યો. નળકંઠાને પણ ઉડતી ઉડતી બકરાણા વર્ગની જાણ થઈ. ઝોલપુર, દદુકા, રેથલવાસીઓનો સંપર્ક સધાયો. આમ અનેકધા સ્પષ્ટ ગણાવી શકાય, તેવું એ બકરાણા વર્ગનું મંગલાચરણ સારી દૃષ્ટિએ સંપૂર્ણ સફળ થયું કહેવાય.

## બકરાણા વિષે.

બકરાણામાં જવા માટે જયંત, છોટુભાઈ વગેરે તા. ૨ ના રવાના થયા પણ છોટુભાઈને એમના મુરબ્બી ભાઈશ્રીની માંદગીને નિમિત્તે જવું પડ્યું અને એ બિમાર ભાઈશ્રીનું અવસાન થયું એટલે તેઓનું રોકાણ થઈ ગયું. તેઓ તથા શારદાબેન વર્ગના છેલ્લા દિવસોમાંજ આવી શક્યાં. અચુભાઈ સકુટુંબ તા. ૭ ની આસપાસ આવ્યા. મુંબઈવાસીઓ માટે આ સ્થળ અગાઉ કહ્યું તેવું કઠણ જ હતું. હીરાભાઈ તથા તેમનાં ધર્મપત્ની એકાદ બે દહાડા અહીં રહ્યાં તે દરમ્યાન જ મુશ્કેલીઓનો મોટર વગેરે દરેક સ્થળે અનુભવ થયો જ. તારાબેન વિષે કહેવાઈ ગયું જતાં અચુભાઈ તો છેવટ સુધી અને પછી પણ થોડું સામનો કરીને પણ રોકાયા.

મંડપાદિવ્યવસ્થાઅર્થે આવેલા વાડીભાઈને પણ કારણસર જવું પડ્યું નંદલાલભાઈ કંઈક મોડા જ થયા. જયંતને પણ ફોજદાર વગેરે મોટરમાં આવીને લઈ ગયા. આ ઘટનાએ ઠીક ઠીક ચકચાર જગાડેલી. વાત એમ હતી કે વિરમગામ ટ્રેઈનમાં ટપાલ લૂંટના સંબંધમાં કોઈ જયંતનું નામ ગમે ત્યાંથી પોલીસને મળ્યું હોય પણ તેણે બકરાણાના આ જયંતને (જોકે માનભેર !) ઉઠાવ્યા. વળતે દહાડે રજા આપવી પડી પછી તો જયંત પંડ્યાને પણ (ઓળખાણ અપાઈ ચૂકી છે તે) ત્યાં પોલીસ લઈ ગઈ. જડતી લઈ છોડી મૂક્યા. ખરેજ, જાણે જયંત નામ પર જ આ તવાઈ હોય ! આ પોલીસ ભાઈઓને કોઈ ખરે જ આવી બાબતમાં પૂછે છે કે કેમ ? એ સવાલ જ છે !

બકરાણા બળદેવભાઈ તો તા ૧૭ મીના જ આવ્યા. આમ બકરાણામાં મંડપની વ્યવસ્થા છેક છેલ્લા દહાડાઓમાં થઈ અને મંડપની પૂર્ણતા તો વર્ગ શરુ થયા પછી જ થઈ ગણાય. વચ્ચે વચ્ચે પણ પવનનાં ઝાપટાંને લીધે કંતાન અને વાંસડાઓની ખબર સારી પેઠે લઈ લેવાતી એટલે આ કામ તો રહ્યા જ કર્યું.

વર્ગયોજનામાં જયંત અને છોટુભાઈ બન્ને વ્યવસ્થાપકો હતા. નંદલાલભાઈ વર્ગયોજનાના મંત્રીજી હતા. વર્ગ ચાલુ થયા બાદ મુખ્ય વ્યવસ્થાપક શ્રી બળદેવભાઈ નિમાયા હતા. જયંત તો હવે વસ્તુ મેળવવી તથા બીજાં ઉપલક કાર્યોમાં રોકાયેલ રહેતો. કાર્યક્રમો ગોઠવવામાં તથા અન્ય સૂચનોનો અમલ કરવા કરાવવામાં તેમની તત્પરતા રહેતી.

ત્યાર પછી વર્ગનું પ્રથમ પ્રવચન શરૂ થયું. ' પૂર્વગ્રહોનો પરિહાર ' એ એનો વિષય હતો.

બસ હવે પછીની સામાન્ય વિગતો કાર્યક્રમના ખરડાઓ પરથી જ જણાશે. સવારના પ્રાર્થના પછી પ્રાયઃ પ્રાસંગિક કહેવાતું બપોરના ક્વચિત્ ક્વચિત્ પ્રશ્નોત્તરી રહેતી.

મીરાંબેન, અદેસિંગભાઈ, જયંત પંડ્યા, રણછોડભાઈ, સમરતબહેન, નંદલાલભાઈ, નાનચંદભાઈ, અભયસિંહભાઈ, ભાઈલાલભાઇ, દામોદરભાઈ, દેવેન્દ્રબાળા વગેરેનાં ધૂન ભજનો દુહાને લગતો સમગ્ર કાર્યક્રમ રખાયો હતો.

શ્રી રવિશંકરભાઈ, છોટુભાઇ, જૂઠાભાઇ, મણિબેન, કાશીબેન, માધવજીભાઈ, રણુભાભાઈ વગેરેના અનુભવ અને પ્રવચન વગેરે રખાયાં હતાં. રાત્રે એકદા, બેનોના ગરબા ગોઠવાયા હતા તેમાં મીરાંબેને ગોપીચંદ ભરથરીનો વૈરાગ્ય પ્રેરક ગરબો ઉચ્ચાર્યો હતો, દેવીબેને સમાજલક્ષી ગરબાઓ કહ્યા હતા. સમરતબેને પણ રાસડા ગાયા હતા.

એકદા બકરાણાગામના ભજનિકોએ ભજનો તથા રાસની ધૂન મચાવી હતી. આ રાસમાં રણછોડભાઈ, અદેસિંગભાઇ, સુરાભાઇ વગેરે પણ જોડાયા હતા. એકદા દામોદરભાઈએ કુરાને શરીફની આયાત પણ ઉચ્ચારી હતી.

એક વેળા અંત્યાક્ષરીનો કાર્યક્રમ રખાયો હતો અને તેમાં બેનો ભાઇઓએ રસ લીધો હતો. એકદા રણુભાભાઈના ગણિતપ્રયોગો રખાયા હતા. તેમાં એમણે થોડીજ મિનિટોમાં ૭ આંકડાના ગુણાકાર અને એક ભાગાકાર તૈયાર કરી આપ્યા હતા. સ્મૃતિ ખૂબ સુંદર ગણાય. ગામડામાં પણ આવા સ્મૃતિકારો હોય જ છે. **बहुरत्ना वसुंधरा**

બે રાત્રિઓ શ્રી રવિશંકરભાઇનાં પ્રવચનો થયાં હતાં. બાકીની રાત્રિઓનાં પ્રવચનો મારે જ કરવાનાં આવ્યાં હતાં. પ્રાયઃ દિવસના પ્રવચનનો જે વિષય હોય તે વિષયને જનસમૂહની દૃષ્ટિ સામે રાખી હળવો કરી વાર્તા ઉદાહરણાદિ વાટે રાત્રે કહેવાતો. સાઃ બેસી જવાને કારણે એક રાત્રિ પ્રવચન ખાલી ગયેલું તે રાત્રે કવિએ થોડીક કાવ્યરાનગી અને બીજાનાં ભજન એમ રખાયું હતું. એક છેલ્લા ગુરુવાર તા. ૨૪-૫-૪૫ ની રાત્રે તો વૃષ્ટિ આદિ કારણે પ્રાર્થના એકાંત જેવીજ થઇ ગણાય અને બીજો રાત્રિ કાર્યક્રમ તે રાત્રે બંધ રહ્યો હતો.

કેટલાંક રાત્રિ પ્રવચનો ગામમાં થતાં, કેટલાંક સભાગૃહમાં થતાં. સભાગૃહનો રાત્રિકાર્યક્રમ હોય ત્યારે હું સભાગૃહથી થોડે દૂર ભોજનાલયને લગતી પરબડીમાં ઉપર નિવાસ કરતો અને એમ થાય તો પ્રભાત-પ્રાર્થના સભાગૃહમાં થતી. ગામમાં રાત્રિ વાસ હોય તો ગામમાં થતી.

ગામનાં ભાઈ બેનો વિશ્વવાત્સલ્ય ચિંતક વર્ગનાં પ્રવચનો અને બીજા કાર્યક્રમમાં સવાર સાંજ અને રાત્રે પણ રસ લેતાં. ખાસ કરીને બકરાણાના રણુભાભાઈ અને તેવા પ્રેમી જનોએ લગભગ આદિથી અંતસુધી પ્રત્યેક વર્ગકાર્ય વગેરેમાં પૂરેપૂરો રસ લીધો છે તેમ કહી શકાય.

| વિષય નામો નીચે મુજબ | સમય નંબર | વિષય નંબર |
|---|---|---|
| પૂર્વગ્રહોનો પરિહાર | ૧ | ૧ |
| માનવ ધર્મ | ૨ | ૨ |
| વિશ્વવત્સલ સંઘ | ૩ | ૩ |
| સમાજમાં ધર્મનું સ્થાન | ૪ | ૪ |
| ભાલ નળકાંઠા પ્રયોગ | ૫ | ૫ |
| વિશ્વવાત્સલ્ય | ૬ | ૬ |
| સત્ય શ્રદ્ધા | | ૭ |
| સર્વધર્મ સેવા | ૭ | ૮ |
| ક્ષમાપના | ૮ | ૯ |
| નિંદા-સ્તુતિ પરિહાર | ૯ | ૧૦ |
| બ્રહ્મચર્ય | ૧૦ | ૧૧ |
| વિભૂષા ત્યાગ | ૧૧ | ૧૨ |
| ખાનપાન શયન વિવેક | ૧૨ | ૧૩ |
| વ્યસન ત્યાગ | ૧૩ | ૧૪ |
| માલિકી હકક મર્યાદા | ૧૪ | ૧૫ |
| ” ” | ૧૫ | |
| વ્યવસાય મર્યાદા-વ્યાજ ત્યાગ | ૧૬ | ૧૬ |
| રાત્રિ ભોજન ત્યાગ | ૧૭ | ૧૭ |

## પ્રવચનોની સંકલના

આ બધા પ્રવચનો સળંગ કડીબદ્ધ છે અને તે આ રીતે છે.

[૧] પૂર્વગ્રહોનો પરિહાર એટલે ધર્મને નામે બેઠેલી મનની પકડો તજવી. તે તજ્યા વિના આ નવો સંઘ અને તેના વિચારો સમજી ન શકાય, આચરી ન શકાય.

[૨] સંઘ અને તેના વિચારોની પાત્રતા માટે " માનવ " થવું જોઈએ.

[૩] પછી વિશ્વવત્સલ સંઘની યોજના વગેરે. આ સંઘનો ધર્મ એવો છે કે જેમાં વિવેકપૂર્વક દરેક ક્ષેત્રને લાગે વળગે છે.

તે પૂરાં કરેલાં, અને " યૌવન " માં પણ વિસ્તારે યથાવકાશે એ જાતનું લખાયું છે. આ વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગને નિમિત્તે એ વિસ્તાર ચિંતવાયો છે, કહેવાયો છે. અને આ લખાણરૂપે બહાર પડે છે.

જોકે "યૌવન"નું વાંચન આ સાથે મેળવી કેટલુંક લખાણ અને ભાવ તેમાંના પણ લઈ, આ લખાણ પ્રાયઃ થયું છે. છતાં આ લખાણના વાંચકોને " યૌવન " આની સાથે જોઈ જવા ભલામણ છેઃ

' વ્યવસાય મર્યાદા અથવા વ્યાજ ત્યાગ ' એમાંથી એકજ વ્રત પસંદ કરવાનું " યૌવન " માં રાખેલું. એટલે ત્યાં " વ્યવસાય મર્યાદા " વ્રત ને પ્રાયઃ " માલિકી હક્ક મર્યાદા વ્રત રખ્યું છે. પણ અહીં તો ' 'વ્યવસાય મર્યાદા' અને " વ્યાજ ત્યાગ " બન્ને વિભાગ લીધા છે. એ એક વ્રતના બે ટુકડા રૂપે સમજવાના છે. કારણ કે આપણા પ્રથમવ્રતશ્લોકમાં " વ્યવસાય મર્યાદા " છે, વ્યાજ ત્યાગ નથી. 'વિશ્વવત્સલ સંઘ'ના કાવ્યમાં પણ તે નથી " યૌવનમાં " છે. એ કહ્યું. આ વ્રત ઇસ્લામ ધર્મમાંથી લીધું છે અને તે જરુરી છે, આજે ખૂબ જરુરી છે.

## ચાર વિષયો વિષે.

' સમાજમાં ધર્મનું સ્થાન. ' " માનવધર્મ, " એ બે વિષયો વિષે વધુ જાણવા માટે ભાઈ જયસુખલાલ વકીલે આ વખતનાં અમદાવાદ લખેલાં પ્રવચનો જોતાં ઘટે. આ બન્નેમાં એક બીજા વચ્ચે પુનરુક્તિનો સંભવ છે જ, છતાં કેટલીક બન્ને વચ્ચે નવીનતાઓ પણ છે જ, માટે બન્ને વાંચવાની ભલામણ કરું છું.

" ભાલનળકાંઠા પ્રયોગ " એ વિષય અંગે મેં લખાણમાં જ ખુલાસો કર્યો છે. છતાં વધુ જોવા ઇચ્છનારને અહીં ફરી ભલામણ કરું છું. નલકંઠા નિદર્શન, છપાયેલા હેવાલો, તથા નળકાંઠા ભાલ અંગેનું બીજું સાહિત્ય જોવું.

"વિશ્વવત્સલ સંઘ " તથા " વિશ્વવાત્સલ્ય " અંગે વધુ જાણવા ઇચ્છનારે " યૌવન " ઉપરાંત " વિશ્વવાત્સલ્ય " લેખિત માસિકનો આને અંગેનોજ એક ખાસ લેખ જોવો.

## કાર્યક્રમ અને પ્રવચનના મુદ્દાઓ

આ બધાં પ્રવચનો વિગેરેનો તથા બીજો કાર્યક્રમ આ સાથેના દૈનિક કાર્યક્રમની યાદી પરથી જણાઈ રહેશે. તેમાં નામોનો પણ ઉલ્લેખ છે. તે યાદીઓ હંમેશાં આગલે દિવસેજ જાહેર થઈ જતી. અને બોર્ડપર ચડાવવામાં આવતી. " વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ " ને લગતા પ્રવચનોના મુદ્દાઓ પણ આગલે દિવસે જ બોર્ડપર ચડી જતા. અને તે કાયમ સળંગ રીતે રહેતા. એટલે નવા આગંતુક જિજ્ઞાસુને અગાઉ શું કહેવાયું ? તેનો ખ્યાલ આવે, અને સંકલનાત્મકરીતે ચાલુ વાતને સમજવામાં સરળતા પડે. આનો ઉપયોગ વર્ગના ભાઈબેનોએ પણ સારી પેઠે કર્યો છે. હવે હું ઇતર પ્રવચનકારોનાં કથનનો સાર ભાગ આપી દઉં.

એક ઉદાહરણમાં તેમણે કહ્યું. "એક ભાઈએ કહ્યું, મોટર તો હોકો પીનાં પીનાંમાં ગાઉંના ગાઉ પહોંચાડે. ત્યારે એમણે એ ભાઈને કહ્યું, મોટર તો ત્રણ દહાડે તમે કહ્યું તે ગામ પહોંચાડે. તેમણે કહ્યું શી રીતે ? એમણે કહ્યું બાર આના કમાતાં ત્રણ દહાડા લાગે તે રીતે. આમ અર્થશાસ્ત્રની દૃષ્ટિએ સમય માપતાં વધે તે દેખીતું છે. પણ જેને માનવતા હોય તે આ બધું લાંબું વિચારે વગેરે વાતો કરી.

વિશ્વવાત્સલ્ય ચિંતનના વિષય પર સભાગૃહમાં બોલતાં તેમણે કહ્યું. દર્શન વિના ચિંતન ન હોઈ શકે. દર્શન એ શું ? મહાપુરુષોના દર્શન કરવા જઈએ છીએ. એમ કહીએ છીએ. દર્શન અને જોવું એ બેમાં ફેર છે. દર્શનએટલે અંતર ચક્ષુથી જોવુંતે. વિશ્વને આપણે આ રીતે જોવું જોઈએ. એમ જોઇએ તો વસ્તુ માત્ર પ્રત્યે નમી જવાય. વનસ્પતિનો કેટલો ઉપકાર ? ગાયનો કેટલો ઉપકાર ? મધમાખીનો કેટલો ઉપકાર ? મધમાખી વિષેનો સતીશચંદ્ર બોઝની સાથેનો પોતાનો અનુભવ વર્ણવ્યો. અને મધમાખીનું કુટુંબ એ એનું કુટુંબ થઈ પડયું. પછી તે દુઃખ કેમ આપી શકે ? વિરમગામના કપાસના અભ્યાસીની તમન્ના કહી. તેમ આપણે પ્રાણી માત્રને જો કૌટુંબિક દૃષ્ટિથી જોઇએ તો દુભવી કેમ શકીએ ? પૃથ્વી માતા છે, સૂર્ય પિતા છે, તે કેવી રીતે ? એ સુંદર રીતે પૃથકરણ કરીને સમજાવી કહેલું.

**तेन त्यक्तेन भुंजीथा** એ પર બોલતાં એકદા તેમણે કહ્યું. પરિગ્રહ બાધક નથી, પણ પરિગ્રહની મમતા બાધક છે. તળાવ જેવા બનો તો 'શ્રીમાન' જ છો. તેમણે સોનગઢ વ્યારાના જંગલમાં ભીલની મુલાકાતનો પ્રસંગ આપી, એમ પણ બતાવેલું કે, એણે દુષ્કાળને વખતે દાણો ન સંઘરાય એ કુદરતી રીતે જ પાળેલું. ને સૌને મદદ કરેલી. લોકોએ માન આપ્યું ત્યારે કહે મારાથી માન કેમ લેવાય ? મેં શું ભલું કર્યું છે ? આટલી નિરપૃહતા ! વળી તેના પિતાએ કહેલું કે દારુ સારો નથી પણ તું પીજે, છતાં તેણે દારુ છોડયો. કારણકે દારુ સારો નથી, એ પિતૃ વચન એણે માથે ચડાવ્યું. પીતાએ પીજે એમ એટલા માટે કહેલું કે મને દુઃખ ન લાગે. આવો અર્થ પણ એ સમજેલો. આ ઉપરથી ભીલમાં પણ કુદરતી માનવતા, પિતાપુત્રનો સ્નેહસંબંધ અને ઉંડી સમજ કેટલી હોય છે તે સમજી શકાય છે.

દૃષ્ટિ વિના બીજાને બોજારૂપ કેમ બનીએ છીએ ? એ પર તેમણે પાટણની એક વાત કરી. કે એક ભાઈ યંત્ર લાવેલો, તેથી તે કોમની આજીવિકા તૂટતાં તે કોમે તેને નાત બહાર કર્યો. પણ પાછા પોતે જે કાપડ વાપરતા હતા તે બીજાને કેમ બોજારૂપ બને છે, તેનું વિચાર્યું નહોતું. કારણકે તે પોતે પણ વિદેશી વાપરતા હતા. લાંબી દૃષ્ટિ ન હોતી. "કાપડ ઘણું સારું" પણ સારું છે તો પછી તેં કેમ વિલાયતી પહેર્યું છે ? મતલબ કે આ બધું દીર્ઘ દૃષ્ટિથી વિચાર્યું હોતું નથી. પ્રભુનો પ્રસાદ માનીને એકેએક ચીજ વાપરવી જોઇએ. પોતપોતાના કર્મમાં ખેડૂત વગેરે સૌએ પ્રસન્નતા પૂર્વક કાર્ય આપવું જોઈએ.

એક રાત્રિએ સત્યનારાયણની કથા એટલે સત્યના મહિમાની કથા, અને તેના પાત્રોમાં કોઇએ લાલચથી સત્ય છોડયું, કોઈએ મદથી છોડયું. કોઇએ લાભથી પકડયું, કોઈએ નિસ્વાર્થતાથી પકડયું, એમ

છોટુભાઈનું મારા અંતરમાં અદ્ભુત સ્થાન હતું. પરંતુ એમાં એક આઘાત પડેલો. હવેએ ક્રમે ક્રમે પૂરાતો જાય છે. મેં એમને ખૂબ પજવ્યા છે. એનું મને કોઈવાર દુઃખ થાય છે. પણ હું નિરુપાય હતો, એમ મનવાણું છું. તેમની નમ્રતા, કોઈને માટે કંઈક કરી છૂટવાની વૃત્તિ, કાર્ય કૌશલ, લિંબુના પાણીની જેમ સૌ સાથે ભળી જવાનો સ્વભાવ, આદિ ગુણો ભારે આકર્ષક છે. આજ કરતાં વધુ દૃઢ રીતે સિદ્ધાંતને વળગી રહેવાની દૃઢતા, અને બીજું જે ઢીલાપણું તેઓને સમજાયું છે, તે ટાળવા તેઓ યત્નશીલ છે. તેમાં તેઓ પૂર્ણ સફળતા મેળવે, એટલે છોટાભાઈ ખરેજ આજના કરતાં કયાંય વધુ મોટાભાઇ બની શકશે.

છોટુભાઈએ વૈસાક સુદી ૫ થી કુટુંબ સાથેનો પોતાનો હવેનો સંબંધ છોડી, ( તેમાં અમુક ખાસ કારણ પૂરતી છૂટ ખરી ) તેઓ આજના જગતના વાનપ્રસ્થાશ્રમ ભણી કદમ ભરવા તત્પર થયા છે. તેઓ સાણંદમાં હાલ કામ કરવા ઇચ્છે છે. વગેરે વાત કહેવાઈ છે. તેમના મનનો સુંદર દિશાનો વેગ પાર પડે અને તેઓ પ્રતિદિન ઉચ્ચને ઉચ્ચ ભૂમિકા તરફ પ્રયાણ કરે !

## છોટુભાઇના સામાજિક અનુભવો.

છોટુભાઇને એક દિવસ સામાજિક અનુભવો કહેવા માટે કહેલું. તે જણાવતાં તેમણે કહ્યું કે, "આજનાં દુઃખો પૈકીનાં લગભગ બારઆની દુઃખ તો સામાજિક છે" બાકીનાં ચારઆની ભલે આજની સરકારને ફાળે હોય. અને તેઓએ કુરૂઢિઓનો ખ્યાલ આપ્યો હતો. ખાસ કરીને તાજેતરનો પોતાના વડિલબંધુનો અવસાનનો પ્રસંગ વર્ણવ્યો હતો. અને ઉજવણી રૂપે આખા કુટુંબે એ ઉજવી જાણ્યો હતો. મતલબ કે એક માણસ જો દૃઢ હોય તો, લોકો કુરૂઢિની સામે થવા તૈયાર જ છે. માત્રએ દિશામાં પૂરતી તૈયારી જોઈએ વગેરે કહ્યું હતું.

## માધવજીભાઇ

માધવજીભાઇ ભાલ નળકાંઠા જલ સહાયક ફંડ સંસ્થાના કાર્યસલાહકારક વિભાગના સભ્ય છે. ધોમધોમ તાપ વગેરે કષ્ટને ન ગણકારતાં, મારી ઇચ્છાનુસાર તેઓ ફતેહપુર, કમાલપુર, ધોળી, વખતપુર તરફ જઈને તાજેતરમાં આવ્યા હતા. તેમણે ભાલના અનુભવોમાં, ધોળીમાં પોતાના ગાળેલા વીરડામાં બહુ ઓછું પાણી નીકળે અને ચોકી કરવી પડે ! જાણે તળાવમાં મેળો લાગ્યો હોય ! એ હૃદયદ્રાવક બીના વર્ણવી હતી. અને એક બાઈએ કોઇના વીરડાનું પાણી લેતાં, તેને લીધે કેવી લડાઇ થયેલી, અને છેવટે એ પાણી પાછું દેવું પડયું, વગેરે વાત કહી હતી. ઉપરાંત તેમણે કહેલું, પ્રથમ તો એમના પિતાજી સત્યાગ્રહની લડતમાં રસ લેતા પણ અમને રસ નહોતો. છેવટે રંગ લાગ્યો. કાંતતા થયા ત્યાર પછી મારો પરિચય થયો. અને હવે આ દિશામાં પ્રેરાયા છે. અને આ કાર્યમાં એમને રસ છે. આ ભાઈની આ દિશાની સેવાનો ઉલ્લેખ વિશ્વવાત્સલ્ય માસિકમાં અપાયો જ છે.

## મણિબેનના અનુભવો

મણિબેનને બાળપણથી જ એટલે ૧૩-૧૪ વર્ષની ઉમ્મરે વૈધવ્ય પ્રાપ્ત થયું અને સદ્‌ભાગ્યે માબાપનો સહકાર ખૂબ સુંદર મળ્યો. વડોદરા સ્ટેટમાં ભણીને તેમણે ૧૮ મે વર્ષેથી શિક્ષણખાતાની નોકરી લીધી. શિક્ષણ ખાતામાં જોડાયા પછી કેટલાક નિયમોમાં, સ્વમાનને લગતા તેમણે ફેરફારો કરાવ્યા. દેહગામમાં તેમને ત્યાંના વાતાવરણનો સુંદર અનભવ થયો.

શિક્ષકો વિષે તેમનો અભિપ્રાય એવો છે કે તેઓને, પોતાની જવાબદારીનું ભાન ભાગ્યેજ હોય છે. મતલબ કે શિક્ષકો વિષેનો તેમનો કડવો અનુભવ છે.

આ વખતે વિજાપુરમાં તેમને હોળી વખતે બહુજ કડવો અનુભવ થયો. એ આપણી સામાજિક દુર્દશા અને અસંસ્કારિતાના પ્રતિક સમો છે. માત્ર મણિબેનનોજ નહિ, પણ લગભગ અનેકનો આવો અનુભવ હશે. આવા પવિત્ર તહેવારને બિભત્સરીતે ઉજવાતો અટકાવવા માટે મહાન અહિંસક ક્રાન્તિકારક સેવકોની ભારે જરૂર છે. આ વખતે સદ્‌ભાગ્યે નાનચંદભાઈ વગેરે એ પોલેરામાં ઠીકઠીક જહેમત ઉઠાવી હતી. આ ઉલ્લેખ વિશ્વવાત્સલ્ય માસિકમાં આવી ચૂક્યો છે.

મણિબેનને આશ્રમવાસીઓનો પરિચય વીજાપુરથી જ થયો. હરિભાઈ ( જયંતના મિત્ર ) અને પછી જયંતનો અનુભવ થયો.

મણિબેનનું અંતઃકરણ સેવાક્ષેત્રથી ભૂખ્યું છે. તેમના એક ભાઈ સત્યાગ્રહની લડતમાં શહીદ થયા છે. તે ભાઈની પત્ની અને બાળકને તેઓ જતનપૂર્વક સાથેજ રાખે છે. તેમણે શિક્ષિકા તરીકે સારું સ્થાન મેળવ્યું છે. કુટુંબ ખરા અર્થમાં ખાનદાન છે. સેવાક્ષેત્રની ભૂખને લીધે આ ક્ષેત્ર ભણી ખેંચાણ છે. તે વિષેનો ઉલ્લેખ ઔષધાલયસમિતિ અંગે આવી ગયો છે. હવે તેઓ થોડાજ દહાડામાં તેમનાં વડીલ માતાની સલાહ લઈ નિશ્ચય કરશે. એમનામાં સ્વયં તત્કાળનિર્ણયકારી શક્તિ ઓછી જણાય છે. કોઈને બોજારૂપ ન થવું પણ બોજો ઓછો કરવો, એવી સુરેખ દૃષ્ટિ દેખાય છે. એ સુચિહ્ન છે. એટલે ભવિષ્યે જનસેવામાં અને આત્મોન્નતિમાં, આજ કરતાં વધુ ઉપકારક થવા સંભવ છે.

## મીરાંબેન

મીરાંબેનનું મૂળનામ મૂળીબેન. તેઓનું નામ મીરાંબેન તો અજમેરાઈએજ રાખ્યું, અને ખરેજ તેમનાં ભજનધૂન તેઓ જ્યારે એકાગ્રતાપૂર્વક બોલે, ત્યારે મીરાંની નાનકડી આવૃત્તિનોજ ઘણાને અનુભવ થયો હશે.

તેઓ બાળપણથી વિધવા થયાં. પછી શિરછત્ર સાસુ પણ ગયાં. માતાજી છે. બેનો છે. સૌની તરફ સહાનુભૂતિ કુદરતી થાય, તેવું તેમનું બાળકવત્‌વર્તન છે. બાવળાના ચાતુર્માસથી તેઓ પરિચયમાં આવ્યાં. તેમણે પોતાની વાત પોતાનાજ લખાણમાં કરી છે. જે કદાચ આ સાથેજ વાચકોને જોવા મળશે.

## જયંત પ્રત્યે બકરાણા.

જયંત પ્રત્યે બકરાણાનો સ્નેહ ખૂબ જ જોયો. આ પ્રસંગથી. તો-બકરાણાનો આદર ( મારી દૃષ્ટિએ હોવો ઘટે તે ઉપરાંત ) જન્મ્યો. તેમનાં કુટુંબિકોને પણ આ વ્રત અને આ પ્રસંગથી ખૂબ સદ્‌ભાવ જાગેલો માલુમ પડ્યો. દેવીબેનની પણ સારી છાપ પડી. એકભાઈ કહે "દેવી એ તો નામ સાર્થક જ છે."

## વર્ગની વ્યવસ્થા અંગે.

વર્ગની વ્યવસ્થામાં મંત્રીજી નંદલાલભાઈની જાતમહેનતભરી મૂકસેવા ખાસ ઉલ્લેખ પાત્ર છે. અને વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગના સભ્યોએ પણ તેની કદર હૈયે લીધી લાગે છે. બલદેવભાઈએ પોતાનું કાર્ય અદા કર્યું છે. (તેમણે પોતાનાં લેખમાં કહ્યું છે તેમ હવે નળકંઠાને ઓછું લઇ ને વધુ જ આપે !)

લેખન કાર્ય અંગે બચુભાઈ અને જયકાંત ખાસ રોકાયેલા. પણ તેઓ તત્કાળ પ્રવચન તૈયાર નહોતા કરી શક્યાં, પાછળથી હું જોઇ ગયો છું. બચુભાઈ તો ચિરપરિચિત એટલે તેઓ તો થોડું ટાંકે તો પણ લખી શકે. જયકાંતે પ્રવચન ઝડપવામાં એકંદરે ખૂબ શક્તિ વાપરી છે. છતાં મેં ઘણાં પ્રવચનોમાં સુધારાવધારા કરીને લગભગ નવો ઘાટ આપ્યો છે. જો કે આને લીધે કદાચ પુનરુક્તિ દોષ ઉભો થયો હશે. પણ કોઈ વાત ન રહી જાય, તે તરફ વધુ ધ્યાન અપાયુ છે. એટલે પુનરુક્તિ દોષ ચલાવી શકાશે. વર્ગ અંગેનો આ લેખ પણ નંદાભાઈએ જે વર્ગ વર્ણન લખ્યું છે, તેમાંની કેટલીક બાબતોની પુનરાવૃત્તિ કરતો હશે, પણ વાચક સહી લેશે એવી અપેક્ષા રાખું છું.

રણછોડભાઈનું સહાય કામ ઉલ્લેખપાત્ર લાગ્યું. ત્રિકમભાઈની કાળજી ( અને સાણંદવાસી ભાણાભાઈની એમાં પૂર્તિ પણ ભૂલી ન શકાય ) ત્રિકમભાઇના પુત્ર જમનાભાઇ, ત્રિકમભાઈના સુપુત્ર શાંતિભાઇની જેમ, આ યુગલને પણ આ કાર્યમાં જોડાયેલા જોવા ઇચ્છીશું. તથા નંદાભાઈના મામા વાડીભાઈના આ મંડપ બાંધન કાર્યને પણ કેમ વિસરાય ? મને જો વધુમાં વધુ સુંદર અસર કરી હોય તો ડંકાની વ્યવસ્થાએ. નિયમત વારા પ્રમાણે ડંકા વગાડવાનો અને ચોકીનો કાર્યક્રમ આબાદ રીતે પાર પડતો. માત્ર ગુરુવારની રાત્રિના તોફાન પછી જ તેમાં ભંગાણ પડ્યું. આવે વખતે પણ મંડપની ચોકીમાં અદેસિંગભાઈ હતા.

## જામનગરવાસી મગનભાઇ.

જામનગરવાસી મગનભાઈની ભોજનાલયમંત્રીની પસંદગી કરનાર ખરે જ પૂર્ણ અનુભવી હશે ! ( માત્ર થોડા હોંકાટા ? જો કે તેમના મંતવ્ય મુજબ કારણસરના હોય, પણ મારે તો તેને પણ ત્યાજ્ય જ કહેવા પડે !. ) એમણે સૌના મન સંપાદન કર્યાં, પોતાની ફરજ સંપૂર્ણ બજાવી.

મગનભાઈ એટલે છોટુભાઇના શબ્દોમાં હનુમંતસમા, મારે નિમિત્તે સતત ખોપએ ઉભા રહેનાર-

## વર્ગની પૂર્ણાહૂતિ

સાંજના મુળસ્થળે એટલે મંડપના સભાગૃહની જગ્યાએ આવી, પૂર્ણાહુતિ તરીકે " ધર્મ અમારો એક માત્રએ " સહુએ પ્રાર્થના કરી હતી અને વર્ગનું કાર્ય પૂર્ણ થયું હતું.* સર્વત્ર શાંતિ વિસ્તરો

"સતબાલ '



# વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ

## સોમવારનો કાર્યક્રમ

તા ૧૪-૫-૧૯૪૫ -

| | | | |
|---|---|---|---|
| (૧) | પ્રાત કાળ | ૬ થી ૬॥ | પ્રાર્થના |
| (૨) | ,, | ૬॥ થી ૭ | વ્રતવિચાર |
| (૩) | ,, | ૮—૦ | પારણાવિધિ |
| (૪) | ,, | ૯ થી ૧૧ | વ્રતવિચાર તથા વર્ગમા- આવેલા ભાઈબેનોનો પરિચય- અને સૂચનો વિગેરે |
| (૫) | બપોરના | ૩॥ થી ૪ | વર્ગમિલન |
| (૬) | ,, | ૪ થી ૪॥ | વર્ગની ઉત્પત્તિ-વિષય |
| (૭) | , | ૪॥ થી ૬ | પૂર્વગ્રહોનો પરિહાર |
| (૮) | રાત્રિના | ૮॥ થી ૯॥ | પ્રાર્થના |
| (૯) | ,, | ૯॥ થી ૧૦॥ | પ્રવચન (સામાન્ય જનતા અને વર્ગ પ્રવચનને સમન્વિત કરવું) |

### પૂર્વગ્રહોનો પરિહાર (પ્રવચન ૧ લુ.)

### (મુખ્ય મુદ્દાઓ)

(૧) પૂર્વગ્રહો એટલે ? તેનો આકાર

(૨) ધર્મને નામેની પકડો—તેમના દૃષ્ટાંતો

(૩) * તેમના ત્યાગની ભાવના શા માટે ? નવી ભાવના માટે

* આ આખા લેખમા અન્ય જનોના કથનો અને બીજા મિત્રો મારી કહેલ ને સમજીને લખાયેલી હોય [ એ કે શબ્દ તેઓ મારા રાખી છે એવા ] તેમા ગફલત હોવાને સંભવ છે ' સતબાલ "

## ધર્મને નામેની પકડો—તેમનાં દૃષ્ટાંતો

ઉદાહરણ :—એક જંતુ છે. Sex વેર્મ જાતીય જંતુ આ જંતુની ખાસિયત ગોકળગાય જેવી છે. તેમાં પણ નર અને માદા હોય છે. તેમાય માદા પોતાના બચ્ચાની ખૂબ સંભાળ રાખે છે ને તેને માટે ખોરાક લાવે છે, પણ માળાની બહાર મૂકે છે. એમ બહાર મૂકીને બચ્ચાં સલામત છે કે નહિ તે તપાસવા પ્રથમ અંદર જાય છે, અને પછીજ ખોરાક અંદર લઈ જઈ બચ્ચાને આપે છે. એક વૈજ્ઞાનિકે આનો અખતરો કરી જોયો. તે જે ખોરાક લાવીને બહાર મૂકતું તે ખોરાક આ વૈજ્ઞાનિક દૂર ફેંકી દેતો. તે પ્રાણી તો પ્રથમ પોતાનાં બચ્ચાં સલામત છે કે નહિ તે અંદર આવીને તપાસતું, અને પછીજ ખોરાક ખાવા માટે અંદર લાવતું. ખોરાક દૂર હોય તો દોડમદોડ કરીને શોધી લેતું પણ પ્રથમથી જ ખોરાક સાથે-લઈને જાય, તો કોઈ ખોરાક ફેંકે કે નહિ તેમ એ આંટા ન પડે પણ આવી રીતે વૈજ્ઞાનિકે ૬૦ વાર અખતરા કર્યા છતાં એજ સ્થિતિ રહી કારણકે એનાં સંસ્કારોની પરંપરાથી આવેલી પકડજ એ જાતની હતી.

માઘકવિ-હિરણ્યકશિપુ, રાવણ અને શિશુપાલ ત્રણેને એક વ્યક્તિ માનીને કહે છે "સતીવયોષિત્ પ્રકૃતિર્નિશ્ચલા" અર્થ :—જેમ તે સતી પોતાના પતિને વફાદાર રહે છે તેમ આપણે આપણી પ્રકૃતિને—સંસ્કારોને પણ જન્માંતર સુધી વફાદાર રહીએ છીએ. મતલબ કે સંસ્કારોને એવી રીતે પકડી રાખીએ છીએ, કે છોડયા છોડી શકાતા નથી. જેમ હિરણ્યકશિપુએ પ્રભુ પ્રત્યે વેર રાખ્યું, તેમ રાવણે રામની સાથે અને શિશુપાલે કૃષ્ણની સાથે વેર રાખ્યું છે. પ્રાકૃતિક ગુણો જીવનની છેલ્લી ઘડી સુધી અને બીજા જન્મે પણ સાથેજ દોડયા આવે છે.

આપણે ત્યાં હમણાં હમણાં ચાર્લ્સડાર્વિનનું નામ ઠીક ઠીક જાણીતું થયું છે ચાર્લ્સડાર્વિનનાં દાદા શોષક વૃત્તિના હતા આથી તેનામાં પણ શોષકવૃત્તિના પ્રાકૃતિક ગુણો આવેલા. તેને વિચાર થયો કે આ જગતમાં લાખો વર્ષ પૂર્વે પહેલા કયું પ્રાણી હશે? અને એની પ્રાણીશાસ્ત્રની શોધવૃત્તિને કારણે તેણે સિદ્ધ કરી આપ્યું, કે માબાપના સંસ્કારો પુત્રમાં અવશ્ય આવે જ છે.

બીજો એક પોર્ટુગીઝ માણસ કે જેનું નામ ઓગસ્ટ વીઝમેન છે. તેણે એવી રીતે શોધ કરીને કહ્યું છે કે, માબાપના સંસ્કારો આવે છે અને નથી પણ આવતા, પરંતુ પૂર્વના સંસ્કારો તો આવે જ છે. જેમકે, તેણે એક નરમાદા ઉંદરોની પૂછડી કાપીને પ્રયોગ કર્યો, તો પણ તેનું બચ્ચું પૂછડીવાળું જ જન્મ્યું. મતલબ કે કુદરતી રીતે જ આ તેના સંસ્કારો લઈને જ આવે છે આ પ્રમાણે મનુષ્ય પણ પૂર્વનાજ સંસ્કારો લઈને જન્મે છે અને તેથી જ કહેવત પડી છે કે કૂતરાની પૂછડી છ માસ સુધી દાટો તો પણ વાળીને વાંકી જ રહે ટેવ પડી ટળતી નથી. ત્યાંસુધી સાચો આનંદ અને સાચુ સુખ તે અનુભવી શકતો નથી. આમાં પણ જ્યારે ધર્મને નામે કુસંસ્કારો પડે છે, ત્યારે તો ગજબ થાય છે! આને કાઢવા માટે તો ખૂબ પુરુષાર્થ-સતત પ્રયત્ન કરવો-પડે! કાંટાને તો જલ્દી-કાઢી શકાય છે, પણ આ મનના સંસ્કારોની અસર અને તે પણ ધર્મને નામે પડેલા સંસ્કારોની અસર કાઢવા માટે તો ખૂબ પુરુષાર્થની

–આસ્તિક ને બીજા બધા ભલે ધર્મનો ડગલો ન પહેર્યો હોય તો–મિથ્યાત્વી–કાફર લાગે છે. પરંતુ જો હિંદુભાઈ કે પારસીભાઈ પુદ્ગલ શબ્દ વાપરે તો તેને ખૂબ ગમે છે. પરંતુ તે જ ભાવ બીજા શબ્દોમાં બતાવે તો અપ્રિય લાગે છે.

જૈનોમાં પણ એવું જ મનાય છે કે જંબુસ્વામી પછી મોક્ષનાં દ્વાર બંધ થયાં છે. જો તે ખોલવું હોય તો બીજી યોનિથી કર્મક્ષેત્ર શોધવું પડે છે. ધર્મના સંસ્કારો કેવી જટિલ રીતે પકડાયા છે! જ્યાંસુધી પૂર્વગ્રહોનો પરિહાર થતો નથી ત્યાંસુધી આમાંથી છૂટી શકાતું નથી.

જિસસ ક્રાઇસ્ટના અનુયાયીઓમાં પહાડી લોકોને પણ સામેલ કરેલ છે. તેમાં એક રૂઢિ એવી ચાલે છે કે તેઓ "જેન અને મરિયમ" એ બે મૂર્તિઓને કેદ કરે છે. કેમકે તે બે મૂર્તિઓ છૂટી રહે તો મળી જાયને * બેઉના સમાંવહાલાં જામીન આપે, અને છોડાવે. ફરીથી એ દિવસે પાછાં કેદ કરે! આ લોકોને પૂછીએ કે કેમ ભાઈ આનું કારણ શું છે? તો તેના જવાબમાં તેઓ કહે છે કે "આગે સે ચલી આતી હૈ" કેવી પરાપૂર્વની ચાલી આવતી પરિપાટી!! અમુક વર્ગની એવી માન્યતા છે કે આમતેલ તે પ્રાણીને દેવ માને છે. ચરણામૃત વગેરે ક્રિયાઓ કરે છે. પરંતુ દેવ સાથે સંબંધ જોડવો હોય તો તેનો જ ભક્ષ કરવામાં આવે છે. અને એમ માને છે કે સ્વપર ઓતપ્રોત થઈએ છીએ. ઘણીવાર તો બુદ્ધિશાળી વર્ગ પણ એવા પ્રસંગે તેને જ અનુકૂળ બની જાય છે. નવાઈની તો એ વાત છે કે તે કેમેય કરીને છોડી શકતો નથી.

## તેમના ત્યાગની ભાવના શા માટે? નવી ભાવના માટે.

આનો ફક્ત એક જ ઉપાય છે કે, પૂર્વગ્રહોનો પરિહાર કરવો જોઈએ. આ બધી ખાસીયતોનો ત્યાગ કર્યા પછી જ યોગ્ય ભૂમિકા તૈયાર થશે. જો નવો પાક ઉગાડવો હોય તો, ભૂમિને યોગ્ય કર્યા સિવાય બીજ વાવી શકાતાં નથી. અને પાક પણ સારો આવી શકતો નથી. તેમ જો આ પરાપૂર્વના સંસ્કારોનો ત્યાગ નહિ કરીએ તો આપણો ઉદ્ધાર–વિકાસ શક્ય નથી. નવીન ભાવનાને પોષવા જૂનીનો ત્યાગ કરવો જ પડશે. બન્નેનો સાથે મેળ ન જ બેસે. એક મ્યાનમાં બે તલવાર ન જ રહી શકે. જૂનાને નવા વિચારો વચ્ચે ઘર્ષણ ઉભું જ થાય છે. નવા વિચારોમાં વિવેક ન હોય તો ઘણીવાર અનર્થ થઈ જાય છે.

## ધર્મમાત્રનાં એ માગણીપર પ્રમાણો

જૈન ભાષામાં ક્ષેત્રવિશુદ્ધિ કહે છે. ખેતરની વિશુદ્ધિ જેમ કરવામાં આવે છે તેવી રીતે નવીજૂની માન્યતાઓની સારી દ્રષ્ટિ મેળવીને, મનની વિશુદ્ધિ કરવી જોઈએ. જેમ ખેતરમાં સાંઠીઓ કાઢે છે, ખેડ–

* ઈશુનાં વધ પ્રસંગ બાદ ઈશુશિષ્ય જેન અને મરિયમનો પ્રેમ પ્રસંગ બનેલો તેવી આની પાછળ કલ્પના છે; કલ્પનામાંથી રૂઢિ બની. (જુઓ ધર્મોનું મિલન)

વિચાર્યું નથી. આ મટે આમ બન્યું તેનો શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરતા નથી. પરંતુ ન્યૂટને તો કાંઈક છે. એ કાંઈક ઉપરથી જ ઉપલો સિદ્ધાંત શોધેલ.

આપણે પણ માનીએ છીએ આ સંસારમાં આત્મા મુક્ત છે. "સહજાનંદી શુદ્ધ સ્વરૂપી અવિનાસી હું આત્મસ્વરૂપ" પણ આની પાછળનો વૈજ્ઞાનિક અભ્યાસ કર્યો છે ? કરીએ છીએ ? વિશ્વ–વત્સલ સંઘની પાછળ આ બધાં તત્વોને તેની પાછળના વિશાળ દૃષ્ટિનો ખ્યાલ આવશે.

કદાચ તમોને એમ થતું હશે કે આ નવોસંઘ કેમ સ્થપાય છે ? નવું નવું કેમ રચાય છે ? જાપાનમાં અને ચીનમાં બૌદ્ધ ધર્મ મુખ્યત્વે પાળે છે. છતાં જ્યારે જાપાન ચીન સાથે લડતું હોય છે ત્યારે જાપનની બૌદ્ધ કેવી પ્રાર્થના કરે છે તેની ખબર છે ? તે તો એવી પ્રાર્થના કરે છે કે, હે પ્રભુ ! અમારા જાપાનને વિજય અપાવ, ને ચીનને પરાજય અપાવ. આપણને થશે કે ધર્મ એક છે, પ્રભુ એક છે, તો પ્રભુ કોનો પક્ષ લે ? કોનો ઇશ્વર ? ઇશ્વરને ખરીદી લે છે, કેદ કરે છે–અને માને છે કે અમે પ્રાર્થના સાચા અર્થમાં કરી છે. શું આ સાચું છે ? નહિ જ, એણે તો ધર્મને પૂરીને ખાલી પ્રાણ વગરના હાડપિંજરને જ પકડી રાખ્યું છે !

## આજના જગતના સંસ્કારો

આપણા દેશની જ વાત લઇએ. મિલમાલેકોને પૂછીશું તો તે કર્મવાદનું તત્ત્વ સમજાવશે. ગરીબને શ્રીમંતના ભેદ કોણે પાડ્યા ! ત્યારે તેઓ કહેશે, "અમે પુણ્ય કર્યાં હતાં ને ગરીબોએ પાપ કરેલાં. એટલે અમે શ્રીમંત બન્યા અને તેઓ ગરીબ બન્યા. એમાં અમે શું કરીએ ? તેથી દુઃખી થયા છે" કહો કેવો એ અર્થનો અનર્થ.

માણસ જ્યારે બીજાની આપત્તિ કે અસહ્ય સ્થિતિનો લાભ ઉઠાવીને, કર્મવાદનો ગજ લગાડે છે, ત્યારે તો ખરેખર મહાદુઃખ થાય છે. આવા કર્મવાદને તો જડમૂળથી ઉખેડવો જોઇએ ફેંકી દેવો જોઇએ. એક માણસ બીજાનું દુઃખ જોઇને એમ માનતો થઈ જાય, કે મેં સારાં કર્મ કર્યાં છે. એટલે કર્મને પોતાનાં બનાવી દે છે !

આથીજ રશિયાએ આવા ધર્મને Poison ઝેરરૂપે માનીને ઉખેડી નાખેલ છે. જ્યારે ધર્મ અધર્મનું સ્વરૂપ લઇને બેસે છે, ત્યારે સાચા ધર્મના સંસ્કારો ક્યાંથી પ્રગટ થાય ? આવી સ્થિતિ જોઇને જો ધર્મના સુંદર તત્વોની આવી ફીલસૂફી લગાડીએ તો શરમરૂપ લેખાવું જોઇએ. હું તો આ સામે લાલબત્તી ધરું છું.

મગ ને કાંકરા ભેગા હોય, પણ જો મગને છૂટા ન પાડીએ તો ? તેવીરીતે આજના ધર્મમાં કાંકરા રૂપી કુસંસ્કારો પેસી ગયા છે, તેને બહાર કાઢ્યે જ છૂટકો છે. અને જો એમ કરી તો સનાતન ધર્મના સંસ્કારો દીપી નીકળશે, અને જીવનનો આનંદરસ અનુભવી શકાશે, અને એ ધર્મ પ્રત્યે રસ પ્રગટશે.

## વાતોમાં વેદાંત અને જીવનમાં મીંડું

એક દૃષ્ટાંત આપું—એક વેદાંતીભાઈએ અદ્વૈતવાદનો સિદ્ધાંત પીધો હતો, પણ પચાવ્યો ન હતો. એક વખત ફરતા ફરતા એક સેવકને ત્યાં તેઓ જઈ ચડ્યા. શિયાળાની કડકડતી ટાઢ પડતી હતી. પેલા સેવકે તે વેદાંતવાદીને પૂછ્યું કે નાવા માટે પાણી લાવું ને? પેલા ભાઈ તો હસ્યા અને કહ્યું. "તુમ લોગ કુછભી સમઝતે નહિ હૈ" જ્યાં જ્ઞાનગંગા વહી રહીછે ત્યાં નહાવાની જરુર થી છે? પેલો સેવક પણ કાચો ન હતો. તેને પરીક્ષા કરવાનું મન થયું તેણે ઘેર વધુ તરસ લાગે તેવો ખોરાક બનાવ્યો. બાપજી જમીને સહજ આડા થયા. પણ તરસ ખૂબ લાગવા માંડી. આસપાસ જોયું પણ પેલા ભાઈએ પાણી રાખેલું જ નહિ અને પેલા સેવક તો રૂમની બહાર સાંકળ વાસીને બેઠા, કારણકે તેમને તો પેલા બાપજીની બરાબર કસણી કાઢવી હતી. છેવટે બાપજીને જાતે બારણું ખખડાવવું પડયું ને કહેવું પડયું કે, "ભૈયા મુઝે પ્યાસ લગી હૈ" ત્યારે પેલા સેવકે હાથ જોડીને બાપજીને કહ્યું કે, "જ્ઞાન ગંગા વહી રહી છે" તો આપ તેમાંથી એક લોટો પીશો" બાપજી જાણી ગયાને શરમાયા કે મને માયાનો મચ્યો ખરો. મતલબ કે પૂર્વગ્રહોના સંસ્કારોની મનપર અસર પડી ગઈ હોય છે, કે તે કેમેય કરીને જલ્દી છોડી શકાતી નથી. માટે જ પૂર્વગ્રહોનો પરિહાર કરવો ઇષ્ટ છે. શ્રેયકારક છે. કેટલાક આવી પકડને લીધે ધમાલિયા પ્રવૃત્તિને પુરુષાર્થ માની દોડતા હોય છે. તો વળી કેટલાક પ્રારબ્ધ વાદી જ બની, કશો પ્રયત્ન ન કરતાં, બધું ભગવાન કે કુદરત જ કરી દેશે, એમ માની જડતામય જિંદગી જીવતા હોય છે.

દા. ત. યાહુદીભાઈઓ પ્રાર્થના કરે છે, ને માને છે. કેવિડ આવશે ને યહુદી શાસન કરશે. જેમ આપણા હિંદમાં કેટલાક માને છે કે—

"यदायदाहि धर्मस्य ग्लानीर्भवति भारत,
अभ्युत्थानम धर्मस्यतदाऽऽत्मानं सृजाम्यहं."

જ્યારે દુનિયાપર અધર્મનું શાસન પ્રવર્તાય છે. ત્યારે ધર્મનું ફરી સ્થાપન કરવા માટે, ભગવાન પ્રગટ થાય છે. આ ગીતનો કોલ તદ્દન સાચો છે, પણ કઈ રીતે તેજ સમજવું જોઈએ એક માતંગી. સંતનો વરતારો સાંભળેલ તેમાં જણાવવામાં આવેલ છે કે અષાઢ માસ સુધીની રાહ જુઓ આવું કહેનારા એ ભૂલી જાય છે કે, આપણા અંતરમાં ઉંડે પેસી ગયેલા આત્માને શુદ્ધ વર્તનથી બહાર ખેંચી લાવીશું તો ભગવાન આપોઆપ પ્રગટ થવાના છે. જેમ હાથનું પકાવેલું ભોજન કાચું હોવા છતાં મિષ્ટ લાગે છે, તેમ આપણી વૃત્તિઓને અંકુશમાં રાખીને (આને જૈન ભાષામાં તપ કહેવામાં આવે છે) આત્માને શુદ્ધ સ્વરૂપે બહાર કાઢવાનો પુરુષાર્થ જ જરુરી છે. બાકી ભગવાન કંઈ આકાશમાંથી પ્રગટ થઈને તમારાં દુઃખો નથી કાપવાના. સ્વામી રામતીર્થ વારંવાર આત્માને વિશુદ્ધ બનાવી પવિત્ર જીવન ગાળવાનો પ્રચાર કરતા.

## શા માટે નવી ભાવના?

વિશ્વવાત્સલ્ય સંઘની આ પૂર્વ ભૂમિકા છે. નવી ભાવનાનું સ્થાન મેળવવા પૂર્વગ્રહોનો પરિહાર અનિવાર્ય બને છે. કદાચ શંકા થાય કે નવું બળ ન મળે તો? જેમ બિલાડીનો ટોપ ચોમાસામાં જ થાય છે. ને પછી ફૂટી જાય છે. ઉંચામાં ઉંચા ધર્મના ફણગા ફૂટ્યા છે ને ફૂટ્યા પણ છે. પરંતુ તેમાં જો વેરાનું નાકું પકડીશું તો ફસાઈશું. જે પકડવાનું છે તે ધર્મની સાચી દૃષ્ટિએ પકડવું, ને બીજાને સજી દેવું.

જે ધર્મ સિંહ સમાન વીર્યવાન ન બનાવે, નવું ચૈતન્ય ન આપે, અને સતનો વિવેક ન સમજાવે તે ધર્મ નથી. જે ધર્મ કુરુઢિઓનો ફેરફાર કરી નવું તત્વ, નવા વિચાર, અપનાવતો જશે, તેજ ધર્મ જીવંત રહેવાશે. બધા ધર્મનો સમન્વય કરીને સત્ય તત્વને જાણવીશું તોજ તે ટકશે. આપણા વડવાઓએ ગ્રહેલા તત્વો પરજ આજનો સનાતન ધર્મ ટકી રહ્યો છે. પરંતુ તેમાં કુસંસ્કારો પેસી ગયેલા છે. તે વીણીને દૂર કર્યા વિના ઉદ્ધાર નહિ થાય.

ટીલાંટપકી કે એવી બીજી ધાર્મિક સંજ્ઞાઓથી ધર્મ નહિ ટકે, સંખ્યાઓથી પણ નહિ ટકે, પરંતુ કેટલા ધર્મિષ્ઠ છે તે પરથી જ તેનું માપ નીકળશે. નવું બળ પ્રગટાવવું હોય તો સંપ્રદાય છોડવાની જરુર નથી પણ ધર્મિષ્ઠ કેટલા વધ્યા? સાચા ધર્મનું દૂધ કેટલાએ પીધું છે? તેનાપર ધર્મ નક્કર બનશે. ધર્મ તો ધર્મિષ્ઠ માણસથી જ ઓળખાય. જે ધર્મના નામની પકડો છે તેને તિલાંજલી આપીશું તો આવરણો દૂર થશે. જ્યોતિ ઉદ્દીપ્ત થશે, અને તે ધર્મ ઝળહળી ઉઠશે. પણ ધર્મિષ્ઠ પુરુષોના પ્રયત્નથી જ પૂર્વગ્રહોનો પરિહાર શક્ય બનશે.

કહ્યું છે કેઃ—

છૂટેલા તેજ છોડાવેરે, મુક્ત થયેલા મુક્ત કરાવેરે,

તથા વળીઃ—

આ અપાર ભવમાં પાર વિનાના રોગ તણું વૈદું કરવા,
તત્ત્વજ્ઞાનના વૈદ્ય વિવેકી સમય જાણતી કરપરવા;

અર્થાત—જે લોક સ્થિતિનો અને સમયનો જાણકાર છે, જે કુરુઢિને છોડી શકે છે, તેજ પૂર્વગ્રહોનો પરિહાર પણ કરી શકે છે. ને કરાવી શકે છે. તે આચરી શકે છે, અને બીજા પાસે અચરાવી પણ શકે છે.

### પૂર્વગ્રહોના પરિહારનું સમર્થન

આ દૃષ્ટિએ જ ગીતામાં કહ્યું છે કેઃ—

न बुद्धिभेदं जनयेद् ज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत् सर्वकर्माणि विद्वान युक्तः समाचरन् ॥

અર્થઃ—કર્મરત અર્ધદગ્ધ માણસનો વાણીથી બુદ્ધિભેદ ન કરતાં, સર્વ કર્મોને સુંદર આચરી

| | | |
|---|---|---|
| (૬) બપોરના | ૩॥ થી ૪ | વર્ગના વિદ્યાર્થીઓની સભા |
| (૭) ,, | ૪ થી ૪॥ | અમેસિંગભાઇના દુહાઓ |
| (૮) ,, | ૪॥ થી ૬ | પ્રશ્નોત્તરી |
| (૯) રાત્રિના | ૮॥ થી ૯॥ | પ્રાર્થના (ગામમાં) |
| (૧૦) ,, | ૯॥ થી ૧૦ | શ્રી રવિશંકરદાદાનું પ્રવચન |

## માનવ-ધર્મ

### ( મુખ્ય મુદ્દાઓ )

[૧] મનુષ્ય એટલે ?
[૨] મનુષ્ય પહેલાં કેટલો પ્રયત્ન, વૈજ્ઞાનિક દૃષ્ટિએ.
[૩] માનવધર્મના લક્ષણોમાં મુખ્યત્વે–
[૪] વિચાર શું ? તેના અભાવે શું ? સદ્ભાવે શું ?

# માનવ-ધર્મ

### ( બીજું પ્રવચન )

વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગના ભાઇઓ અને બહેનો !

આજનું આ બીજું પ્રવચન છે. ગઈકાલના પ્રવચનમાંથી પૂર્વગ્રહોનો છેલ્લો અર્થ એ કાઢ્યો હતો કે માનસિક સંસ્કારોની પકડનો ત્યાગ કરવો. તેમાં પણ ધર્મને નામે પડેલી સંસ્કારોની પકડનો ત્યાગ કઠિન હોય છે. છતાં એ વિકાસ માર્ગનું મહાઆવરણ છે, માટે તજ્યા વિના છૂટકો જ નથી. આવી માનસિક સંસ્કારોની પકડના ત્યાગ પછી, આવે છે ક્ષેત્રવિશુદ્ધિની વાત આ માટે પ્રથમ પ્રશ્ન થાય છે– કે આપણે કઈ ભૂમિકામાં છીએ ? એટલે જ આજે આ માનવધર્મનો વિષય લીધો છે.

#### આપણું શરીર

નામ તો શરીરને ઓળખાવનાર સંજ્ઞા છે. આપણા હાથ, પગ, નાક, કાન વિગેરે શરીરના જુદા જુદા અવયવોને પૃથક રીતે આપણા નામથી નથી ઓળખાવતા. એ બધાના સમુહને એટલે કે આખા-શરીરના પિંડને અમુક નામથી ઓળખાવાય છે. મૃત્યુ પછી એટલે કે એ શરીર ગયા પછી, એ નામનો પણ લોપ થાય છે.

#### મનુષ્ય એટલે ?

આપણે કોણ માણસ છીએ ? આ શરીર–આ હાડપિંજર એ મનુષ્ય નથી જ. મહાપુરુષોએ એજ કહ્યું, છે કે તમો પહેલાં એ વિચારો કે તમો માણસ છો કે–નહિ ? મનુષ્ય એટલે મનુષ્યને યોગ્ય એવી મનોભૂમિકા.

કુટુંબમાં બાળકો પરસ્પર કિલ્લોલ કરતાં હોય-શિસ્ત, આજ્ઞા પાલન વિગેરે સહજ હોય-ત્યારે એ કુટુંબ કેટલું સુખી હોય છે? તેવીજ રીતે વનસ્પતિનાં બધાં અંગો ખીલેલાં હોય, ત્યારે એની શી પ્રસન્નતા હોય છે? હૃદયની ઉર્મિઓ દ્વારા સંગીતની સ્ફુરણા થાય છે. જ્યારે ખેડૂત, કોષ 'ચીચૂડ ચીચૂડ' થતો હોય, ત્યારે જે સંગીતની મસ્તીમાં તલ્લીન બની જાય છે; તે અવર્ણનીય છે. એ મસ્તીનો ખ્યાલ બીજાને હોતો નથી-રહેતો નથી. આ કિલ્લોલ કરતાં વેલી વૃક્ષોને નાહક વિચારક માનવી કેમ રંજાડી શકે?

એક ઠેકાણે રાજાજી કહે છે-વનસ્પતિ વિગેરેમાં જીવો છે એ સાબિત થયું છે. એની અસંખ્ય જાતો છે. માનો કે આજે લોકશાસન-લોકશાસન થઈ રહ્યું છે, તેમાં બહુમતિ પ્રમાણે કાયદા ઘડાય તો, વનસ્પતિઓનો જ મતાધિકાર સર્વોપરી થાય અને આપણે તો લઘુમતિમાં રહીએ. અને આમ થાય તો દાતણ કાપવા માટે પણ વિચાર કરવો પડશે. અને ખરેજ સાચો મનુષ્ય કાયદા વિના પણ આ વિચાર કરશે. કારણકે તે વિચારક હશે.

આપણે પણ એકદા વનસ્પતિસ્થિતિમાં હતા. એ વાત ન ભૂલવી જાઈએ. **વનસ્પતિ એટલે એકેન્દ્રિય પ્રાણી,** ત્વચાવાળું પ્રાણી, તેઓ મૂળિયાં દ્વારા ખાય, અને છાલદ્વારા ઠેઠ સુધી એ પોષણ પામે. એમનાં પાનદ્વારા તેઓ હવા, પ્રકાશ, પાણી, વગેરે લે છે.

### ત્યાર પછી આવે છે બે ઈંદ્રિયવાળા જીવો

બે ઇંદ્રિયવાળા પ્રાણીને ચામડી ઉપરાંત જીભ મળે છે. કોડાં, **સર્પોલિયાં** વગેરે. **સર્પોલિયાં** (બે મુખવાળા) નો ઉદ્યોગ જોતાં ખૂબ આનંદ થાય છે. એનો ઉદ્યોગ તો જુઓ? અળસીયાં રેતી-ખાધા પછી કેવી સુંદર માટી આપે છે?

વિષ્ટાના ખાતરમાંથી વનસ્પતિ આપણને શું આપે છે તે તો જુઓ? વનસ્પતિ કાર્બોનિક-કે જે આપણે કાઢીએ છીએ તે લે છે. અને આપણને ઓક્સીજન આપે છે. આ વનસ્પતિની ઉપકારિતા તો જુઓ?

પૂર્વે આપણે પણ આવું જ કરતા. અને ક્રમે ક્રમે વિકાસ સાધતાં સાધતાં આજે આ સ્થિતિએ પહોંચ્યા છીએ.

બે ઇંદ્રિયમાં બે જાતો છે.—પાણીના પોતાના જીવ, અને પાણીમાં રહેતા જીવો. આ બધા જીવોમાં કેટલી શક્તિ છે?

### બે ઈંદ્રિય પછી આવે છે ત્રિઈંદ્રિય

ચામડી, જીભ અને નાસિકા-કીડી.

આ સ્થિતિમાં નાસિકા જબ્બર હોય છે. સુંદરમાં સુંદર વઘારેલું શાક હોય-જુઓ તો ખરા,

એની વફાદારી? કેટલી ઉપયોગિતા? તો ગાય કરતાં ઉચ્ચ ગણાતા આપણે માણસ કહેવાઈએ, છતાં માણસાઈને લજાવે તેવું જીવન જીવીએ છીએ, એનો બીલકુલ હીસાબ નથી. આ કેવું ભયંકર?

મહાપુરુષોએ કહ્યું છેઃ-

"બહુ પુણ્ય કેરા પૂંજથી, શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે ભવચક્રનો, આંટો નહિ એકે ટળ્યો."

આંતર અને બાહ્ય મનના વિકાસ પછી આ ભવ મળ્યો છે. પણ જોવાનું એટલું જ રહે છે; આપણે આપણી જાતને એટલું જ પૂછવાનું રહે છે, કે માનવદેહની આ કાયા તો મળી પણ હું માણસ થયો છું કે નહિ?

## માનવધર્મનાં લક્ષણો.

માણસનાં લક્ષણોમાં પ્રથમ દિવ્યનયન-દિવ્યઆંખ ઉઘડે છે. આ દિવ્યચક્ષુ એનું જ નામ-વિચાર. એ ભૂમિકા ન હોય ત્યાં લગી નીચેની ભૂમિકા હોવાથી, હલકા વિષયોમાં જ એનું ખેંચાણ થાય!

તેથી જ અમારા ગુરુદેવે કહ્યું છેઃ-

"એહને આનંદ એહમાં આવે, જે જન અનુભવ જેમાં જમાવે રે."
મરચાના કીટક મરે સાકરમાં, જળથી જવાસો બળી જાવે;
ખારાજળ જંતુ મીઠાજળમાં મરે, એવું જો કોઈ અજમાવેરે. એહને.
સ્વાદિષ્ટ સાકરથી શ્વાસ તજી દે, જો ખરને કોઈ ખવડાવે,
ઉંટને અત્તરનાં પોતાં શું કામનાં લીંબડે એ લલચાયે રે. એહને."

મનોભૂમિકાનો વિકાસ ન થાય ત્યાં લગી આજ દશા રહે!

## આતે વિકલ્પો કે વિચારો?

આજે આપણી મોટીભૂલ વિકલ્પોને જ-વિચારો માનવાથી થાય છે. ઘણું વાંચેલું હોય છે, એટલે-અમે ઘણું સમજીએ છીએ: એમ બોલાય છે. પણ આ બધું એકડાવિનાના મીંડા જેવું છે. જે સમજવાનું છે તે સમજાયાજ નથી જો સાચી સમજણ આવે, તો પછી પાછી એવી જ ભૂલો કેમ થાય? દાખલા તરીકે-તમને એમ કહેવામાં આવે કે આ રાફડામાં સાપ છે. પછી તમોને કહેવું જ ન પડે કે ત્યાં ન જતા. એ સાપ છે-બહુ ઝેરી હોય છે વિગેરે. તમોએ એનો બરોબર વિચાર કરી લીધો હોય છે. કે આ રાફડા પાસે જવું જ નહિ. પછી એને વળગી જ રહેશો. એમ નહિ કહો, કે હું તો ભૂલથી રાફડા પાસે ગયો હતો. રાફડા પાસે ન જવા માટેની જાગૃતિ પૂરી રહે છે. આનું કારણ એ છે કે આ પૂરેપૂરું વિચારાયેલું છે.

પરંતુ આ પ્રમાણે જો આપણે વિચારીએ, કે ક્રોધનો સર્પ જો આપણામાં આવશે, તો એવો

આ તો મૂર્ખાઈ છે. આ વિચાર નથી, પણ વિકલ્પ છે. તેજ રીતે—

"અનંત યુગ વિત્યારે એણી પરે ચાલતાંજી,
તોયે ન આવ્યો એ પંથીડા કેરો પારરે."

ભોજનનું નામ બરફી, પુરી, રસરોટલી, વિગેરે નામો લેવાથી કંઈ ભૂખ ન મટે. એમ આપણે કલ્પનામાં જ રહી ગયા. આચરણમાં મુક્યા વિના એનો સ્વાદ ક્યે આવે?

તમો હરિજનને ન અડો એનું કારણ કોઈ પુછે તો તમે શું કહેશો? મુડદાલ ખાય છે. માટે, અલબત્ત, મુડદાલ કે હલાલ કશું માંસ જ ખાવું મનુષ્યને યોગ્ય નથી. પણ કુતરાં, બીલાડાં ને કાં અડીને અભડાતા નથી. એમ કોઈ કહે કે તમારે ચૂપ જ થઈ જવું પડે. પણ પૂર્વગ્રહો છે, તેનો પરિહાર કરી માનવધર્મની ભૂમિકા પરના વિચારને અપનાવવાથી સત્યની તુરત જ ખબર પડે!

કેશરડીમાં અમો હરિજન વાસમાં ગયા. ત્યાના સવર્ણ આવ્યા ખરા પણ દૂર જ ઉભા રહ્યા. કારણ–આ ધર્મને નામે પડેલા કુસંસ્કારો છે. ભણેલા ગણેલાને પણ આ વાત ન સમજાય, આને માટે તો માનવધર્મનું ભણતર જોઈએ. તે ભણાય તો તુરંત જ જણાય કે—

"વહી હે કેવળ એક અછૂત, કે જિસકી જૂઠી હૈ કરતૂત"

પ્યારા બંધુઓ! કોયને અડીએ તો છાંટ લેવી જોઇએ. ખરાબ બોલવાથી મોઢું બગડે તે સાફ કરવું જોઇએ. પણ માણસને અડવાથી અભડાવવાનું હોય જ શાનું? તેમાં પણ આતો સેવાભાવી ઋષિઓ તેમને તો નમન હોય કે તિરસ્કાર? કેવું ઉલટું?

જોકે પ્રાચીન ઋષિ–મુનીઓએ તો શુદ્ર બંધુઓને મહત્તર (મેતર) ઋષિ. (રખિ) સંજ્ઞા આપી જ છે. પણ વિચારની આંખ ન રહી. આથી સત્તારશાહ સૂચવે છે કે:—

સદ્‌ગુરુ જેના સાચા રે, તે તો સૌને સરખા ગણેરે જી,
સાચી જેની વાચા રે, તે તો સૌને સરખા ગણેરે જી;
કોણ બ્રાહ્મણ, કોણ વાણિયા, કોણ શૈયદ, કોણ શેખ,
જ્ઞાને કરીને જોઈ લો ભાઈ, આત્મા સૌનો એક."
સદ્‌ગુરુ જેના સાચા રે.

ગુણ નીચા તે ચંડાલ, શુદ્ર તે ચંડાલ નહિ.

એકવાર એક મહાપુરુષે એક ભાઇને કહ્યું કે, "ચંડાલનું પાણી પીશો તો કોઢ જશે" તેથી તે વણ સમજ્યે હરિજન વાસમાં ગયો અને પાણી માગ્યું. મનના પડી ગયેલા સંસ્કારોની પકડોને અંગે એ હરિજન ભાઇઓએ પૂછ્યું કે કઈ નાત? આ ભાઇએ જવાબ આપ્યો કે પાણી લાવો જાત તો ગમે તે.

મેઘ વરસે જ છે. તેમ આપણામાં માનવતા જેમ જેમ આવતી જાય તેમ તેમ એ વરસે જ છે. અને આપણે વધુમાં વધુ નમ્ર બનીએ છીએ. એટલે જ વિચાર પછી પરોપકાર, નિર્ભયતા અને નમ્રતા એ ત્રણ ગુણો પણ મનુષ્યતાના લક્ષણો છે. બધાનો આધાર વિચાર પર છે. એટલે વિચારને અહીં પ્રથમ સ્થાન આપ્યું છે. બાકીના ગુણોની વાત બીજા વ્રતોમાં આવી જ જશે.

ૐ સર્વત્ર શાંતિ વિસ્તરો.

## વિશ્વવાત્સલ્ય ચિંતકવર્મ

### બુધવારનો કાર્યક્રમ

તા ૧૬-૫-૪૫

| | | | |
|---|---|---|---|
| (૧) | પ્રાતઃકાલ | ૬ થી ૬ાા | પ્રાર્થના |
| (૨) | ” | ૬ાા થી ૬ાા | પ્રાસંગિક |
| (૩) | ” | ૯ થી ૯ાા | શ્રી રવિશંકર દાદાનું પ્રવચન |
| (૪) | ” | ૯ાા થી ૧૧ | વિશ્વવત્સલ-સંઘ (ત્રીજું પ્રવચન) |
| (૫) | બપોરના | ૪ થી ૪ાા | મીરાંબેનના ભજનો |
| (૬) | ” | ૪ાા થી ૫ાા | પ્રશ્નોત્તરી |
| (૭) | ” | ૫ાા થી ૬ | શ્રી રવિશંકર દાદાનું પ્રવચન |
| (૮) | રાત્રિના | ૮ાા થી ૯ાા | પ્રાર્થના |
| (૯) | ” | ૯ાા થી ૯ાા | વિશ્વવત્સલ-સંઘ અંગે વાતો |
| (૧૦) | ” | ૯ાા થી ૧૦ાા | બકરાણા-રેથલની ભજનમંડળી |

### વિશ્વવત્સલ-સંઘ

( મુખ્ય મુદ્દાઓ )

(૧) આપણે અને વિશ્વ.........બધા ધર્મની દૃષ્ટિએ
,, ,, .........વિજ્ઞાન દૃષ્ટિએ.
(૨) આપણે વિશ્વ સાથે કર્તવ્ય સંબંધ રાખવા છતાં—શુદ્ધ કેમ રહી શકીએ ?
(૩) क, ધારો કે 'વિશ્વવાત્સલ્ય' ન રાખીએ તો ?
ख, આપણા આર્ય દ્રષ્ટાઓએ પ્રાણી સૃષ્ટિનો સંબંધ કેવો—જોડી બતાવ્યો !
(૪) સંઘ રચનામાં સાવધાનતા કઈ ?
(૫) સંઘ રચનાનો સામાન્ય પ્રકારોલ્લેખ

દેવદારુ વૃક્ષને પાર્વતીપુત્ર બતાવ્યું છે અને રઘુવંશમાં સમર્થ કવિ પં. કાલિદાસે સુંદર વર્ણન કર્યું છે. એટલે કે દેવ, મનુષ્ય, પશુ, પંખી, વનસ્પતિ સુદ્ધાં આમ એક બીજા સાથે પ્રત્યક્ષ સંતતિ સંબંધથી સંબધિત બતાવેલ છે. આ વાત આજે ગળે તત્કાળ ન ઉતરે તો પણ વળી આજના જગતમાં નાગકન્યાનું મનુષ્યની સાથે લગ્ન અસંભવિત લાગે તો પણ મનુષ્ય સ્ત્રીના ગર્ભથી સર્પ સંતાનના દાખલા જ્યોતિષે અને પ્રત્યક્ષ કવચિત્ પણ દેખાય છે. સમુદ્ર પાણીમાંથી મુખ-મસ્તક, છાતી લગી મનુષ્યાકારનાં સ્ત્રી પુરુષ અને નીચેનો ભાગ માછલાનો એવા યુગલ મળી આવે છે. અહીં તો આપણે એજ કહેવા માગીએ છીએ કે, બધા જીવોના મૂળમાં એક છે, અને તે હું પોતે છું.

ગીતાનું વિરાટ દર્શન હું રૂપી વાસુદેવમાં, અર્જુન રૂપી મન દિવ્યચક્ષુથી કરી શકે છે. તેમાં દેવ, દાનવ, દૈત્ય, યક્ષ, રાક્ષસ, પાપી, પુણ્યશાળી, ઋષિ, મુનિ, માનવ, નરક, તિર્યંચ વગેરે સૌ છે આ દૃષ્ટિએ જોતાં જૈનસૂત્ર ઠાણાંગ મૂળને સ્પર્શીને કહે છે "આત્મા એક છે" અને અનેક પણ છે. યોગીશ્વર આનંદઘનજી કહે છેઃ—

"ભાજન ભેદ કહાવત નાના, એક મૃતિકા રૂપરી,
તૈસીહી ખંડ કલ્પના રોપિત, આપ અખંડ સ્વરૂપરી." (રામ કહો)

જેમ કુંભાર પાસે તાવડી, ઘડા વગેરે ભાજન જુદાં જુદાં હોય છતાં માટીનું તત્વ તાવડી, ઘડા વગેરેમાં એકજ છે, એમ સચરાચર સૃષ્ટિમાં ચેતન સ્વરૂપ એક છે. એમ વૃત્તિભેદે આપણાં શરીર જુદાં જુદાં છે. આકૃતિઓ જુદી જુદી છે. શરીરવર્તી જીવ પણ જુદા જુદા છે. પરંતુ જીવદશાની પેલે પાર રહેલું શુદ્ધ આત્મ તત્વ એટલે કે કર્મનો લેપ જેને સ્પર્શતો નથી, તે પરમ ચૈતન્ય. તો સોમાં એક સરખું જ છે. કીડી, સર્પ, દેડકાં, ઘોડા, માણસ એમ જોતાં આપણે જુદા જુદા છીએ, પણ સૌમાં આત્મા એક સ્વરૂપી છે. જૈન ધર્મમાં સંસાર અને મોક્ષ બન્ને દશાને અનાદિ અનંત માની છે. જે સંસારી મોક્ષાર્થી બને છે તે સત્પુરુષાર્થ દ્વારા મોક્ષ મેળવીજ શકે છે. એટલે સંસારી બની ગયા માટે આપણને ગભરાવાનું કારણ નથી. વળી વિશ્વથી ભાગવાનું પણ કારણ નથી. આપણે અને વિશ્વ સમસ્ત જીવો પરસ્પર સંબંધી છીએ.

હિંદમાં ત્રણ મુખ્ય ધર્મો છે. વૈદિક, જૈન, અને બૌદ્ધ. તેમાં બે ધર્મોનાં પ્રમાણ લીધા પછી બૌદ્ધ ધર્મ તરફ વળીએ. બૌદ્ધધર્મને કોઈ નાસ્તિક કહે છે. પણ તે નાસ્તિક છેજ નહિ. ઈશ્વર, આત્મા એવા શબ્દો ન માને તેથી કંઈ નાસ્તિક ન કહેવાય. પુનર્ભવ, પૂર્વભવ, પાપ, પુણ્ય, નિર્વાણદશા, સત્પુરુષાર્થ, વગેરેમાં તે માને છે. માત્ર આત્માની તાત્વિક વાતો પરત્વે એક કાલે બૌદ્ધધર્મે જોર નહોતું આપ્યું, તેનાં કારણો હતાં એ વિષે મારી હવે એક પ્રસંગ કહું.

એકદા બુદ્ધદેવ શિષ્યો સાથે વિહાર કરતા હતા. તેવામાં જંગલમાં એક કારમી ચીસ સંભળાઈ. એ ચીસ ભારે કરુણ દર્દનાક હતી. તે સુણી શિષ્યો દોડ્યા બુદ્ધદેવે કહ્યું, 'કેમ દોડો છો?' અમારું દીલ દોરી

There is something. કંઈકછે ની માન્યતા છે કોઈ ગોડ, કોઈ ખુદા, કોઈ પ્રભુ કોઈ આત્મા એમ કહેછે. મૂળે એક છે.

"રામ કહો, રહેમાન કહો, કોઈ કાન કહો મહાદેવરી,
પારસનાથ કહો કોઈ બ્રહ્મા, સકલબ્રહ્મ સ્વયમેવરી;"

આ રીતે ભાષાના ભેદ જુદા જુદા છે-પણ તત્ત્વ એક છે? જેમ એક જગ્યાએ પાંચ ભાઈઓ ચોખાના નામ માટે લડતા હતા. કોઈ કહે ચોખા કોઈ ચાવલ કોઈ તાંદુલ, કોઈ રાઈસ, કોઈ તંડૂલા, એમ કહેતા હતા. દરેક પોત પોતાનું ખરું કહેવડાવવા કોશિષ કરતા હતા. એક સજ્જને આ જોયું. અને ખરી હકીકત કહી. મતલબ કે ચીજ એક હતી. નામ જુદાં જુદાં હતાં. તેમ સિદ્ધાંત જુદા સત્ય એક છે. ધર્મશાસ્ત્રો જુદાં છે તત્વ તો અનેકમાં એકજ છે, ફરી જ ભેદ નથી માત્ર અભિન્નતા છે. જગત અને આપણે આવી જ રીતે એક છીએ., પણ ભેગા ક્યાં? અને જુદા ક્યાં? તે બરાબર સમજવું જોઇએ. એટલે અદ્વૈત પણ સાચું છે અને માધવાચાર્ય જેવાનું દ્વૈત પણ સાચું છે, અહીંસુધીની ચર્ચાદ્વારા તો વિશ્વમાં એક તત્વ છે -અને તે આપણામાં છે, માટે આપણું અને વિશ્વમાંના જીવોનું ચૈતન્ય એક છે, વૃત્તિ જુદી છે, એ વિચાર્યું. હવે આપણે વિશ્વ વચ્ચેનો સંબંધ જાતીય વિજ્ઞાનની દૃષ્ટિથી વિચારીએ. શાસ્ત્ર દૃષ્ટિએ જાતિય વિજ્ઞાન અને એના મૂળ અને અંતિમ એક તત્ત્વ વિષે જોઈ ગયા, હવે વર્તમાન વિજ્ઞાનની કસોટીએ પણ જોઇએ.

### વિશ્વ અને આપણે માત્ર વર્તમાન વિજ્ઞાનની દૃષ્ટિએ

સ્ત્રી અને પુરુષ એ બે વ્યક્તિ જ આ સંસારનું મૂળ છે. વનસ્પતિમાં સુદ્ધાં સ્ત્રીકેશર અને પુંકેશર હોય છે અને કેટલાંક પતંગિયાંજ એ બન્નેનો યોગ જોડનાર બને છે. પવનદ્વારા પણ કેટલીકવાર પુંકેશર પુષ્પ સાથે સ્ત્રીકેશરનો કે સ્ત્રીકેશર સાથે પુંકેશરનો યોગ થઈ જાય છે, અને અનેક પ્રજા એમ વૃદ્ધિગત થાય છે. જોકે જૈનસૂત્રોની દૃષ્ટિએ ગર્ભથી પેદા થયેલાં પશુ પંખી કે મનુષ્ય જેટલું વિજ્ઞાન બીજા પ્રાણીમાં નથી હોતું. ગર્ભજ પ્રાણીને સંજ્ઞી કહે છે, બીજાને અસંજ્ઞી કહે છે, ગર્ભજ પ્રાણીને મસ્તિષ્ક તથા કરોડ રજ્જુ વગેરે માતા તરફથી મળે છે, એટલે જ સૌ શિક્ષકો કરતાં માતાને મહાન માનવામાં આવે છે.

આજના વૈજ્ઞાનિકો દેડકાંઓને એમ માને છે કે, માદા અને પુરુષ બન્ને જાત હોય છે, જોકે બહારના અવયવ એવા નથી હોતા પણ આંતરીક ગ્રંથીની રચના જુદી જુદી હોય છેજ. તે બન્ને પૈકી માદા ડ્રૂંઉડ્રાંઉ કરે અને પ્રવાહી છોડે છે, તેથી આકર્ષાઈ પુરુષ પણ સંગીત છોડે છે. એટલે અમુક જાતના અવાજ કરે છે અને તેના શરીરમાંથી રસ ઝરે છે. આમ રજ અને વિર્ય સજીવ અણુઓ સંયોગ પામી ઇંડા રૂપ બને છે, ને તેમાંથી દેડકાં પેદા થાય છે. દેડકું એ સંમૂર્છિત છતાં પચેન્દ્રિય પ્રાણી છે, એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય લગીના વિકાસની અને ઓળખાણની વાત 'માનવધર્મ'વાળા પ્રવચનમાં કહેવાઈ ચૂકી છે. એક આચાર્ય કહે છે કે; તેવી એકે યોની નથી, તેવું એકે રૂપ નથી, તેવી એકે ગતિ નથી,

વાકય વાસુદેવ માટે સત્ય છે. તો આપણે બીજા કોણ છીએ ? આપણું જ પેદા કરેલું આ જગત છે. એટલે કે આપણે જ જગતના પિતા છીએ. તેમાં પણ ખરી રીતે તો માતા જ છીએ. આ ભાવના આપણામાં કેવું વાત્સલ્ય જગાડે છે ?

જૈનશાસ્ત્રની દષ્ટિએ આત્મા અસંખ્યાત પ્રદેશી અને શરીર વ્યાપી છે. છતાં અનંત શરીરમાં રહેલા અનેક જીવોનો સરવાળો પણ અસંખ્યાત પ્રદેશથી વધતો નથી તેમ એ કહે છે. જયશિખરનું ધડ-માથું-પડયા પછી પણ લડતું હતું. રામાયણમાં સુલોચનાએ પોતાના પતિના મોઢાને હસાવ્યું હતું. સુકન્યા સાવિત્રીએ મૃતપતિને યમને ઘેરથી પાછો બોલાવ્યો હતો. અર્થાત્‌, મૃતને સજીવન કર્યો હતો. ભર્તુહરિ જેવાને અમર માનવામાં આવે છે. મહાભારતમાં ધડ પડયા પછી, બભ્રુવાહનનું માથુ લડતું હતું. આજના વૈજ્ઞાનિકો મડદાને અમુક ક્ષણ લગી સજીવન બનાવે છે. ખરી વાત એ છે કેઃ– જીર્ણવસ્ત્ર છોડી નવું પહેરવાનું જ અંતરાત્માને ઇચ્છિત હોય છે. એટલે તેના શ્વાસોશ્વાસ પ્રમાણે જ આયુષ્ય તે બાંધે છે, ને ભોગવે છે. પણ કલ્પના ખાતર ધારી લઇએ તો એક શરીરમાં લાંબોકાળ રહેવું કે એક શરીરીએ અનેક શરીરીઓ પેદા કરવા એ બધી શકયતા આત્માની અનંત શકિત આગળ રહેલી જ છે. પરંતુ જેમ હંસને વિષ્ટામાં રમવાનું મન જ થતું નથી અને ભૂંડ જેવાને થાય છે. તેને પોતાની શકિતની શ્રદ્ધા હોતી નથી. તેવું જ આત્મારૂપી હંસને માટેછે. એટલે જ્ઞાનીને પણ આયુ વધે નહિ, કર્મ ભોગવવાં પડે એ ઉકિત ઘટી રહે છે અને ઉપર કહેલી વાતનો પણ મેળ પડી જાય છે.

આ બધી વાત કહીને હું મૂળ ફરી ફરીને એ વસ્તુ કહેવા માગુ છું કે; સમસ્ત વિશ્વ અને આપણે આધ્યાત્મિક દષ્ટિએ જુદા નથી તેમ જાતીય દષ્ટિએ પણ જગત આપણુંજ સર્જન છે.

એકી સાથે આપણાથી આખું જગત સર્જાઈ જાય એમ બને તો, આપણે તેને આપણી આજની મનોભૂમિકામાં તો જીરવીજ ન શકીએ મનુષ્યનોજ દાખલો લો.

એક કાળ એવો હતો કે એકેક માબાપને ત્યાં હજારો સંતાનો થયાની વાત આવે છે. વૈદિક ગ્રંથોમાં સગરની વાત આવે છે. કૌરવો સો ભાઈઓ હતા. તે પ્રસિદ્ધ વાત છે. આજે તો સાત ભાઈ પણ આશ્ચર્ય ની વાત લાગે છે.

જૈન ગ્રંથોમાં ઋષભદેવનું દેહ પ્રમાણ ૫૦૦ યોજન હતું, આજે એ વાત હંબક જેવી લાગે છે. હું ન ભૂલતો હોઉં તો, ખોદાણ કરતાં એક માનવી હાડપીંજર જ ૩૩ ફીટ ૪ ઇંચ નું નીકળ્યું છે.

દૂરની વાત જવા દઈએ આજે આપણા વીર્યમાં અને બળખામાં સુદ્ધાં સંમૂર્ચ્છિમ મનુષ્યો પાર વગરના છે; એમ જૈન શાસ્ત્રોમાં લખ્યું છે. અને આજનું વિજ્ઞાન વીર્યમાં સંખ્યાબંધ સજીવ અણુઓ કલ્પે જ છે. અલબત્ત પુરુષ વીર્ય અને સ્ત્રી રજના મિલન પછી પણ સ્ત્રીના બીજાશયના ઇંડાસુધી જતાં અને ઘસાતાં પહેલાં તો કૈકનો નાશ થાય છે. અને ઇંડાનું પડ તોડી કોઈક જ જીવ અને કોઇવાર-દાખલ થાય છે. અને ત્યાં ગયા પછી પણ પકવ થઇ ને કોઇક જ બહાર નીકળે છે.

અને વિશ્વના બીજા જીવોને મુક્તિ દેતા થંઈ પડે. આમ અદ્વૈત ક્યાં અને દ્વૈત ક્યાં એ ચાવી શોધી કાઢવી રહી. આપણાજ વીર્ય અને રજદ્વારા હવે સૃષ્ટિ ધાવવા કરતાં આપણા વીર્ય અને રજ બન્નેના મૌલિક તત્વ બુદ્ધિ અને હૃદય એ બન્નેની પાછળના આત્મૈક્ય દ્વારા વિશ્વપર જે જ્યોત–જે રસ પ્રવાહ–રેલાવીએ તેજ ઉત્તમ છે. એમ જોયા પછી તેનું આચરણ કઈ રીતે થાય તે રીત શોધી કાઢવી રહી.

## વિશ્વવાત્સલ્ય

આમાંથીજ મને વાત્સલ્ય શબ્દ મળ્યો. વાત્સલ્ય શબ્દ જો વિશ્વ સાથે ન હોત તો તે વાત્સલ્ય પૂર્ણ પવિત્ર ન રહેત. કારણકે તેનું ભાજન કોઈ સાંકડું હોત. પણ આતો સમસ્ત વિશ્વ–કે જેમાં માત્ર મનુષ્યજ નહિ, માત્ર જાનવરો કે પખીઓજ નહિ, પણ સમગ્ર સચરાચર સૃષ્ટિ એટલે વિશાળ પાત્રનું વાત્સલ્ય પણ તેટલુંજ વિશાળ અને વિશાળમાં વિશાળ એવા આત્મજ્ઞાનમાંથીજ નીકળેલું પછી શી ખામી? સ્ત્રીપુરુષના શુદ્ધ પ્રણય કરતાં પણ વાત્સલ્ય શબ્દ વધુ પવિત્ર અર્થમાં છે. આજ દૃષ્ટિએ લગ્ન સંબંધમાં સદોષતા આવી ગઈ તેમ તેમ સ્વગોત્રીય-કન્યા–વરનાં લગ્નો, બેનભાઈના પવિત્ર સંબંધને આંચ ન આવે તે દૃષ્ટિએ જ નિષેધાયેલાં જણાય છે. આજે "વાત્સલ્ય" શબ્દ પોતે પણ પ્રેમ કરતાં વધુ શુદ્ધ છે. તેમાંય આજના કાળેતો 'મોહ'ના અર્થમાં પણ પ્રેમ વપરાવાથી વિકૃત થયો છે. આમ વાત્સલ્યમાં પવિત્રતા છે. તે ઉપરાંત કર્તવ્યનિષ્ઠા પણ છે. દયામાં ઉચ્ચ નિચનો ખ્યાલ રહે છે. સેવામાં પણ કંઈક અહંકારનો સંભવ છે. જ્યારે વાત્સલ્યમાં એકતા અને નમ્રતાનો ભાવ રહે છે. "મા" કદી પોતાના બાળકને મેં કંઈ ખવડાવ્યું એવી જાહેરાત કરતી નથી. ઊલટું બાળકને ખવડાવીને પોતે રાજી થાય છે. મતલબ કે "વાત્સલ્ય" માં સ્વાભાવિક ઉમળકો છે.

આથીજ "વિશ્વવાત્સલ્ય" એ આદર્શમાં ઉચ્ચ નીચનું જાતિકુલાભિમાનનો સંભવ નથી. "વિશ્વવાત્સલ્ય" હોવાથી આ મારાં અને આ પારકાંનું સંકુચિતપણું પણ નથી. સર્વદેશ, સર્વજાતીઓને એમાં અવકાશ છે. સર્વયોનિઓ, સર્વગતિઓને અવકાશ છે.

આથી દોષાપત્તિ નથી ગુણવૃદ્ધિ છે. એક 'મા' કદરુપા બાળકને પણ ચાહે છે. તેમ રૂપાળાને પણ ચાહે છે. તેને સ્થૂલ દૃષ્ટિએ દેખાતું રૂપાળું કે કદરુપું અથવા ધનિક કે નિર્ધન, વિદ્વાન, અવિદ્વાન સૌ એક સરખું દેખાય છે. કારણકે રૂપ, ધન, વિદ્યા, ઐશ્વર્ય, સૌની પાછળ રહેલા આત્મસૌંદર્યના એ દર્શન કરી શકે છે. એને મન સૌંદર્યએ દર્શનનો વિષય છે, ઉપભોગ નો નહિ. અને શ્રી અરવિંદ કહે છે તે ભાષામાં ઉપભોગ કરે છે તે તે વસ્તુનો વસ્તુત્વનો તે ઉપભોગ કરે છે. વસ્તુના ખોખાનો નહિ.

## શુદ્ધ કેમ રહી શકાય?

માટે જ 'વિશ્વવાત્સલ્યથી' આત્માની શુદ્ધિ ટકી રહે છે. એટલું જ નહિ બલ્કે શુદ્ધિની વૃદ્ધિનું એ કારણ બને છે. આમ 'વિશ્વવાત્સલ્ય' એ રસમય માર્ગ છે. એમાં નિવૃત્તિમાર્ગપ્રેમી તેમજ પ્રવૃત્તિ–

### આનું કારણ?

આનું કારણ દયા નહોતી, મોહ હતો. દયાએ તો પોતાનો પાઠ પ્રથમ પૂરો કર્યો હતો. પણ પછી એનું સ્થાન મોહે લીધું હતું. પ્રથમએ ન જણાયો. પણ પછી ફૂટી નીકળ્યો. સ્ત્રી જાતથી ઘૃણાને લીધે વૈરાગ્ય જેનો જાગ્યો હોય તેવા ત્યાગીઓ નિમિત્ત મળતાં જ પ્રત્યાઘાતરૂપે મોહવશ થઈ ગયાના ઉદાહરણો પણ મળે છે. જૈનગ્રંથોમાં આવા ઉદાહરણો છે જ. આમ કેટલીકવાર વૈરાગ્યને ઓઠે કે દયાને ઓઠે પણ 'મોહ' રહેલો હોય છે. હું તો આ ઉદાહરણોદ્વારા ત્યાગીમાત્રને એ કહું છું કે, જગત સાથેનો સંબંધ અનિવાર્ય છે. સંન્યસ્ત દશા એ સંબંધોના ત્યાગ માટે નથી, પણ સંબંધોની પાછળ મોહાદીનો સંભવ છે, તેથી દૂર રહેવાય અને કર્તવ્ય સંબંધ રહે તે જાગૃતિ સારુ સ્થિરભૂમિકા મેળવવા માટે છે. આ ભાન રહે તોજ સંન્યસ્ત સાર્થક છે.

એક ગૃહસ્થ પણ જો આવી ભૂમિકા કેળવી શક્યો હોય તો બ્રહ્મચર્ય એને સ્વાભાવિક હશે. અને તે ગૃહસ્થલિંગમાં પણ સંન્યસ્તદ્વારા જે મેળવાય તે સિદ્ધિ આ વેશમાં પણ મેળવી જ શકાશે. એટલા માટે આ "વિશ્વવાત્સલ્ય સંઘમાં" ગૃહસ્થ અને ત્યાગી બન્ને ચિહ્નોને સ્થાન છે.

અલબત્ત ગૃહસ્થે તો આ ભૂમિકાની પ્રાપ્તિ માટે બહુ જ પુરુષાર્થ ખેડ્યો હશે. કારણકે એને ઘણાં આંતરિક યુદ્ધોમાંથી પસાર થવું પડ્યું હશે? પોતાના નાના કુટુંબપર કેન્દ્રિત 'થયેલું' વાત્સલ્ય તેમને 'વિશ્વવાત્સલ્ય' કરવું પડ્યું હશે તથા પોતાના અંગ-જાત-સંતાનને-એક પુષ્પની નાનેરી કળીને સુદ્ધાં તુલામાં તોળી ન્યાય આપવાનો રહેશે.

ગીતામાં જેને અનાસક્તિ કહે છે. તે શબ્દ 'વિશ્વવાત્સલ્ય'ની દશા પ્રગટ કરવામાં બહુમૂલો ભાગ ભજવે છે. પણ જેમ યોગની સમતાયોગ અને કર્મકૌશળ બે બાજુ છે. તેમ "વિશ્વવાત્સલ્ય"ને પણ બે બાજુ છે. તેમાંથી બીજી બાજુમાં અર્પણતા-સહજ અર્પણતા-ને ખૂબ સ્થાન છે. જોકે "વાત્સલ્ય" શબ્દ પોતેજ અર્પણતા સૂચક છેજ. ત્યારે વિશ્વવાત્સલ્ય શબ્દની તો વાતજ શી? જૈન સૂત્રોમાં પણ લોકસંગ રાખવો, મમત્વ છોડવું, એમ કહ્યું છે. 'વિશ્વવાત્સલ્ય' ને ક્રિયારૂપ આપવા માટે જ ગૃહસ્થોને સ્વધર્મી વાત્સલ્ય-સમાન વિચારના લોકો પ્રત્યે વાત્સલ્યનો ભાર આપ્યો છે. માંડવગઢનું જીવંત ઉદાહરણ એનું સક્રિય પ્રમાણ છે. જૈનસાધુઓને જૈનસૂત્રોમાં "છકાયના માબાપ" વિશેષણ વપરાયું છે. અહિં તો આપણે સર્વસજ્યોનો અધિકાર:—

> "સકળ જગતની બની જનેતા વત્સલતા સહુમાં રેડું,
> એજ ભાવનાના અનુયાયી બનવાનું સહુને તેડું."

એ ફલિત થાય છે.

### આપણા આર્ષદ્રષ્ટાઓએ શું આપ્યું?

આપણા આર્ષદૃષ્ટાઓએ "આત્મવત્ સર્વભૂતેષુ" અથવા "વિશ્વવાત્સલ્ય" ને સક્રિય સ્વરૂપ આપવા માટે એકતો અત્યુપકારક જનેતારૂપ ગાય આપી છે. તેની પ્રત્યેક ક્રિયા આપણને ભારે બોધદાયી

ખાસ દેખાય છે. 'અભિજ્ઞાન શાકુંતલ'માં કણ્વઋષિને આશ્રમેથી વિદાય થતી. શકુંતલાને વૃક્ષવેલીઓ પણ કૌટુંબિક " વાત્સલ્ય બતાવવાની વાત છે.' વનસ્પતિમાં પણ ચેતન હોવાથી " વાત્સલ્ય " છેજ. 'લજામણી' જ નહિ બલ્કે અનેક વનસ્પતિઓના ભાવ વિષે આધુનિક વૈજ્ઞાનિકોએ પૂરવાર કર્યું છે. જળના જીવોને પણ "વાત્સલ્ય" શી અસર કરે છે ! પૂર વખતે લોકો ચુંદડી–નાળિયેરથી પ્રતીતિ કરાવે છે.

## સંઘ રચનામાં સાવધાનતા કઈ ?

વિશ્વવાત્સલ્યસંઘની રચનાની વાત કરતાંની સાથે જ સાવધાનતા વિષે પ્રથમ જ કહેવાયું છે. છતાં ફરી ફરીને એ કે કોઈ પણ સંઘ પ્રથમતો કર્તવ્યદષ્ટિએ કે ગુણલક્ષીદષ્ટિએ, પ્રાયઃ જન્મે છે. પણ પછી પક્ષાગ્રહ, મતાગ્રહ, એવો બંધાય છે કે તેમાં સંકુચિતતાનું ઝેર પેસે છે. એક પ્રસંગ કહું:—

એક જૈનમુનિ જૈનઘરે ભિક્ષા વહોરવા ગયા. બાઈએ ભાવથી વહોરાવ્યું પણ ખરું. મુહપત્તિ સામે જોતાં તેને ખબર પડી કે આ સાધુ મારા સમ્પ્રદાયના નથી. એટલે તે ખૂબ પશ્ચાતાપ કરવા લાગી. તેને પોતાનું સમકિત ! ( પકડાવેલું મમત્વરૂપી સમગત ) જતું લાગ્યું. " વોસિરે " " વોસિરે " બોલે, સાધુ ભલા હતા. તેણે કહ્યું બેન ! અફસોસ ન કરો. તમારી રોટલી આ રહી લઇ લો. દાળ તો ભેગી થઇ ગઇ છે ! કહો કેવી વાત ? બાઇની ભોળપનું તો શું કહેવું ? પણ કહેવાતા ગુરુઓએ એનો કેવો દુરુપયોગ કર્યો ! ખરી રીતે વ્યક્તિ નહિ પણ સંકુચિત પણું જ આનું કારણ છે. આ ઉદાહરણ આપણે આપણા પર લેવું જોઇએ. " આ મારાં, આ નહિ. " એમ હોવુંજ ન ઘટે. સમાન વિચારોનું મંડલ એ જ વિશ્વવાત્સલ્યસંઘની પાછળ હેતુ હોય તે સચવાઇ રહેવો જોઇએ.

વટાળવૃત્તિ કે વ્યક્તિરોગ ગુણપૂજા રહિત વ્યક્તિપૂજા વગેરે ન પેસી જવાં જોઈએ. આ બાબતમાં ગાંધીજીનું ઉદાહરણ નોંધપાત્ર છે. લોકો ગાંધીવાદ કહે છે. પણ તે જાગૃત રહ્યા છે. તેઓ ગાંધીજયંતિને સ્થાને " રેંટિયાબારસ " નું કહે છે. ફોટો, ઝૂંપડી, વગેરે જડપૂજાના વિરોધને તેમણે હેતથી સમર્થન આપ્યું છે.

## સંઘ રચનાની રૂપરેખા.

પિપળો, ખીજડો વગેરે સાથે અનુસંધાન, નાગપૂજા, કાગવાસ આ રીતે પૃથ્વી, પાણી, વનસ્પતિ, પ્રાણી, પંખી, પશુ, માનવ, દેવ, દાનવ આદિ સાથેનો આપણો સંબંધ એક યા બીજા પ્રકારે, આપણા વડવાઓથી ચાલ્યો તો આવે જ છે. એમાં ક્યાંક ભય, ક્યાંક લાલચ, ક્યાંક રૂઢિ, આમ બધું છે. હવે આપણે એમાં નિર્ભેળ ' વાત્સલ્ય ' લાવવાનું છે.

## સંઘ શા માટે ?

આખો ' માનવસમાજ ' પ્રથમ આ વાતને નહિ ઝીલી શકે. માટે જ તે ઝીલનારના સમુદાયનો એક સંઘ કલ્પાયો છે. પૂર્વગ્રહોનો–પરિહાર કર્યાબાદ નવેસરથી માનવતાનો એકડો ઘૂંટીને જ આ માર્ગે આવનાર આ સંઘનો સભ્ય થઇ શકશે. આ સંઘમાં પણ ત્રણ વર્ગ કલ્પ્યા છે.

સૂચનાઓઃ—

(૧) બ્રહ્મોપાસક વર્ગમાં દાખલ થઈ તાલીમ લીધા વીના એક પણ સાધક જિનોપાસક-વર્ગમાં દાખલ ન થઈ શકે !

(૨) સાધક અને સાધિકા ઉભયને ઉપયુક્ત સર્વ કંઇ લાગુ પડે છે. પરંતુ બધી વ્યવસ્થાનો ભાર પોતપોતાને શિરેજ રહેશે. બન્નેનાં ક્ષેત્ર સર્વથા પોતપોતાની કક્ષામાં સ્વતંત્રજ રહેશે. જે સાધકે પોતાનો સાધન માત્રનો માલિકીહક્ક મંડળને ચરણે ધર્યો છે. એને યથાયોગ્ય શ્રમે યથાયોગ્ય સર્વસાધનો મેળવવાનો હક્ક મંડળ તરફથી પ્રાપ્ત થશે.

(૩) જરૂર પડયે સાધિકાઓની સતીત્વ ભરી સાધનામાં, કે એમના દિવ્ય તેજમાં, પોતાની મર્યાદામાં રહી સહકાર આપવો, એ તો પ્રૌઢ સાધકોનો અનિવાર્ય ધર્મ છે જ અને રહેવાનો.

ચોથી ભૂમિકા જેને સહજ પ્રાપ્ત થઇ ચૂકી છે, એવી મૈયાનીજ સાક્ષાત તેજોમૂર્તિરૂપ વિરલ-વિભૂતીઓને આવા કોઈ પણ ક્રમમાં આવવાની જરુર નથી. એમને કોઈપણ નિયમો બાધ્ય થઇ શકતા નથી. કારણકે નિયમો જે લક્ષ્ય અર્થે છે, એ લક્ષ તરફનું વહન એમના જીવનમાં સહજ સ્વાભાવિકજ હોય છે. આવી વિરલ વ્યક્તિઓ વિશ્વના અન્યોન્ય ક્ષેત્રોમાં કાળે કાળે જન્મે જ છે. એવી વિભૂતિનું મુખ્ય લક્ષણ એ છે કે એ સર્વ દશામાં સતત જાગરૂક અને સહજ પ્રસન્ન રહી શકે છે. એની જન્મસિદ્ધ-સમતા મેરુસમી અડોલ હોઇ એને કોઇ પણ બળ નિજાનંદની મસ્તીમાંથી ડોલાવી શકતું નથી. કોઇપણ દુન્યવી પ્રલોભન એની સહજતાને ડગાવા સમર્થ નીવડયું નથી. એનું જીવન, એટલે સાક્ષાત પ્રેમસિંધુ.

## સંઘના સત્તર નિયમો.

[૧] એકતો એકે કેવળ જનસમૂહથી ભાગવાની આમાં વાત નથી. તેમ વળી જનસમૂહને અતિ વળગી રહેવાની પણ આમાં વાત નથી. કારણકે ભાગવાથી ઋષિશ્રી ભરતના જેવો પ્રત્યાઘાત થાય છે. તેમ અતિ વળગી રહેવાથી આસક્તિ જન્મે છે-અને વધે છે.

[૨] વળી આમાં વટાળવૃત્તિને પણ અવકાશ નથી. સૌ પોતપોતાના પંથને, સંપ્રદાયને, રામાનંદી સિતાનંદી, શીખ, મુસ્લિમ, યહુદી, ખ્રિસ્તી, જરથોસ્તી, ને માને અને રહે. બ્રાહ્મણ સંધ્યા કરે, મુસ્લિમ નિમાઝ પઢે, એ બધાને આવકાશ છે. પણ પોતપોતાના સંપ્રદાયની કર્મકાંડ સંબંધની રૂઢિઓને બીજાપર લાદવાનો કોઈને કોઇજ આગ્રહ ન કરે. ઉપરાંત કર્મકાંડ સંબધી નિયમોનું મૂળ જાળવી એમાં ઉચિત્ત પરિવર્તન કરે તથા દરેક મત, પંથ, ધર્મમાંથી મૌલિકસત્ય જેમાં જળવાઈ રહ્યું હોય તેવી બધી વાતોને પોતાની ગણીને અપનાવે. આનુંજ નામ તે " સર્વધર્મસેવા " જો કે આથી એના પોતીકા સંપ્રદાયવાળાઓ એને પોતીકો ન પણ માને અથવા વિરોધ કરે. છતાં એણે તો આ બધું પ્રેમથી સહી લેવાનું છે. અને સંપ્રદાયને કંટાળીને કે ભય લાલચ વશ છોડવાનો નથી. આમ કરનારાઓ એકંદરે પોતપોતાના સંપ્રદાયને પણ સ્વઆચરણ દ્વારા લાભ

સ્થાપવાનું બળ પ્રેમમાંજ છે. એ દૃઢતા કરવી.

(૧૫) ક. આવેગ, ( ચિત્ત અને શરીરને વિરૂપ કરવું ) ખ. રોષ, ( સ્મૃતિમાં કિન્નો રાખવો ) ગ. તાડન, ( માર મારવો ) અને ઘ તર્જન, ( ધમકાવવું ) વગેરે ક્રિયા ન કરવી. છતાં પૂર્વાભ્યાસોને લઈને થાય તો ફરી તેવું ન થાય તે માટે પ્રાયશ્ચિતાદિ લઈ ચોકસાઈ રાખવી. આ નિષેધાત્મક બાજુ થઈ.

## વિધેયાત્મક વાત્સલ્યનાં બીજા કેટલાંક ઉદાહરણો

### વિધેયાત્મક એટલે શું ?

દાખલા તરીકે તમે કંઈ જમો છો, પાસેનો દેહધારી ભૂખ્યો છે, તો તેવા પ્રસંગે યથાશક્ય સંયમ કરી એમાંથી આપવું. અણભૂખ્યાનેય આમંત્રણ કરી સાથે બેસાડવો, અને તે પણ દાતા–યાચકને નાતે નહિ. પણ બંધુ બંધુને નાતે એ તમારો ધર્મ બની રહે છે. એજરીતે તમે આવશ્યક કારણે નિરુપાયે વાહનમાં મુસાફરી કરો છો, તમને બેઠક મળી છે, પાસે તમારો બંધુ ( માનવી ) ઉભો ઉભો થાકી ગયો છે, તો એને રાહત આપવી એ તમારો ધર્મ છે. એજ પ્રમાણે સર્વસ્થળે મદદ કરવા યોગ્ય સંયોગો ન ચૂકવા. અને એવી તક શોધવા તત્પર રહેવું. તે ભાવાત્મક વાત્સલ્યની શુભ ક્રિયા છે.

### બીજી કક્ષાના સાધકો માટે:—

ઉપરના સામાન્ય નિયમોને બીજી ત્રીજી કક્ષાના સાધકોએ પણ અનુપેક્ષિતભાવે પાળવાનાજ છે. ઉલ્ટું ધ્યેયને વધુ વફાદાર રહે એ રીતે એમને સંસ્કારીને પાળવાના છે.

સાધક પોતાના ઘર ઉપરાંત મંડળમાં અને પડોશીપર વાત્સલ્યવર્ષણનો પ્રયોગ કરે, અને એ માટે એવા:– (૧) ભ્રાતૃભાવ વર્ધક સંમેલનો, (૨) નિર્દોષપાન ઉત્સવો, (૩) નિસર્ગ વિહારો, ( કે જેમાંથી પ્રત્યેક કારણોને એવો સાત્વિક રસ મળે, કે જે રસ આધ્યાત્મિકતામાં કાયમી સ્થિરતા ટકાવી રાખવામાં ઉપયોગી થાય એ ) યોજે.

### સર્વોત્તમ કક્ષાના સાધકો માટે વિધેયાત્મક

સાર્વજનિક–સર્વક્ષેત્રોમાં વાત્સલ્ય વર્ષણનો પ્રયોગ આદરે. મૌલિક વિજ્ઞાનનાં અને નવીનતાનાં સંશોધન અને નિરુપણ એ ત્રીજી કક્ષાનો મુદ્રાલેખ. કારણકે આ સર્વોત્તમ કક્ષાના સાધકોને પર અને અપર- ઉભય વિજ્ઞાનની પળેપળે આવશ્યકતા રહેશે.

(૧૬) માંચડ, માંકડ, મચ્છર, પેદા જ ન થાય, લોકોને સજા ન થાય, તે રીતે મળમૂત્રાદિક તજવાં, સ્વચ્છતા રાખવી, આ જંતુઓ પ્રત્યે પણ વાત્સલ્ય ન ભૂલવું.

(૧૭) આ સંઘ લગ્ન જીવનને બહુજ પવિત્ર રાખવામાં માને છે. એટલે સંઘના સભ્ય સભ્યા વચ્ચે લગ્ન સંબંધના સંકલ્પ વિકલ્પથી સંઘ કાર્યો અંગે સાથે રહેતાં ભાઈબેનોએ દૂર રહેવા યત્ન કરવાનો છે.

ૐ મૈયા

## વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ

### ગુરુવારનો કાર્યક્રમ

તા. ૧૭-૫-૪૫

| | | | |
|---|---|---|---|
| (૧) | પ્રાતઃકાલ | ૬ થી ૬ાા | પ્રાર્થના |
| (૨) | " | ૬ાા થી ૬ાાા | પ્રાસંગિક |
| (૩) | " | ૯ થી ૯ા | શ્રી પડ્યાનાં ગીતો |
| (૪) | " | ૯ા થી ૯ાા | શ્રી રવિશંકર દાદાનું પ્રવચન |
| (૫) | " | ૯ાા થી ૧૧ | સમાજમાં ધર્મનું સ્થાન (ચોથું પ્રવચન) |
| (૬) | બપોરના | ૪ થી ૪ા | શ્રી રણછોડભાઈનાં ભજનો |
| (૭) | " | ૪ા થી ૪ા | શ્રી દામોદરભાઈનાં ભજનો |
| (૮) | " | ૪ાા થી ૬ | બાલ નનકડા પ્રયોગ (પાંચમું પ્રવચન) |
| (૯) | રાત્રિના | ૮ાા થી ૯ા | પ્રાર્થના |
| (૧૦) | " | ૯ા થી ૧૦ા | શ્રી રવિશંકર દાદાનું પ્રવચન તથા વ્યસનોની પ્રતિજ્ઞા વિધિ (ગામમાં) |

## સમાજમાં ધર્મનું સ્થાન

(મુખ્ય મુદ્દાઓ)

(૧) ધર્મની વ્યાપકતાનો ચિતાર હિંદ દૃષ્ટિએ
(૨) ગામડામાં તેનું હાડપિંજર
(૩) તેમાં પરિસ્થિતિ ભેદે નવો પ્રાણ પૂરવાનો તે કોણ પૂરી શકશે?
(૪) ચિંતનરૂપ જે કહ્યું, તેની હવે ક્રિયાત્મક રૂપરેખા

॥ ૐ મૈયા ॥

## "સમાજમાં ધર્મનું સ્થાન"

(ચોથું પ્રવચન)

વિશ્વવાત્સલ્ય વર્ગનાં માતાઓ અને ભાઈઓ !

ત્રણ પ્રવચનો પછી આજે "સમાજમાં ધર્મનું સ્થાન" એ ચોથું પ્રવચન થાય છે. પહેલા પ્રવચનમાં પૂર્વગ્રહોના-પરિહાર પર ઠીકઠીક કહેવાયું છે ધર્મના નામે પડેલા સંસ્કારોની ઉંડી અસરને લીધે

એ પ્રેમ અજોડ હતો. આ આશ્રમમાં બન્નેને સમાનતાનું શિક્ષણ મળ્યું હતું. દ્વારકાધીશ જ્યારે સુદામાને ચિંથરેહાલ જુએ છે, તોપણ તરત જ રાજસભામાં સિંહાસનેથી ઉતરી તેને પ્રેમપૂર્વક ભેટી પડે છે. પોતાની સાથેજ સિંહાસન ઉપર બેસાડે છે. આ આશ્રમમાં પ્રથમ પૂર્વગ્રહોનો ત્યાગ કરવાનું શિક્ષણ અપાતું હતું. સમાન ભૂમિકા તૈયાર થયા પછી જ એકડો ભણવાનું ને ગણત નું શરુ થતું. આવી જાતની તાલીમ આપણા પ્રાચીન હિંદમાં ગુરુકુળોમાં અપાતી હતી અહીં પણ એટલાજ માટે "પૂર્વગ્રહોનો પરિહાર" માનવધર્મ, અને પછી સંઘ યોજના વિષે કહેવાયું છે.

જેમ એક માતા પોતાના બાળકનું દૂધ પાઈને રક્ષણ કરે છે, તેમ આ વિશ્વ મારું છે; અને વિશ્વના જીવોનું રક્ષણ કરવું એ મારો ધર્મ છે. એક વીર્યના બિંદુઓના જીવોનું રક્ષણ કરવું એ પણ ધર્મ છે.

"मरणं बिंदु पातेन जीवनं बिन्दु धारणात्"

હવે આજનો વિષય લઈએ:—

## ધર્મની વ્યાપકતાનો ચિતાર હિંદની દૃષ્ટિએ

જેમ સમુદ્રમાં નાની મોટી અનેક નદીઓ સમાઈ જાય છે, તેમ આ વિશ્વધર્મમાં, વ્યક્તિ, સમાજ, દેશ, રાષ્ટ્ર વગેરે તત્વો આવી જ જાય છે. એ વિષે ઉ લેખ કર્યો છે.

### વર્ણાશ્રમ અને ધર્મ

પ્રાચીન હિંદમાં આર્યોએ આશ્રમના ચાર વિભાગ પાડેલા, બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થ શ્રમ, વાનપ્રસ્થાશ્રમ, અને સન્યાસાશ્રમ. આપણે અગાઉ કહ્યું તેમ પ્રથમ વિભાગમા માબાપ પોતાના પુત્રને આદર્શ ગુરુને ત્યાં વિદ્યાઓ શીખવવા મોકલતાં. ત્યાં આગળ પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્યનું કડક પાલન કરી વિવિધ પ્રકારનું શિક્ષણ બાળકો લેતાં. પછી પુખ્ત વયે ગૃહસ્થાશ્રમમાં લગ્ન કરી પ્રવેશતાં. કર્તવ્ય ખાતર પ્રજોત્પતિ કર્યા પછી–વાનપ્રસ્થ જીવનને છેવટે સંસારથી છૂટા થઈ પ્રભુ ભક્તિમા જીવન સમેટી લેતા.

ઉપરના ચાર આશ્રમો ઉપરાંત ચાર વર્ણો પણ નક્કી કરેલા છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શુદ્ર.
બ્રાહ્મણ—પોતે વિવિધ પ્રકારનું જ્ઞાન મેળવતો અને તે બધુંજ જ્ઞાન બીજાને આપી દેતો
ક્ષત્રિય—બ્રાહ્મણ, વૈશ્ય ને શુદ્રનું સંરક્ષણ કરતો, જેથી પ્રજાએ તેને સંરક્ષક નીમ્યો.
વૈશ્ય—વૈશ્યના હાથમાં ઉત્પાદન અને વિનિમયની સત્તા હતી.
શુદ્ર—ત્રણે જાતિની સેવા સ્વીકારી લીધી.

આજે તો બ્રાહ્મણ ગણાતા મોટેભાગ વર્ગ પણ જ્ઞાન આપવાને બદલે અજ્ઞાનમાં સબડી રહ્યો છે. નોકરી કરે છે અને તમાકુ આદિનો વ્યાપારીને વ્યસની થયો છે. જ્ઞાન પોતે જ ન પામ્યો હોય તે અન્યને શું પમાડી શકે ! ક્ષત્રિઓ સંરક્ષકનું ભાન ભૂલી, સત્તાધારી થઈ પડ્યા છે. વૈશ્યોના હાથમાંથી સાચા સર્જન અને વિનિમયની સત્તા ચાલી ગઈ છે–અને શુદ્રો જે સેવા કરતા તેનો આજે અસ્પૃશ્ય તરીકે તુચ્છકાર

## વૈદ્યો અને કર્તવ્ય નિષ્ઠા

પ્રાચીન કાળમાં માણસોને ભાગ્યેજ રોગ થતા. તેઓ નિયમિતને તંદુરસ્ત જીવન ગાળતા હતા. તે વખતની આયુષ્ય મર્યાદા પણ લાંબી હતી. આજે દુનિયાના બધા દેશો કરતાં હિંદની આયુષ્ય મર્યાદા ઓછામાં ઓછી છે. આપણે ત્યાં મોટા ભાગના રોગો આળસ, અજ્ઞાનને વહેમ ને લીધે વ્યાપક ફેલાયા છે. ગામડામાં પણ ચેપી રોગો ફેલાયા છે. શરીર ચોકખાં ન રાખે; તેમજ ચા, બીડી તેમજ અભક્ષ્ય પદાર્થોનું સેવન કરે આથી શરીર ન બગડે તો શું થાય ? ત્યારે એ વખતના વૈદો પણ એવા હતા કે વૈદનું પ્રસન મુખ જોઈનેજ રોગીનો અર્ધો રોગ તો જતો રહેતો વૈદ પ્રસન્ન હાથે દર્દીને ખૂબ પ્રેમથી રાહત આપતા ને માવજત કરતા એ વખતના વૈદ્યો પૈસાના ગુલામ ન હતા. પૈસા ખાતરજ દવા ન કરતા. પણ કર્તવ્ય ખાતર કરતા રોગનું મૂળ કાઢવા પૂરતું લક્ષ આપતા. તેમને બદલો તો મળી જ રહેતો. જે જે સાજા થઈ જતા તે પણ કર્તવ્ય ખાતર બદલો વાળતા. મતલબ કે શ્રીમંત ગરીબનો ત્યાં ભેદભાવ ન હતો. દવા કર્તવ્ય ખાતરજ કરતા. આજે એવા વૈદ્યોની ખૂબ આવશ્યકતા ઉભી થઈ છે. કયા વીરલાઓ જાગશે ?

## લોકશાસન

પ્રજા કાયદો ઘડતી ને રાજા પ્રજા બન્ને તેનું ચૂસ્ત પાલન કરતા મતલબકે ધર્મમય પ્રજાશાસન હતું અને ત્યાંજ સાચુ લોકશાસન જળવાતું. જુદા જુદા વર્ણના પ્રતિનિધિઓ ચૂંટાતા. સચિવો રાજા વગેરે ઉપર પણ, ધર્મ ગુરુઓનું સ્થાન હતું. જ્યારે દશરથે વિશ્વામિત્રની માગણીથી રામ લક્ષ્મણને મોકલવાની આનાકાની કરવા માંડી ત્યારે વશિષ્ઠગુરુએ તેમને કર્તવ્યભાન કરાવ્યુ હતું. રામની સીતા સ્વીકારની ટીકા એક ધોબી પણ કરી શકતો. કેવીએ રાજા પ્રજા વચ્ચેની એક વાકયતા ! રાજાની કેવી કર્તવ્યનિષ્ઠા !

બીજાં દૃષ્ટાંતઃ—રાજગૃહી નગરીમાં બિંબિસાર રાજા રાજ્ય કરતો હતો. તેને ચેલ્લણા નામની રાણી હતી. એક વખત એક સોદાગર કિંમતી કાંબળો લઈને રાણીના આવાસે વેચવા આવે છે. એક કાંબળાની કિંમત સવાલાખ સોનામહોર જેટલી હતી જ્યારે રાણી રાજાને ખરીદવાનું કહે છે, ત્યારે રાજા જવાબ આપે છે કે—"એ ધન આપણી માલિકીનું નથી પ્રજાનું છે. આપણે તો એ ધનના ટ્રસ્ટી છીએ, માલિક નથી. કેવો સુંદર જવાબ !"

મહાન મોગલસમ્રાટ ઔરંગઝેબ પણ પોતે કુરાનની નકલો લખીને તથા ટોપીઓ સીવીને પોતાનું ગુજરાન ચલાવતો. પ્રજાના ધનને ટ્રસ્ટી તરીકે સાચવી રાખતો.

કાયદાને ચુસ્ત રીતે પાળનાર જહાંગીરનું નામ તો સાંભળ્યું જ હશે ! નુરજહાં ધોબીને મારી નાખે છે. ત્યારે ધોબણનો ન્યાય જહાગીર આપે છે. "તારા પતિને જે બંદૂકવડે મારી નાખ્યો છે તેજ બંદૂકવડે નુરજહાંના પતિને અર્થાત્ મને પોતાનેજ મારો નાખ ! જહાગીરી ન્યાય તે આનું નામ ! કાયદો સર્વને માટે છે. આવું શાસન કેવું કહેવાય ? લોકનું કે આપખુદ ? આનુંજ નામ સાચું લોકશાસન. કે જે રાજ્યમાં રાજા એક ટ્રસ્ટી, સંરક્ષક ને ન્યાયાધિશનું કામ કરે છે.

## ચારવર્ણોની એકવાક્યતા

ચારવર્ણોને આપણા શરીર સાથે સરખાવું છું:—

માથાનો ભાગ— બ્રાહ્મણ—જેમાં જ્ઞાન ભરેલું હોય છે.

બે હાથ ——— ક્ષત્રિય —હાથવડે દરેક પ્રકારનું રક્ષણ કરી શકાય છે.

ધડ ——— વૈશ્ય —અનાજને પચાવી લોહી અને વીર્ય બનાવે છે. અનાજમાંથી વીર્યનો વિનિમય કરે છે. તૈયાર કરે છે.

પગ ——— શુદ્ર —પગ ગમે ત્યાં જવા આવવા ઉપયોગી છે. મગજ હાથને ધડની સેવા ઉઠાવવા હરપળે તૈયાર રહે છે.

## ગામડામાં હજુ પ્રાચીન સંસ્કૃતિનું ઉભેલું હાડપિંજર

આપણા પૂર્વજો સુતાર, લુહાર, કુંભાર, વણકર, વગેરેને વસવાયા ગામને વસાવનાર કહેતા હતા. વસવાયા એટલે વસાવનાર. ખરેજ ગામ વસાવનાર તેઓ જ હતા અને છે. પ્રજાપતિનું ઉપનામ કુંભારને મળ્યું હતું. કુંભાર એટલે મહાન કળાકાર. માટીમાંથી પાણીની માટલીઓ; અનાજ રાંધવા માટેનાં વાસણો વગેરે પોતાની સુંદર કળાવડે ઘડી આપે તે પ્રજાપતિજ કહેવાયને? માટીમાંથી તેણે નવુંજ સર્જન કર્યું છે. આવા મહાન વજ્ઞાનિકોના વંશને આપણે ભૂલી ગયા છીએ! તેઓને તો આપણા આદરપાત્ર ગણવા જોઇએ. આપણે તેઓની કદર કરવી જોઇએ.

સુનારે–ઝાડમાંથી લાકડાં કાપીને સુંદર રહેવાને માટે ઘરો બનાવી આપ્યાં, ટાઢ, તાપ, ને વરસાદથી રક્ષણ કરી આપ્યું છે. એક ગામથી બીજા ગામ જવાને માટે, સહેલગાહ–ફરવા માટે, ગાડાં, ગાડી, બનાવી આપ્યાં છે. આને પણ મહાન વૈજ્ઞાનિક શોધ કરી છે, તેની પણ કદર કરવી જોઈએ. સુતારને તો આપણા આર્યો વિશ્વકર્મા કહેતા અને ખરેજ એ નામ યોગ્ય જ છે.

હરિજન—હરિજનોને પૂર્વે મહતર કહેવામાં આવતા. હરિજનોએ પણ અદ્ભુત વૈજ્ઞાનિક શોધ કરીને આપણને રૂમાંથી કાંતીને વણીને તૈયાર કાપડ બનાવીને ઓઢવા પહેરવા આપ્યું. ટાઢથી રક્ષણ મળ્યું. ને નગ્ન દેહ ઢંકાયો. આવા મહાન નમ્ર વૈજ્ઞાનિકોના વંશને ભૂલી જવા–અસ્પૃશ્ય ગણવા એ શું યોગ્ય છે? આપણે તેને સન્માનવા જોઈએ. રમેહર ઋષિશ્વર એ નામોથી અપભ્રંશ બનીને આજે ભંગી શબ્દ યોજાયો છે. આતો આખા સમાજની માતા છે. જેમ બાળકની સેવા માતા પ્રેમભાવે નમ્રપણે કોઇને કહ્યા વગર ઉઠાવે છે, તેમ આ રમેહર ભાઇઓ પણ આખા સમાજની સેવા ઉઠાવી રહ્યા છે તેમને અસ્પૃશ્ય ગણવા જોઈએ? જો એ સેવાનું કામ છોડી દેશે તો સૌએ કામ કરવું તો પડશે જ, નહિ તો રોગના ભોગી થવું પડશે. આવા મહાન માતા તુલ્ય સેવકને આપણે અસ્પૃશ્ય ગણીએજ કેમ? તેને તો સન્માન આપીને ઉલ્ટી કદર કરવી જોઈએ.

પરંતુ આજે તેઓની—કુંભાર, સુનાર, લુહાર, વણકર, હરિજન ભંગી વગેરેની સ્થિતિનો ખ્યાલ

### ગાંધીજી અને સ્વરાજ્ય

આજે ગરાશિયા તેમજ બીજા ક્ષત્રિય ભાઈઓ કદાચ કહે છે કે; વાણિયો શું સ્વરાજ્ય લાવવાનો હતો ? પરંતુ ખરી વાત એ છે કે જેનામાં સાત્વિક ગુણો હશે તેનુંજ મેળવેલું સ્વરાજ્ય વિશ્વશાંતિ માટે ઉપયોગી થશે. પછી તે જાતનો વૈશ્ય હોય બ્રાહ્મણ હોય કે ક્ષત્રિય !

બ્રાહ્મણ તરીકે હું સંયમના લક્ષ્યવાળા લોકસેવકોને સૂચવું છું. વલ્લભભાઈ જેવા ક્ષત્રિય ગણાય. બજાજ જેવા વૈશ્યો ગણાય. કે જેમણે સંચયનો સદુપયોગ પણ કરી જાણ્યો છે. શુદ્રોનું સ્થાન બહુજ ઉચ્ચ કે ઋષિમુનિઓ જેવાજ તે સ્થાનને શોભાવી શકે. આ રીતે હાલનાં મૂલ્યાંકનોમાં જબ્બર ફેરફાર થવો જોઈએ.

ભાલ નળકંઠના પ્રયોગમાં આવી દૃષ્ટિ રાખી સમાજ રચનાનું કાર્ય કરવાનું છે. મતલબ કે હિંદના ગામડામાં એ પ્રાણ પૂરવાનો છે. આમ જો સમાજમાં વ્યાપકરીતે ધર્મનું સ્થાન આવશે તો એ સમાજ આ દેશ કે વિશ્વ વિદ્યુતવેગી ક્રાંતિ આણીને સર્વાંગ સુંદર બનશે. આ સિવાય કાયમી શાંતિનો બીજો એકેય ઉપાય નથી.

ૐ સર્વત્ર શાંતિ વિસ્તરો.

## ભાલનળકંઠા પ્રયોગ

### ( પૂર્તિ લેખ )

### ( મુખ્ય મુદ્દાઓ )

(૧) નળકંઠા સંપર્ક પહેલાંની મનોભૂમિકા વિગેરે.
(૨) નળકંઠાની ભૌગોલિક સામાજિકાદિ ઓળખાણ.
(૩) સમેલન અને દૃષ્ટિ.
(૪) સમેલન પછીના અનુભવો.
(૫) ક. ભાલ સંપર્ક–
ખ. ભાલ અને નળકાંઠા વચ્ચેનો પરિસ્થિતિ ભેદ.
(૬) આદિલનો પછી એમની સ્થિતિ અને બીજી કોમ પર અસરો તથા સંપર્ક.
(૭) આજે કેટલી પ્રવૃત્તિઓ ચાલુ છે ?
(૮) હવે પછી શું ? સ્વાશ્રય માટે અહીં કયા ઉદ્યોગોની તક છે ?

### ભાલનળકંઠા પ્રયોગ

વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગના માતાઓ અને ભાઈઓ !

'ભાલનળકંઠા પ્રયોગ' એ નામનો લેખ અમદાવાદમાં વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ પહેલાં લખાયેલો

છું. ખરી રીતે મારે નૈતિક હિમ્મતથી, પરમપૂજ્ય ગુરુદેવના વિચારોથી હું જ્યાં નોખો પડ્યો હતો, તે મારે સાફેજ ખુલ્લું જણાવી દેવું જોઈતું હતું.

આવા સંયોગોમાં મેં સ્ફુરણાજન્ય એક વર્ષનો એકાંતવાસ લીધો અને ધર્મસાહિત્ય સારી પેઠે વાંચી-વિચારી કાઢ્યું અને હવે મારે કેવીરીતે વર્તવું ? તે અંગે નિવેદન બહાર પાડ્યું. આ સમૌન એકાંતવાસ વેળા મને પાટીદાર કોમનો સહવાસ થયો. અજાણ પ્રદેશમાં પણ રહી શકાય છે, જીવી શકાય છે, એ જીવંત અનુભવ પણ થયો. નિવેદન બાદ લિંબડી સંપ્રદાય તરફથી મારો બહિષ્કાર થયો. આ વેળાએ સ્થા. સમાજનો ઘણો વર્ગ-કુતુહલ, આશ્ચર્ય, સ્નેહ અને નવીનતા એમ ચતુર્વિધ ચક્કરે ચડેલ હતો. મંદિરમાર્ગી સમાજનો વર્ગ ધર્મપ્રાણ લોંકાશાહની લેખમાળાના વખત કરતાં હવે જુદી રીતે જોવા લાગ્યો. કોઈ તરફથી આકર્ષવા પ્રયત્ન પણ થયા. મને તો આ બધા પ્રસંગોમાંથી લોકમાનસનો સુંદર અનુભવ મળ્યો. જગતની શ્રદ્ધા, જગતના સ્નેહ અને જગતના વાહવાહોની કિંમત કયાં અને કેટલી ? તે પારખવાની તક મળી. સત્યની મૂડીજ સાધકનો આધાર છે. અનેક ખાડીખીડીમાં આશા નિરાશાના કેટ મોજાં વચ્ચે નૌકા રહી. એમાં મુખ્ય બે આધાર.

(૧) એક, જેને હું ૐ મૈયા કહું છું તેના નામનો-અને-

(૨) બીજો, મારા પરમપૂજ્ય ગુરુદેવની મારા પ્રત્યેની ઉદારતાનો.

વાલજીપરાના ચતુર્માસમાં ઠાકરડા કોમનો થોડો અને પછી ગામડાઓમાં ફરતાં ઠીકઠીક અનુભવ થયો, ત્યાંથી ડાહ્યાભાઇ મલાતજવાળા નલકાંઠા ભણી લઈ ગયા. આ છે દીક્ષા પછીના અવધાનકાળથી માંડીને નળકાંઠા સંપર્ક પહેલાંની ઘડી સુંધીનો ટૂંક ઈતિહાસ.

## નળકાંઠાની ભૌગોલિક સામાજિક ઓળખાણ

નળકાંઠાની ભૌગોલિક સામાજિકાદી ઓળખાણ વિષે નળકાંઠાનું નિર્દશન વાંચવાની ભલામણ કરું છું. જોકે આ સાથેના લેખમાં પણ એનો કેટલોક ખ્યાલ તો આવે તેમ છે જ.

## સંમેલન અને દૃષ્ટિ

સંમેલન અને એની પાછળની દૃષ્ટિ વિષે પણ વધુ અહીં કંઈ ન લખું તોય ચાલી શકશે.

"ધર્મદૃષ્ટિએ સમાજ રચના" ના પ્રયોગની જ આ કોમના બંધારણ અને બધી પ્રવૃત્તિઓ પાછળ દૃષ્ટિ છે-તે પાઠક સમજી જ શકશે.

## સંમેલન પછીના અનુભવો

પ્રથમ સંમેલન પછીનો એક ભાગની દેવતીમાં બનેલો પ્રસંગ ટૂંકમાં આ જાતનો છે. એક પારસી ગુદુભાઈ મોટર લઈ અમદાવાદથી શિકારે આવેલા. જૂડાના વાઘરીઓને એમણે સાથે લીધા હતા. આ ભાઈને બંધારણ પછીની અહીંની અકસ્માત ચમત્કારિક પલટાયેલી સ્થિતિનો કદાચ ખ્યાલજ નહિ હોય!

માટે દ્વાર ઉઘડી જાય. લોકોની પ્રતિકારક શક્તિ કે જે હજૂ લાડની નહોતી તે ઓસરી જાય અને કોમના શિથલ તત્ત્વોને આ કિસ્સાથી મહાન સાથ મળે. અને આમ થાય તો જે કંઈ આંદોલન છે. તેને મહાન ફટકો પડે. એક નિયમ ઢીલો થાય-એટલે બધા ઢીલા બને. એ આવા સમૂહ માટે ઢીલા બને ! આ કલ્પના-વિચારે-હું કંપેનો હતો. મારે આ સાણંદ મહાજને મોટેભાગે-મારાજ મમતાળુએ-ઉપાડેલી આ મૂંઝેશમાં સાથ આપવો એ મને ધર્મ લાગ્યો. સમય બહુ થોડો હતો. શક્ય તેટલું સર્વ કરવાનું હતું. અમદાવાદની લાગવગનો ઉપયોગ થયો. મહાજન પૈકીના ભાઇઓ ગવર્નરને મળવાની ઇચ્છાએ જઈ આવ્યા. કશું જ ન વળ્યું. ગવર્નર અમદાવાદ આવ્યા પછી પણ પ્રયત્ન થયો, તે નિષ્ફળ ગયો. શિકારદિન આવ્યો, તેની આગલી રાત્રિએ અમલદારો વગેરે મારી પાસે આવ્યા. હું જુવાલમાં સાંજે પહોંચ્યો તે પહેલાં પોલીસ ત્યાં પહોંચી ગઈ હતી.

જુવાલના આગેવાનોને અમલદારે આ રીતે સમજાવેલું કે " ગવર્નરને તમારે હારતોરા કરવાના છે ' ગવર્નર તમોને પાટની પેલી બાજુ જવાનો રસ્તો નથી. તે કરી આપશે વગેરે.

આ ભાઇઓ આ રીતે તૈયાર થયા છે, એ મને ખબર મળેલા. લોકપ્રચારમાં સાણંદે ખૂબ મદદ કરેલી પણ શિકારને દિવસે આવેલો મોટો મનુષ્ય મેળાની મને કલ્પના નહોતી. અમલદારોએ મને કહ્યું, હવે ગવર્નરનો નિયત કાર્યક્રમ પાર પાડ્યા વિના અમારો છૂટકો નથી. અમારે વધુ પોલીસ લાવીને પણ કાર્ય કરવું જ પડશે. " શિકાર ગવર્નર પોતે જ બંધ રાખે તો જુદી વાત છે. ' " હું અને મારા સાથીઓ ગવર્નરને મળીએ, તેવી ગોઠવાઈ કરી આપી શકો ? તેમણે કહ્યું " આખો સમૂહ તે વેળાએ જો ધસે તો અમારી અને તમારી બન્નેની સ્થિતિ કઢંગી થશે. ત્યારે સમૂહ ભાગ્યે જ શિસ્ત જાળવી શકશે. એને પરિણામે જે પગલાં લેવાશે તેમાં પંખી બચતાં મનુષ્યો હોમાશે. અને જુવાલનું નામ ગવર્નમેન્ટ ચોપડામાં કાયમ ખાતે એવું ચીતરાશે કે તેનાજ ખર્ચે અહીં કાયમી ચોકી રાખવી પડે. આ બધુ વિચારો ! મને એમની વાણીએ અસર કરી તેમ કહુ એના કરતાં મને મારી આંતરિક નબળાઇએ વધુ અસર કરી એ વધુ બંધ બેસતું છે. અને હું વચને બંધાયો. પ્રાર્થનાની પૂર્ણ છૂટ અને અમલદાર પોલીસ સુપ્રી-ને પૂછી અમુકને ગવર્નર સાથે મુલાકાત કરાવી આપે" એવી વાત હતી. પણ તેમાં કશોજ ખાસ સાર નહોતો. અને બન્યું પણ એમજ. જોકે પ્રભાતે ઠેરઠેરથી મોટો માનવ સમૂહ ઉલટી પડ્યો. સાણંદ બાવલા વગેરે સ્થળેથી સેવકો વગેરે પણ આવી લાગ્યા. મારા અપાયેલા વચનને તેઓ વળગી રહ્યા. પણ તેમાંના ઘણાને મારું વચન અસહ્ય થઈ પડ્યું. ખરી રીતે આ સાથીઓને પૂછ્યા વિના વચન આપવાનો મને કોઈ અધિકાર નહોતો પણ વચન અપાયું-પળાયું-અને પ્રાર્થના કરવા સમૂહ બેઠો.

ચોમેર પોલીસ ગોઠવાઈ ગઈ. પોલીસોને આમ કરવું શોભાસ્પદ નહોતું. પોલીસના વડાઓએ બહારગામથી આવતા સમૂહને પણ રોક્યો. સાણંદથી મોટર સર્વીસને-પણ જુવાલ પ્રાર્થના માટે આવવા ન દીધી. આમ બધું બન્યું. શિકાર સમયસર શરૂ થયો_આ વેળાએ હૃદયમાં કારમો આઘાત થયો. મેં

રીતે આ જનસમૂહમાં આખા બંધારણને ધક્કો લાગે છે. બંધારણને ધક્કો પહોંચે એટલે .થયેલા પ્રત્યેક કાર્યને મતલબકે આ આખા પ્રયોગને ધક્કો પહોંચે. આ પ્રયોગ જિલ્લા માટે કેટલો ઉપકારક છે. તે વાત મારે એક જિલ્લાના પ્રમુખ અમલદારને જવાબદારીની રીતે ગળે ઉતારવી હતી. પણ હું તેમાં છેક નિષ્ફળ નિવડ્યો. આ ગુવાલ પ્રકરણ પછી જ પ્રાતઃ પ્રાર્થનામાં "શિકારી બંધુઓને સદ્‌બુદ્ધિ મળો અને અહિંસાનો પૂરા અર્થમાં વિજય થાઓ" એ દાખલ થયું છે.

આ પછી મોરારજીભાઈ માણકોલના સંમેલનમાં પ્રમુખપદે આવી ગયા. તેઓ તે વખતે હોદ્દા પર ન હતા. હું આ પછી હાલાર ભણી ગયો. હાલાર ભણી જવામાં વૃદ્ધ માતાજી તો કારણ હતાંજ. પણ આ ઉપલો આઘાત પણ ભૂલવામાં આ સ્થાનાંતરે ઠીક ભજવ્યો હતો. અલબત્ત મારી ગેરહાજરીએ બંધારણ તૂટવામાં અનુકૂળતા કરી આપી ખરી! સંમેલન પછીના અનુભવો પૈકીનો આ એક વિભાગ ખૂબ લંબાણ -થી થયો. બીજા અનુભવો પૈકી એક ઉત્તમ અનુભવ એ કે; આ કોમના આગેવાન પટેલીયાઓમાં જોકે અક્ષરજ્ઞાન નથી, પણ એમની બુદ્ધિ-શક્તિ અજબ છે. દા. ત. કાંગડીમાં ભરાયેલી નાત મિટિંગમાં એમણે કેસો ચલાવતાં જે પરિચય કરાવેલો, તે આજ લગી તાજેજ સાંભરે છે. સંખ્યાબંધ કેસો અને તેમાં પણ ફરિયાદી પોતેજ ગુનેગાર હોય તે શોધી કાઢવું. એતો કેટલી અટપટી વસ્તુ છે? છતાં એમની પૂછવાની શૈલી ભલભલા 'જજ'ની શક્તિની સ્પર્દ્ધામાં ઉભી રહે તેવી હતી! વકીલોના કશાય આધારવિના પોતપોતાની વિગતોની રજૂઆત પણ અજબ હતી. આ બધું જોનારને ગ્રામપંચાયતની મહાશક્તિનો ખ્યાલ આવ્યા વગર રહેજ નહિ. હમણાં તાજેતરમાં ખીચા મૂકામે તા. ૭-૫-૪૫ની મિટિંગમાં પણ એક રાત્રે આવોજ પરિચય થયો. આમછતાં હજૂ આગેવાનોમાં પક્ષાપક્ષી અને લાંચતીબદીની ગંધ આવે છે, એજ ખામી છે. નહિ તો આજની કોર્ટો માટે આદર્શરૂપ થઈ પડે એવી શક્તિ અહીં પડેલી છે. સંમેલન પછી સેંકડો લગ્નો આ વેળાએ બની ગયાં. સંખ્યાબંધ ઉભી રહેલી કન્યાઓના વાંધા પતી ગયા. લોકોએ હળવાશ અનુભવી. લોકોને તો ૧૦૦નો વીવા હજૂ પણ સાંભરે છે. પ્રથમ બંધારણની કલમો કોમનાજ નિરક્ષર કવિએ સુંદરરીતે કાવ્યમાં પીરસી સર્વજનસમૂહ સુખે ચલાવી છે. અને સાંસ્કૃતિ તથા ઐતિહાસિક સ્વરૂપ આપ્યું છે. તે વાત કહેવાઈજ છે. પરંતુ તેમાં ઠીકઠીક ભરતી ઓટ આવી ગઈ.

## ભાલ સંપર્ક

ભાલ સંપર્ક વિષે અન્યત્ર ઠીકઠીક કહેવાયું છે. ભાલની આર્થિક સ્થિતિ આપણે સ્પર્શ કર્યો ત્યારે ઘણી સારી. છેલ્લાં બે ત્રણ વર્ષથી ડાંગરપાકને લીધે નળકંઠો વધી ગયો છે. પણ સાટે વીવાના ખર્ચમાં પણ એણે માત્રા મૂકી દીધી છે, નળકંઠામાં અગાઉ જે માંસાહાર શિકાર હતો અને હજૂ કોઈકોઈ ગામોમાં છે જોકે અગાઉની દષ્ટિએ 'ખૂબ ફેર' એવો લોકાભિપ્રાય છે. પણ ભાલમાં તો પ્રથમથીજ આ બાબત એકંદરે ઠીક. એનું કારણ ભાલમાં પ્રાયઃ બીજી ઉજળિયાત ગણાતી વસતિનો વધુસંપર્ક છે. જ્યારે નળકંઠામાં પ્રાયઃ અમુક અપવાદ સિવાય આ કોમનીજ વસતિ. મુખ્યત્વે લુહાણા વેપારી તો પ્રાયઃ ગામેગામ

વિરમગામના ચાતુર્માસ પાછળ પણ એ દૃષ્ટિ આ બધાની વિગતો વિશ્વવાત્સલ્યના પાઠકોને ખ્યાલમાં હશેજ. છેલ્લે છેલ્લે બકરાણામાં થયેલું વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગનું પ્રથમ મંગલાચરણ, અને હમણાં હમણાં અમદાવાદના પત્રકારોનું પણ ખેંચાયેલું લક્ષ્ય. જોકે સૌથી પ્રથમથી આજલગી ઝવેરચંદ મેઘાણીએ ખૂબ રસ લીધો છે. આ બધું ભાલ નલકાંઠાના આંદોલન પછીનું દિગ્દર્શન છે.

### આજે કેટલી પ્રવૃત્તિઓ ચાલુ છે?

આ બાબતમાં ઔષધાલય અને પાણીને લગતી બીનાં આવી ગઈ છે. સાણંદ ચાતુર્માસમાં એક સાણંદ નલકાંઠા સહાયક ફંડ થયેલું તેનો કેટલોક ઉપયોગ થઇ ચૂક્યો છે. સાણંદ ખાતે હરિજન-ભંગી-ભાઇઓ પર ઘણું ઋણ હતું તેને રાહત આપવા નામના વ્યાજે તેમને નાણાં મળે એ દૃષ્ટિએ એક સમિતિદ્વારા એ પ્રયત્ન થયો છે. હરિજન કોમનો સમગ્ર પ્રશ્ન તો લીધોજ નથી. એટલે તે પરત્વે સંપૂર્ણ ધ્યાન નથી અપાતું એ દેખીતુંજ છે. છતાં એ કોમનો સંપર્ક સારી પેઠે કુદરતીજ રહે છે અને તેને લીધે કેટલાક લોકોની અસ્પૃશ્યતાની સૂગ ઓછી થવાનું નિમિત્ત બને છે. ભરવાડ કોમ, રજપુત કોમ, ગરાસિયા કોમ, વગેરેના પ્રશ્નો આવે છે, પણ હાલ એ પરત્વે મુખ્ય લક્ષ્યતો નથી જ તે દેખીતું છે. બાલંભા સાર્વજનિક સેવાસંઘ અને એની પાછળની અનેકવિધ પ્રવૃત્તિઓ ચતુર્માસ અંગે નિર્માઈ ગઇ. જામનગર ચાતુર્માસમાં સાહિત્ય પ્રકાશન તથા સ્મરણશક્તિ હરિફાઈઓ વગેરે થયાં. અને કાઠિયાવાડના બે પ્રવાસોથી ત્યાંની વિશાળ જનતાનો સંપર્ક થયો પણ મુખ્ય લક્ષ તો ભાલ નલકાંઠા પ્રયોગ પરત્વેજ રહ્યું છે.

### હવે પછી શું? સ્વાશ્રય માટે અહીં કયા ઉદ્યોગોને તક છે?

ભાલ નલકાંઠામાં જે ઉદ્યોગોને તક છે, તે ઇશારો 'ભાલ નલકાંઠા પ્રયોગ એ લેખમાં થઇ ચૂક્યો છે. આ રીતે "પૂર્તિ" નો આ સહલેખ અહીં સમાપ્ત થાય છે.

( ૐ ) સર્વત્ર શાંતિ વિસ્તરો.

## ભાલ નળકાંઠા પ્રયોગ

### ( પ્રવચન પાંચમું )

ભાલનળકાંઠા પ્રયોગ લખતાં પહેલાં થોડું પ્રસ્તાવના રૂપે કહું :—

સંવત ૧૯૯૨માં મેં "ધર્મદૃષ્ટિ અને સમાજવાદ" આદર્શ સમાજવાદ પુસ્તકની પ્રસ્તાવના રૂપે લખ્યું, તેજ અરસામાં આચારાંગ સૂત્ર બહાર પડ્યું. "ધર્મપ્રાણલોકાશાહ" નામની લેખમાળા આ પહેલાં લખાઈ, ત્યારથીજ ધર્મક્રાન્તિનાં બીજો પ્રગટ્યાં હતાં. સ્ફુરણા થતાં મેં સં-૧૯૯૩માં સમૌન એકાંતવાસ સેવ્યો. એ દરમ્યાન રૂપરેખા તૈયાર થઈ અને મારે એક ધર્મક્રાન્તિની દૃષ્ટિએ જૈનસાધુ તરીકે આ યુગે કેમ વર્તવું? એ મુદ્દાઓ તારવ્યા. અને પરમપૂજ્ય ગુરુદેવ તથા સમાજ સમક્ષ મૂક્યા. તત્કાળ ખળભળાટ મચ્યો. લિંબડી સંપ્રદાય તરફથી, "સંતબાલ સંપ્રદાય બહાર" એવી જાહેરાત થઈ. (આજે એજ સંપ્રદાય

ફરિયાદ પહોંચાડવામાં આજે મોટે ભાગે તન, મન, અને ધનની ખુવારી થાય છે અને છતાં પૈસાને કે લાગવગને જોરે ગુનેગાર પણ ફાવી જાય છે આથી [૧] આ લોકો સરકારી અમલદારોથી બહુ જ દૂર ભાગતા [૨] ચોખાનો પાક વિશેષ થાય છે. બંધની વ્યવસ્થા પ્રય; ગામોગામ હોય છે એટલે માંછલાં આવે તેના આહાર તરફ મોટોભાગ વળેલો હતો. [૩] ભરવાડોનાં ઘેટાં બકરાંની માંસ માટે કે વેચવા માટે ચોરીઓ થતી. [૪] મોટે ભાગે લોકોમાં ગરીબી હતી. લગભગ ૩. ૦|૮ રોજે સખત કામ કરવા તત્પર થતા. [૫] નિરક્ષરપણાનો દૈત્ય પૂર જોરમાં હતો. [૬] અધૂરામાં પુરું અફીણના અવશેષ હતા. [૭] આ તમાકુનો પણ અડ્ડો હતો. [૮] ક, બળદ બહારથી વેચાતા લેતા અને આર્થિક માર પડતો. ખ, ગોધન પહેલાં આ વિભાગમાં પુષ્કળ હતું તે ઘટી ગયું હતું. [૯] કંઈક સારીસ્થિતિવાળા લોકો સ્ત્રીઓ વારંવાર કરતા અને તજી દેતા, આથી સ્ત્રી જાતિની હાલાકી અને તે દ્વારા સમાજની અસંસ્કારિતા ખૂબ વધતી. [૧૦] છારોડી તરફના મુસલમાન કોમના લોકો ઢોર ઉઠાવી જતા, તેમાં આ લોકોની કોમનાં માણસો પણ સામેલ થતાં. [૧૧] વેવાઈ-વેવાઈ વચ્ચેનો વાંધો પડે કે તુરત જ વરકન્યાની છૂટાછેડાની અનિચ્છા હોય તો પણ થઈ શકતા અને લગ્ન ખર્ચ જે કંઈ થયું હોય તે ઉપરાંત પૈસા આપી તે કન્યાને તેનો બાપ છોડાવી લેતો. વળી તેટલા પૈસા ઉપરાંત બીજે નફો લઈને બીજે ઠેકાણે આપતો. વળી અહીં પણ કંઈક કારણ ઉભું થાય એટલે છોડાવી વળી ત્રીજે ઠેકાણે વેળાવતો. એટલે એકંદરે આ બધાનો ખર્ચનો બોજો કન્યા પર પડતો, તેથી સ્ત્રીની અધોમતી થતી અને લગ્નજીવનનું સુખ ઉડી જતું. [૧૨] વાતચીતમાં ગાળ, વિવા, હોળીનાં બિભત્સ ગાણાં, ભવાઈઓ કરાવવી, આ બધાં અસંસ્કારિતાનાં મૂળ સારી પેઠે હતાં. [૧૩] અલૈયા દ્વારા પણ ખૂબ પૈસા પાણીમાં વેરાતા. મતલબ કે લોકો કરજદાર, મોટે ભાગે ગરીબ, સંસ્કાર-હીન, અભણ અને અસ્વચ્છ રહેતા. એથી તનમનનું આરોગ્ય ગુમાવ્યું હતું આ પ્રદેશમાં પ્રથમ રહેતી વણીક કોમ શહેર તરફ ખેંચાઈ ગઈ હતી. જૈનોનાં કેશરડી, નાનોદરા વગેરે સ્થળનાં મંદિરો જૈનોની વસતિના પ્રમાણ છે.

મોટે ભાગે નળકાંઠાપ્રદેશ લોહાણા કોમના વેપારીઓને આધીન છે. તેઓ મહેનતુ અને સાદા છે. વ્યાજ, વધુ નફો, વગેરે દ્વારા સમૃદ્ધ થયા છે. કેટલેક સ્થળે તેઓની પાસે મોટા ભાગની જમીન છે. અને તે આ રીતે આવેલી હોય એ સ્વાભાવિક છે. વળી પાછા તે તો મોટે ભાગે ખેડવા ત્યાંના ખેડૂતને જ આપી દે છે. નળકાંઠામાં મોટે ભાગે આ કોમ અને ભરવાડ કોમજ છે. એટલે આ કોમનો અને સ્થાનીક વેપારીઓનો આસપાસનાં શહેરો સાથે સંબંધ છે. તેમાં બાવળા, સાણંદ અને વિરમગામ મુખ્ય છે. બાવળાને સારી પેઠે બંગલાવાળુ બનાવવામાં નળકાંઠાનો મુખ્ય ફાળો છે.

બાવળાના પાટીદાર ભાઈઓનો સંબંધ પણ આ લોકો સાથે ઘનિષ્ટ છે. પાટીદારભાઈઓને પૈસા ફટાવતાં સારી પેઠે આવડે છે. જો કે તેઓ સક્રિયતાવાળા અને સુમાર્ગે વાપરનારા પણ છે. એમનો મારા પર અપાર સ્નેહાદર છે. હું ઇચ્છું છુ કે, તેઓ આજ કરતાં વધુ ઉદાર બને. ઉદાર બનવાનો અર્થ અહીં હું

અને તે ખરું આટલું કહી હવે હું ભાલસંપર્ક તરફ વળું છું.

## ભાલનો સંબંધ

કમિંજલા અડતાલિસીના સંમેલન બાદ લગભગ નળકાંઠામાં તો વસતી આ કોમનો સંબંધ થયો. પણ અમારે તો આ આખી કોમને બંધારણના ઝંડા નીચે લાવવાની હતી.

બગોદરા અને માણકોલ વચ્ચે સંબંધ હતો. તે કારણે ભાલ વિભાગનું પહેલું સંમેલન બગોદરા મુકામે થયું. આ દરમ્યાનજ શિયાળવંસી જીવરાજ શેઠના કુટુંબ સાથે ગાઢ સંબંધ થતો જતો હતો. તેમણે બગોદરા સમેલનમાં તન, મન, સાધન સહિત ભોગ આપેલો. આ સમેલન બાવળાના ચતુર્માસ પહેલાં થયેલું અને ચતુર્માસ પૂરું થતાંજ એક ભવ્ય-મહાસમેલન શિયાળામાં થયું. આ બધી વિગતો જાહેર પડેલા અહેવાલોમાં છે બગોદરા અને શિયાળના સમેલનો પછી હું રણાપુર ભણી ગયો. ત્યારબાદ લિંબડીમાં પરમપૂજ્ય ગુરુદેવના સમીપમાં તેઓશ્રીની ભયંકર બિમારી વેળાએ લગભગ ૩॥ માસ રોકાયો. ત્યારબાદ શિયાળ આવ્યો ત્યારે જીવરાજભાઇ ઝંખતા હતા તેમનું ગળાનું કેન્સરદર્દ હવે ભયંકર બન્યું હતું. જાણે કેમ મેળાપ પૂરતા રોકાયા હોય તેમ તેમણે છેલ્લી વિદાય લીધી. તેમના અવસાનની રાત્રિ રામનવમી હતી.

## જીવરાજ ભાલ નળકંઠા જલ સહાયક ફંડ સંસ્થાની ઉત્પત્તિ

આ રાત્રીએ-અવસાન પછી શું કરવું ? એ વિષે એમણેજ ઉલ્લેખ કર્યો હતો. તેમાં મેં સુચવ્યું કે ભાલનલકાંઠામાં તો પીવાના પાણીનું જ્યાં જ્યાં દુઃખ છે, તે હળવારૂપ કારજ (કાર્ય) થવું જોઇએ. મીઠાં ભોજન જમાડવાનો કોઈજ અર્થ નથી.

## ભાલ નળકાંઠા અને પાણીનો ત્રાસ

ભાલના સહવાસમાં આવતાંજ કોઠાતલાવડી અને શિયાળનુ પાણીનું કષ્ટ અને તેમાં પણ કોઠા-તલાવડીની બેનો ઠેઠ કાળાથી માથે બેડું લઈ એક ગાઉથી પાણી લાવે, તે ત્રાસ અસહ્ય લાગેલો. શિયાળ સમેલન પહેલાં આ પણ વસ્તુ મૂકાઈ. મુંબઈ, અમદાવાદ વગેરેએ અમુક ધન મદદ કરી. શિયાળ અને કોઠાતલાવડીના કૂવા લગભગ આજે તો નિષ્ફળ ગયા. સાંઢીડા અને શિયાળના હરિજનો માટેના કૂવા સફળ થાય તેવાજ હતા એટલે થયા.

આ વખતે ધોળીના કાળુભાઈ પટેલે ધોળીના જલદુઃખની વાત કરી હતી. કમાલપુરના એક રજપૂત સંગ્રામસિંહજી ખરેજ ધન્યવાદને પાત્ર છે. કે તેમણે કમાલપુરના તળાવ માટે આ પહેલાજ પ્રયત્ન આદરી દીધો હતો અને સુંદરકાર્ય કરી રહ્યા હતા. આ સ્થાનો જાતે જોયા પછી ધોળીનું કરુણ દૃશ્ય તો મેં કાવ્યમાં પણ રજુ કર્યું છે. ધનની ચોકી હોય, અન્નની પણ હોય, પણ પાણીની આવી ચોકી ભાલ અને એના પ્રદેશ સિવાય બીજે ક્યાં હોય ?

રાત્રિ અને દિવસ ખરેખરાં ચોકી કર્યાં. કરવી અને સવું તો પણ પોતાના ગાળેલા ઉંડા વીરડા -ઉપર ખાટલો ઉંધો રાખીને શ્વાન-નિંદ્રાવત જાગતા સવું.રખે કોઈ પાણી ન લઈ જાય ! કારણકે આખો

ભળી ગયો. ત્યાં ચતુર્માસ-થયું. તે દરમ્યાન એક કામચલાઉ સમિતિ રચાઇ. હું કાઠિયાવાડથી પાછો ફર્યો. ત્યારે પોળી, કમાલપુર, શિયાળ વગેરેને મદદ અપાઈ ને ત્યાંના કાર્યોને વેગ મળ્યો. આ પહેલાં ડૉ૦ પોપટલાલભાઈ હસ્તક દરોદને થોડી મદદ આ ફંડમાંથી મળી ચૂકેલી. બીજી પણ અપાઈ.

## સાણંદનું ચતુર્માસ

સં૦ ૨૦૦૦નું ચતુર્માસ સાણંદ કર્યું. ભાલનળકાંઠા ખાતેના આ ધર્મ દૃષ્ટિએ સમાજ રચનાના મૂર્ત પ્રયોગમાં આપણી લોકપાલ પટેલ કોમ તો માત્ર સાધન છે. અને એટલે જ આ પ્રયોગમાં ગામડાં શહેરો અને પૂર્વ સમાજ રચનાની દૃષ્ટિએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રો તથા આજની દૃષ્ટિએ શ્રમજીવી, બુદ્ધિજીવી, ધર્મજીવી, દરેકને અવકાશ છે. આ રીતે નળકાંઠા વિભાગને લગતાં નાનાં શહેરોનો સારા સંપર્કને કારણે બાવલા બાદ સાણંદના સંપર્કની જરૂર હતી. સાણંદના ચતુર્માસમાંનું એક વિરલ સંભારણું તે ત્રિકમભાઇ. એમના સુપુત્ર શાંતિભાઈ ડૉક્ટર સેવા ઇચ્છતા હતા. સાણંદનો નિર્દેશ થયો. એમણે આવકાર્યો.

શ્રી માવળંકરના હાથે સાણંદના ગામડાઓને ખ્યાલમાં રાખી "ભાલનળકાંઠા પ્રાયોગિકસંઘ સંચાલિત" વિશ્વવત્સલ ઔષધાલયની ઉદ્ઘાટનક્રિયા તા. ૯-૯-૪૪ની સાંજે થઈ.

## ઔષધાલય પ્રગતિ

આ ઔષધાલય શરૂ થયાને લગભગ આઠ માસ થવા આવશે.* છોટુભાઇનાં સુપુત્રી કાશીબેન (નર્સ) કે જેઓ અમદાવાદ વાડીલાલ સારાભાઈ હોસ્પીટલમાં હતાં, તેઓ પણ સહકાર્યકર છે. ડૉક્ટર અને તેઓ બન્ને કશાય વેતન વિના આ વર્ષે કાર્ય કરી રહ્યાં છે.* પ્રાયઃ દર બુધવારે ગામડાંમાં જવાનો શિરસ્તો રાખ્યો છે. ગઇ તા ૮-૪-૪૫ની મિટિંગમાં જણાયું છે કે બન્ને ૯૯ ગામડાંના સંપર્કમાં આવ્યાં છે. દર્દીની જનસંખ્યામાં પણ મોટો ભાગ ગામડાંના લોકોનો છે. મેળવેલી માહિતિ જો કશી જ અતિશયોક્તિ વિનાની હોય તો આ ઔષધાલયે જે લોકપ્રિયતા આટલા વખતમાં મેળવી છે તે હરકોઈને સંતોષપ્રદ છે. તે યશ ઉપલી બન્ને વ્યક્તિઓને ફાળે જાય છે. અને સેવાભાવીલક્ષી બે બીજાભાઇઓ પણ જરૂરિયાત પૂરતું જ લઇને રહેનારા મળ્યા છે મકાન આ વર્ષે ત્રિકમભાઇએ જ વિના ભાડે વાપરવા આપ્યું છે. કાશીબેનના સાધનો માટે પણ ઉલટા રૂ. ૫૦૦) એમનાં માતાજી તરફથી ઔષધાલયને મળ્યા છે આ વર્ષે લોકપાલ પટેલકોમ હિતાર્થે લક્ષ્ય મુખ્ય હોઈ, તેમને તથા અન્ય સાધનહીનને વિના મૂલ્યે, તથા બીજાને રૂ. ૦-૨-૦ રીથી મોટાને, તથા રૂ. ૦-૧-૦ રીથી નાનાને દવા મળે છે.

આજે તો તે ઔષધાલય સ્વાશ્રયીજ નહિ; બલ્કે નફામાં છે. પ્રથમ એ એકવર્ષના પ્રયોગ પૂરતું હતું. હવે તે પંચવર્ષિય બને તે માટે એક સમિતિ નિમાઈ છે. ઔષધાલયના પેટામાં માત્ર દવાદાન જ નહિ, પણ રોગની ઉત્પત્તિ જ ન થાય, તેવું પ્રજાવર્તન બને તે માટેના કાર્યની પણ જરૂર છે. અને આજે

* ઔષધાલય શરૂ થયાને આજે ૧ વર્ષ ૭ માસ થયે.
* હવે કાશીબેન શિયાળ વિશ્વવત્સલ ઔષધાલયમાં કામ કરવાનાં છે.

ખૂબ પ્રગતિ માને પણ મને એટલેથી સંતોષ ન થવો ઘટે

બાળવાના અને સવેલી ઉઠાવવાના ગુના અલબત ઓછા છે પણ નિર્મૂળ નથી થયા. આ ત્યાગ વિષે તો ભરપૂર જુવાળ આવ્યો હતો, તે છેક શમીજ ગયો ગણાય.

(૩) **સમાજ સંગઠન :** સામાજિક સંગઠન વધતું જાય છે. પણ હજૂ એ દિશામાં કામ ખૂબજ કરવાનું છે.

(૪) **રાષ્ટ્રદષ્ટિ :** રાષ્ટ્રિયતાનું માર્મિક રહસ્ય નથી જણાતું. પણ કોંગ્રેસ કાર્યકરો અને રચનાત્મક-કાર્યકરોનો સંપર્ક આ કોમના આ પ્રયોગથી રહેતો હોઈ તે માર્ગ મોકળો બને છે.

(૫) **ધર્મદષ્ટિ :** ખરીરીતે આ પછાત ગણાતી કોમમાં જે મજુરીની અદ્‌ભુત મૂડી છે, તેમાંય કૃષિકાર તરીકેની આજીવિકાની મજૂરી એટલે દુનિયાનું બહુ ઉપયોગી ધન છે. એટલે એ સંસ્કારી અને મારી દષ્ટિએ વિશ્વવત્સલસંઘના પાયારૂપ બને એટલે આખા સમાજને ઉન્નત બનાવેજ છૂટકો છે. એટલાજ માટે સંસ્કૃતિનો પૂર્વાપર વિચાર લોકપાળ પટેલ શબ્દ રખાયો છે.

વ્યિરવટાંનો સંયમ, છૂટાછેડા ઉપર મર્યાદા, દંડના ધોરણમાં આર્થિક કરતાં નૈતિક બાજુપર વધુ ઝોક, વગેરે બાબતો વિષે કાર્યક્ષેત્ર વિશાળ છે.

(૬) **સ્વમાન ;** ઘણા વખતથી અમલદારો વગેરેથી ડરપોકવૃત્તિ પોષાયેલી હોઈ સ્વમાન જોખમાય છે, તે દિશામાં ઘણું કરવાનું છે.

**(૭) નિરક્ષરતા નિવારણ અને ઉદ્યોગ વિજ્ઞાન :**

આ પ્રદેશમાં નિરક્ષરતા કેટલી છે તે ૭૪૭ાની એવરેજમાં ૨૪ ને સહી કરતાં આવડનારની સંખ્યા છે. અને તેમાં પણ સારું લખી વાંચી જાણનાર તો એક બેજ. આ નિરક્ષરતા ટાળવા માટે કોંગ્રેસ પ્રધાનપદાં કાળે પન્નાલાલ ઝવેરી, જુગાભાઈ વગેરેના પ્રયત્ને શાળાઓ ઉઘડેલી પણ છેવટે લગભગ નિષ્ફળ ગઈ છે.

અહીં તો ઢોર ચરાવતા બાળકો કે સાઠીઓ સડવા ગએલા વહોને ત્યાં જઈ ભણાવનાર શિક્ષકો જોઈએ છીએ. ગામડામાં નવરા બાળકો વ્યવસાય વિહોણાં અને સત્કારી શિક્ષણ વિનાનાં કેવે ઉલટમાર્ગે ચડી જાય છે, કેવા કુવ્યસની, તોફાની, અને રખડુ બને છે, તે નમના ગામડાંમા જોનારનું હૃદય કંપી ઉઠશે. ખેતીવિજ્ઞાન, ઢોરઉછેર, તથા આપણા ધર્મદષ્ટિએ સમાજરચનાના પ્રયોગનું જ્ઞાન આપનાર ગુરુકુલો જરૂરી તો છેજ.

સિંધી વેપારીઓના ગોધલા ખરીદવામાં આ પ્રદેશને અસહ્ય આર્થિક બોજો પડે છે ચુસ્ત અહિંસક લોકો આખલાનો વપરાશ કરે અને પ્રચાર કરે–અને મર્યાદામાં રહી અહિંસાને આચરતા લોકો મર્યાદા ખોયા વગર આ (ગોધલાનો) ધંધો હાથ ધરે–અને દષ્ટિ, ગોપાલન, નિસ્પૃહતા તથા ન છૂટકેજ ગોધવા–નહીંતો આખલો એમ રાખે તો એ આજની દશામાં ઉપકારક અને માર્ગદર્શક બનેજ.

કેટલાક ગૃહઉદ્યોગો માટે અહીં તક છે

મૂક્યું છે. તેમાં લગભગ રૂા. ૧૮૦૦૦ હજારનો ખાડો ઉભો છે. ઉપરાંત સવાલાખ રૂપિયાની જરૂર છે.-આજે કામો ક્યાં ચાલુ છે? ક્યાં ચાલુ થવાના છે? અને ક્યા થવાં જરૂરી છે. તેનો નકશો તૈયાર થઈ ગયો છે ભૌગોલિકરીતે પણ જોવા મળશે ગામોનાં નામો તાલુકાવાર નીચે મુજબ છે

### ચાલુ કામો

[૧] ધોળી (લિંબડી) [૨] કમાલપુર (લિંબડી) [૩] કોઠાતલાવડી (ધોળકા)

### કામશરૂ થવાની બહાલી આપી છે તે

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | નાનાત્રાડીયા | (લિંબડી) | ૨ | શીઠાપુર | (ધોળકા) |
| ૩ | ટપ્પપરા | (કોઠનાકા ધોળકા) | ૪ | અરણેજ | ( „ ) |
| ૫ | બગોદરા | (ધોળકા) | ૬ | લોલીયાસર | (ધંધુકા) |
| ૭ | મોટાત્રાડીયા | (ધંધુકા) | ૮ | વેણીતલાવ | „ |
| | (પીપળીની સીમમાં) | | | | |
| ૯ | નવદાણા | (ધોળકા) | ૧૦ | બવદાણા વચ્ચે | (ધોળકા) |
| ૧૧ | સરલા | „ | ૧૨ | ચૂડી | „ |
| ૧૩ | દરોદ | (ધંધુકા) | ૧૪ | ફતેહપુર | (લિંબડી) |
| ૧૫ | વખતપુર | (લિંબડી) | ૧૬ | સમાણી | (ધોળકા) |
| ૧૭ | કાળીવેજ | (ધોળકા) | ૧૮ | વાઘરોલાની દેવતી | (સાણંદ) |
| ૧૯ | કોઠારીયા | (સાણંદ) | ૨૦ | સિયાળ | (ધોળકા) |
| ૨૧ | વેકળિયા | (વિરમગામ) | | | |

### શરૂ થવાની જરૂર

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ઊનસાલી | (ધંધુકા) | ૧૧ | રેફા | (ધંધુકા) |
| ૨ | ધંધુકા | „ | ૧૨ | કાસીંદ્રા | „ |
| ૩ | ભાણગઢ | „ | ૧૩ | માંડવીપુરા (હરિયાકડી) | „ |
| ૪ | ખૂંડી | „ | ૧૪ | મિંગલપુર | „ |
| ૫ | પચ્છી | „ | ૧૫ | મહાદેવપુરા | „ |
| ૬ | ઝાંખી | „ | ૧૬ | રતનપુર | „ |
| ૭ | સોઢી | „ | ૧૭ | રાંતલાવ | „ |
| ૮ | અડીયાર | „ | ૧૮ | ખુણ | „ |
| ૯ | નવાગામ | „ | ૧૯ | રાજપુર (બાવળીયારીની સીમમાં) | „ |
| ૧૦ | આનંદપુર | „ | ૨૦ | મોગલા | „ |

ગામે ધારેલા કરતાં વધુ મદદ કરી છે, અને કરે છે. ગામડામાં વિપુલ શક્તિ છે. સંપતિ ન હોય તો પણ ઉદારતા છે, અને સંગઠન પણ થઈ શકે છે. માત્ર પ્રેરણાની જરૂર છે. અને તે આ રીતે મળે તો અદ્દભૂત કાર્ય બની શકે છે. તે સપષ્ટ અહીં દેખાય છે.

## અમદાવાદની શહેરી જનતાને! ધનિક વર્ગને!

જે પ્રદેશ બતાવવામાં આવ્યો છે તે અમદાવાદ જિલ્લાનો છે. ઉપલા પ્રદેશમાં મોટે ભાગે ઘઉં પાકે છે. ભાલના ઘઉંની મીઠાશ અને મૂલ્ય રાજનગરની જનતાએ હમણાં હમણાં સારી પેઠે જાણી લીધાં છે. ઓસ્ટ્રેલિયન ઘઉંના ખોરાકે પેટમાં ચૂંક આવે છે, તે પરથી ભાલના ઘઉંની જરુરિયાત વિષે કોઈનાય બે મત નથી.

આ ઘઉં ભાલજ પકવે છે. શિયાળામાં તમો એ ધરતી પર જાઓ, અને લીલાંછમ ગોધૂમ ખેતરો જોઇ તમો ખૂશખૂશ થઇ જશો. ત્યાંના ભલા ખેડૂતો તમોને પોંખ અને પોંખના પકવાનો–જાજરિયું તમને પીરસશે. અને તમોને એની લિજ્જતનો ખ્યાલ આવશે. આવી મીજબાની ચાખ્યા પછી તમોને ભાલમાં વારંવાર જવું ગમશે. આ ઘઉં આડે વગડે પાકે છે. કાઠિયાવાડના મજૂરો ઘઉં પાકે કે તુરત હજારોની સંખ્યામાં ઉતરી પડે છે. આ રીતે ભાલ તમોને અમૃત જેવુ ધાન્ય આપે છે. આ વર્ષનો દાખલો એવો છે કે, કાઠિયાવાડમાં દુષ્કાળ જેવી પરિસ્થિતિ છે, ભાલમાં ઠ્ઠ અંદાજ પાક ગણાય. રેશનિંગથી પરેશાન થયેલા મજૂરબંધુને, ભાલ દરિદ્રનાનો દાતર બન્યો છે. આ વર્ષે ઠેરઠેર પડેલા મજૂરો પોતાના દહાડા ટૂંકા થશે, અદ્દભૂત ધાન્ય મળશે, એમ માની આ ભાલ પર રાચતા હતા.

## આજે ત્યાં શી દશા છે?

જે ભાલને ભાદર, ઉતાવળી, બોગાવો વગેરે નદીઓ કાંપ કરીને, પાણીની રેલમછેલમ કરીને, ઘઉંને યોગ્ય રસાળ ભૂમિ બનાવી આટલા ઘઉં આમ પકવી આપે છે. તેજ ભાલમાં ઉનાળાની વરસતી ચોમેર ગરમ હવા, સમુદ્રની પાસેના રણોની રેતીઓના થર, અને અધૂરામાં પૂરું પાણીના વખા, આ દુઃખ નજરે જોનારને શિયાળાના ભાલમાં ઉલટું બની જાય છે.

કેટલાંક સ્થળો એવા છે કે ત્યાં કચરિયા કૂવા ગાળવાથી ઝરાંનાં પાણી મીઠાં મળે. આ સ્થળો ઉત્તમ કોટીનાં ગણાય. પણ તે ઉત્તમ તેથી જ રહ્યાં છે કે વારવાર ખોદાણની તક મળવાથી ત્યાનાં તળાવો ઉંડાં રહ્યાં હોય. આવા તળાવો પણ જો પાછાં પૂરાતાં ચાલ્યા પછી, તેમને ગળાણની તક ન મળે તો એનો દશા ખરાબજ થાય. આવા દાખલાઓ ભાલમાં ઘણા મળી શકે. એટલે ખરાબ થઇ જતાં તળાવો માટે આ રીતે તત્કાળ ધ્યાન આપવુ જોઇએ. હમણાંજ મે ગોપટભાઈના સાથે ધંધુકા પાસેના રોજકામાં જોયું. આ તળાવ હવે ઠીકઠીક પુરાઇ ગયું છે. જોકે આ વેળાએ સરકારે ત્યાંની રકમ ઠીકઠીક મંજૂર કરી છે. પણ ગામ લોકોનેજ કોન્ટ્રાક્ટ અપાય અને મુખ્ય અમલદારની કડક જાતી દેખરેખ રહે, માનવતાની રીતે કામ લે, તોજ પુરું કામ અને સંતોષકારક કામ થાય રોજકામાં નવહજાર લગભગ રકમ મંજૂર થવા

# વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ

## શનિવારનો-કાર્યક્રમ

તા ૧૯–૫–૪૫

| | | | |
|---|---|---|---|
| (૧) | પ્રાતઃકાલ | ૬ થી ૬॥ | પ્રાર્થના |
| (૨) | ,, | ૬॥ થી ૬॥। | પ્રાસંગિક |
| (૩) | ,, | ૮ થી ૯। | ધૂન ( શ્રી નાનચંદભાઈ ) |
| (૪) | ,, | ૯। થી ૯॥ | ભાલના અનુભવો ( શ્રી માધવજીભાઈ ) |
| (૫) | ,, | ૯॥ થી ૧૧ | વિશ્વવાત્સલ્ય અને સત્યશ્રદ્ધા [ છઠ્ઠું પ્રવચન ] |
| (૬) | બપોરના | ૪ થી ૪॥ | પ્રશ્નોત્તરી |
| (૭) | ,, | ૪॥ થી ૬ | સર્વધર્મ ઉપાસના ( સાતમું પ્રવચન ) |
| (૮) | રાત્રિના | ૮॥। થી ૯। | પ્રાર્થના |
| (૯) | ,, | ૯। થી ૧૦। | પ્રવચન |

## વિશ્વવાત્સલ્ય

( મુખ્ય મુદ્દાઓ )

(૧) વિશ્વવાત્સલ્ય અને બીજા વ્રતોનો સંબંધ.

(૨) ૐ મૈયા અંગેનું વિવેચન

## સત્યશ્રદ્ધા

( મુખ્ય મુદ્દાઓ )

(૧) સત્યનું સ્વરૂપ શું ?

(૨) શ્રદ્ધાનું સ્વરૂપ શું ?

(૩) સત્ય શ્રદ્ધાનું બળ

(૪) આ વ્રતની સાધના માટે શું કરવું ?

## વિશ્વવાત્સલ્ય અને સત્યશ્રદ્ધા

(પ્રવચન છઠ્ઠું)

વિશ્વવાત્સલ્ય ચિંતક વર્ગના માતાઓ અને બંધુઓ !

આપણા વર્ગનો આજે છઠ્ઠો દિવસ છે અને પ્રવચન પણ છઠ્ઠું છે આજના પ્રવચનને બે વિભાગમાં વિચારીશું (૧) વિશ્વવાત્સલ્ય અને (૨) સત્યશ્રદ્ધા.

ત્યાગ કરવો? ના તે તો ધર્મસાધન છે તેને કેમ તજાય? એટલેજ માલિકીહક્કની મર્યાદા એ ઉપાય રહે છે.

એક તત્વજ્ઞાની પુરુષ કહે છે:—

"સંયમના હેતુથી યોગ પ્રવર્તના. સ્વરુપ લક્ષે જિન આજ્ઞા આધીન જો;
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં, અંતે થાયે નિજ સ્વરુપમાં લીનજો"

મતલબ કે મન વચન અને કાયાના પ્રત્યેક વ્યવહારમાં સંયમ દૃષ્ટિબિંદુમાં હોવો જોઇએ. જુઓ સંયમીને પણ મન છે જ. વાણી પણ છે. અને દેહ હોવાથી હાલવું, ચાલવું, સૂવું, ઉઠવું, વિગેરે બધુંય છેજ. સંયમીમાં અને અસંયમીમાં ફેર એટલોજ છે કે, સંયમી જે કંઇ વિચારશે, વદશે, કે કાયિક કર્મ કરશે તે સંયમની હદમાં રહીને. જ્યારે અસંયમીને મર્યાદા હશે જ નહિ, અને હશે તો પણ સંયમી જેટલી અને સંયમી જેવી નહિ.

આમ સંયમના દૃષ્ટિબિંદુવાળાને શરીર હોવા છતાં બંધકર્તા નથી. ઉલટી સાધનરૂપતા છે. તેજ રીતે શરીરને લગતાં સાધનો જેવાં કે ખોરાક ધન આદિને લાગુ પડી શકે. હવે ક્રમવાર વ્રતોને વિચારીએ.

## સત્યશ્રદ્ધા વ્રત

પ્રથમ સત્યશ્રદ્ધાના ગૌણ વ્રતોને વિચારી લઇએ.

(૧) સર્વધર્મ ઉપાસના:—સર્વધર્મ ઉપાસના એટલે બધા ધર્મોની સેવા.

(૨) ક્ષમાપના:—ક્ષમાપના એટલે માફી માગવી અને આપવી. તથા સહનશીલતા રાખવી. ક્ષમાપના-શા માટે? ડગલે ને પગલે જ્યાં પડવાનો ભય ઉભોજ છે, જ્યાં પ્રલોભન અને સંકટોની ખાઈ પડેલી છે, ત્યાં ક્ષમાપનાનું તત્વ જાગૃતિપૂર્વક આચરવાનું રહ્યું જ છે.

જીવનમાં આ તત્વ એકાગ્રતાપૂર્વક સાધી લેવું જોઇએ. નટ જેવી રીતે પોતાની કળામાં એકાગ્રતા કેળવે છે. એટલે કે તેના કાર્યમાં એવી તો તેણે સિદ્ધિ મેળવી હોય છે કે એક ચિત્તે એ દોરડી ઉપર એવી સુંદર એકાગ્રતાપૂર્વક ચાલ્યો જાય છે કે આપણને આશ્ચર્ય પમાડી દે છે. આવીજ એકાગ્રતા જ્યારે આપણી માતાઓ પાણીનાં ભરેલાં બેડાંઓ માથા ઉપર લઈ પોતાની સહિયરો સાથે વાતો કરતાં કરતાં ચાલ્યાં આવતાં હોય ત્યારે જોવામાં આવે છે. એજ રીતે આ પ્રકારની એકાગ્રતાનો અભ્યાસ કરેલો હોય તો આ વ્રતના પાલનમાં ખૂબ સહાય સાંપડે છે.

આ અભ્યાસ કરતાં કરતાં પણ પડી જવાનો ભય રહેલો જ હોય છે. સાયકલ ઉપર ચડતાં ચડતાં પડીએ પણ ખરા, તેજ દશા જીવનની સાધનાવિષે પણ છે. આથી ક્ષમાપનાનું તત્વ જીવન વિકાસમાં "સત્યશ્રદ્ધા" નામના મુખ્ય વ્રત પ્રતિ પહોંચાડવામાં ખૂબ મદદરૂપ થઈ પડે છે.

સાધનામાં ભૂલ થાય જ નહિ તો તો એ ઉત્તમ પ્રકારની સાધના છે. અને એ સાધકની ઉચ્ચ કક્ષા ગણી શકાય છે. પરંતુ ભૂલીએ એટલે જેનાથી ભૂલ થઈ હોય એની ક્ષમા માગી લઇએ એ જરૂરી છે. ક્ષમાપનાનું ઉંડું રહસ્ય તો એ છે કે જ્યારે પાછી એજ પ્રકારની ભૂલો જીવનમાં ફરીને થવા ન પામે.

પ્રગટ થશે. અને શ્રમજીવીઓમાં પણ જ્ઞાન અને કર્તવ્યનિષ્ઠા જાગશે. અહીં તમે જોયું કે જાતમહેનત સાથે જ્ઞાન જોડશે.

**અસ્પૃશ્યતાઃ**—ગાંધીજીએ અસ્પૃશ્યતાને પણ વ્રતવિચારમાં સ્થાન આપેલું છે. હું ઉંચો અને આ નીચો, આ ભાવનામાંથી જ અસ્પૃશ્યતા આવી છે. આ ભાવના એટલી બધી આરૂઢ થઈ ગઇ તેથી એને વ્રતોમાં સ્થાન અપાયું છે. જે ભાઇઓ આપણે બગાડેલી જગ્યાઓ સાફ કરે, તેને અડવામાં પણ પાપ માનીએ આતે કઇ જાતની ભાવના છે? આપણે આ પ્રકારની ઉચ્ચતાનું અભિમાન નજ રાખવું જોઇએ. એક સિદ્ધાંત છે કે જે માણસ જે વસ્તુનું અભિમાન કરે છે, તે વસ્તુ તેની પાસેથી ખૂંચવી લેવામાં આવે છે.

**એક દ્રષ્ટાંત લઇએઃ**—આંખનો દુરુપયોગ કરનાર પાસેથી આંખ ખૂંચવી લેવામાં આવે છે. આપણને જે આંધળા જોવામાં આવે છે તે આનું જ પરિણામ છે. આજે આંખનો દુરુપયોગ કરીશું તો આવતા ભવે આપણને અંધાપો જ મળશે. અને કાંતો એ આંખ આત્મવિકાસમાં સાધન નહિ પણ બંધન રૂપ થશે. આ રીતે જોતાં ઘણાં માણસો આંધળા હોય છે. અને ઘણા માણસો આંધળા હોવા છતાં દેખતા હોય છે. બહારના આકાર ઉપર જોવાનું ઓછુ હોય છે. ખરી વસ્તુતો એ છે કે આકારની પાછળ રહેલા પરમતત્વનાં દર્શન કરવાં જોઇએ. સુરદાસજીને તમે દેખતા કહેશો કે આંધળા? આંખનો જે સદુપયોગ કરે છે, એટલે જે વસ્તુ જોવાની છે તેને જ જોવી જોઇએ. આંખને વિકારોથી રહિત કરવી જોઇએ. આંખથી સર્વત્ર પ્રભુનાં જ દર્શન થાય. કુદરતી સૌંદર્ય જ જોવાય, આંખનો આવો ઉપયોગ કરે છે. એજ દેખતા છે, બાકી આથી વિપરીત જે આંખનો ઉપભોગ-દુરુપયોગ-કરે છે. તે આંખો હોવા છતાં અંધ છે.

"નેત્ર મલ્યાં પ્રભુ દર્શન કરવા, શ્રોત્ર મલ્યા હરિનામ સુણવા"

**સ્વદેશીવ્રતઃ**—પોતાનાજ દેશમાં બનેલી વસ્તુ વાપરવાનો આગ્રહ અને એ પ્રત્યેની ચુસ્તતા એને સ્વદેશીવ્રત કહેવાય છે. આ વ્રતને ગાંધીજી એ વ્રતોમાં સ્થાન આપેલું છે તમે કહેશો કે આપણા આ વ્રતોમાં સ્વદેશી વ્રતને ક્યાં સ્થાન છે? પરંતુ વિચારો તો ખરા, કે સ્વદેશીવ્રત એટલે મારો દેશ અને એનું ચિંતન—"વિશ્વવાત્સલ્ય" વ્રતમાં આ વ્રત સહેજે યોજાઈ જાય છે. એટલે કે આ વ્રત તરફની જાગૃતિ વિશ્વવાત્સલ્યમાં માનતા સાધકે તો સવિશેષ રાખવાની હોય છે. મારો દેશ અને એનું ચિંતન એનો અર્થ કોઇ એવો ન કરી બેસે કે બીજા દેશોનું અહિત ચિંતન કરવું. યુરોપનું સત્યાનાશ થજો અને હિંદનું ભલું થજો એવો આ ભાવનાનો અર્થ નથી જ.

આપણે આપણોંની ગંદકી કાઢીએ છીએ, અને પાડોશીના ઘર તરફ એ નાખતાં અચકાતા નથી. પરંતુ એ જાણવું જોઇએ કે એ ગંદકીની બદબો તો આપણને આવવાની જ છે. એના પરમાણુઓથી આપણે બચવાના નથી. માટે આવી રીતથી આપણે બચવું જોઇએ. એમ સ્વદેશીવ્રતનું સાચા અર્થમાં પાલન ન કરવાથી વિશ્વદેશીયવ્રત પણ જોખમાય છે.

એક વખતે એક અગ્રેસર બહેને જૈનસાધુઓને પ્રશ્ન કરેલ કે આપ ખાદી પહેરો ખરા? થોડા

નમો સિદ્ધાણું—સિદ્ધ પુરુષને નમસ્કાર હો. નમો ઉવજ્ઝાયાણું—ઉપાધ્યાયજીને નમસ્કાર હો. નમો લોયે સવ્વસાહુણ્ણ—આ વિશ્વમાં વિચરી રહેલા સર્વ સાધુ પુરુષોને મારા નમસ્કાર હો.

સાધુ પુરુષ એટલે જેની સાધના નિરંતર ચાલ્યા કરે છે. એવા દરેક પુરુષોને અમારા વંદન હજો. બીજા શાસ્ત્રોમાં ૐને બદલે આમીન શબ્દ છે. આનો પણ એજ અર્થ છે. આ રીતે ૐ એ સર્વ-માન્ય મંત્ર થઈ પડે છે

મૈયા એટલે 'મા.' 'મા' એ એક એવો શબ્દ છે કે, જે સાંભળતાંજ હૈયું આહ્લાદથી ઉભરાઇ જાય છે. ગમે તેવા વૃદ્ધને પણ 'મા'નું નામ સાંભળતાંજ હૃદયમા ઉમળકો આવે છે. અને 'મા' પણ એના દીકરાને "વત્સ," 'ગગા,' 'બેટા,' 'દીકરા,' આ પ્રકારે વાત્સલ્ય પ્રેરક શબ્દો વડે બોલાવે છે. આ પ્રમાણે આપણે તો આખા જગતની 'મા' બનવુ છે. એટલે કે જગતના જીવમાત્ર પ્રત્યે વાત્સલ્ય ભાવના પ્રગટ કરવાની છે.

પ્રથમ તો આ ભાવના માટે વિશ્વની–જગતની–તમામ બેનો તરફ "માતૃભાવ"ની દૃષ્ટિ કેળવવી પડશે. માતૃભાવની ભાવના બ્રહ્મચર્યની સાધનાને એટલી બધી સાધક છે, કે અંતરમાં રહેલા વિકારોને હઠાવનારી થઈ પડે છે. આ પ્રકારનો 'માતૃભાવ' જીવનમા સાધ્ય કરનાર શ્રી રામકૃષ્ણ પરમહંસનું દૃષ્ટાંત કેવા તાદૃશ્ય 'માતૃભાવ'ને રજુ કરે છે. આ પુરુષે તો પોતાની સ્ત્રી પ્રત્યે 'માતૃભાવ' કેળવ્યો હતો. 'શારદાદેવી' માં એને તો મૈયાનાંજ દર્શન થતાં હતાં એટલુજ નહિ બલ્કે વેસ્યામાં પણ એ માતૃતાથીજ નિરખી શકતા હતા.

'મૈયા' એ હિંદી-શબ્દ છે મૈયા એટલે 'મા 'મા' પાછળ પ્રતીક કયુ? જીવન અને જગતનો મહા નિયમ છે આ મહા નિયમને આપણે 'મા' તરીકે ઓળખીએ–ઓળખાવીએ–છીએ. પૃથ્વી આપણી નજીકમા છે. એ રીતે એના સ્પર્શ સુખનદ્વારા આપણે વાત્સલ્યભાવની સાધનામા વૃદ્ધિ કરી શકીએ ભૂમિની સામે તો જૂઓ! આપણે વિષ્ટા ફેંકનારા અને એ માતા વિષ્ટાના ફેંકનારને પણ જીવન પોષક તત્ત્વો આપે છે

'મૈયા' એ શુ છે?

અજંપા જાપ તૂહી તંદ્રામેં ખ્વાબ તૂહી;
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.
રસ તૂહી, સ્વર તૂહી, ગાન તૂહી તાન તૂહી;
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.
જાન તૂહી ભાન તૂહી જ્ઞાન તૂહી ધ્યાન તૂહી;
તૂહી તૂહી મૈયા તૂહી તૂહી.

સ્વરુપ કેવું છે ? એ વિચારણા પ્રથમ કરીએ. સોનું એક છે. પણ એનાં આભૂષણો અનેક પ્રકારનાં હોય છે. ઘાટ જુદા જુદા હોય છે. તેમ ઉંવટનું સત્ય તો એક જ છે.

" ભાજન ભેદ કહાવત નાના એક મૃતિકા રૂપરી;
તૈસે ખંડ કલ્પના રોપિત આપ અખંડ સ્વરૂપરી. "

માટી એક છે પણ એમાંથી જુદી જુદી જાતનાં આકૃતિનાં વાસણો બની શકે છે. તેમ સત્ય એક અને સનાતન છે. ફક્ત એને રજુ કરવાની ઢબમાં ફેરફાર હોય છે. અને તે જુદી જુદી કક્ષાના સાધકો માટે તેમ કરવું જરૂરી છે.

" एकं सद् विप्रा बहुधा वदन्ति "

ચેતન તો એક છે. આકૃતિઓ નિરાળી છે. પ્રકૃતિ નિરાળી હોય તો સાધના પણ નિરાળી હોય જ.

આપણે દ્રષ્ટાંત જોઈએઃ—એકદા કબીર સાહેબ અને નરસીંહ મહેતા આ બન્ને ભક્તોને મળવાનો પ્રસંગ થયો. કબીર નિર્ગુણ ઉપાસક હતા. નરસીંહ મહેતા સગુણ ઉપાસક હતા. પરસ્પર રસની લૂંટાલૂંટ ચાલી. કબીરજી કહે છે કે, ભક્તરાજ-આપને ભગવાનના દર્શન થયાં છે, તો આપ મને જરુર બતાવો !

નરસીંહ મહેતાએ તો કરતાલ લઈ ધૂન મચાવી. અને જ્યારે ખરી મસ્તી જામી ત્યારે કહ્યું કે કબીરજી જુઓ આ રહ્યા ભગવાન. કબીરજી કહે છે-કે હું એને જોઈ શકતો નથી તમો એને પકડી રાખો એમણે પોતાના જ હાથનું કાંડુ પકડયું. ત્યારબાદ કબીરજીએ કહ્યું કે હવે આંખો ઉઘાડી નાંખો. નરસીંહ મહેતાએ આંખો ઉઘાડી. પછી કબીરજીએ પૂછ્યું ભગવાન ક્યાં છે ? ત્યાં તો એ પોતાનું કાંડુ નિહાળે છે

યથાર્થ નિર્ગુણ ઉપાસકને ભગવાન એ રૂપે મળે છે. સગુણ ઉપાસકને એ રીતે મળે છે. આ ઉપરથી એક માર્ગ સાચો છે, અને બીજો ખોટો છે, એમ નથી. બન્ને સાચા છે આપણે તો સાધ્યના દર્શન કરવાં છે-સાધન પછી તે ગમે તે હો. આ વિશ્વ એનો આપણી છાંયા છે. એ આપણુ પ્રતિબિંબ છે. જેવી આપણી દૃષ્ટિ હોય તેવી જ સૃષ્ટિ દેખાય છે

એકવાર શ્રી કૃષ્ણ વાસુદેવને થયું કે આ દ્વારિકામાં, સજ્જનો અને દુર્જનોનો વાસ જુદો જુદો રાખીએ તો ઝઘડા માત્રનો અંત આવી જાય. એમણે શ્રી યુધિષ્ઠિર અને દુર્યોધનને બોલાવ્યા. અને કહ્યુ કે તમે બન્ને દ્વારિકામાં કેટલા સજ્જન છે અને કેટલા દુર્જન છે ? એની નામાવલી કરી લાવો. દુર્યોધન જ્યાં જ્યાં જાય છે ત્યાં એને દુર્જન જ દેખાય છે. અને યુધિષ્ઠિરને બધા સજ્જન જણાય છે. કારણ એ છે કે દુર્યોધનની-દૃષ્ટિ દોષ દૃષ્ટિ હતી. અને યુધિષ્ઠિરની દૃષ્ટિ ગુણદૃષ્ટિ હતી. આ પ્રમાણે બન્નેની આંતર-દૃષ્ટિમાં ફેર હતો. જેની આંખમાં કમળો હોય તે સર્વત્ર પીળું જ દેખે. એમ યથાર્થ ભિન્નતા નહિ પણ દૃષ્ટિનાજ ભેદ છે.

મીરાંનું દૃષ્ટાંત તો અનુપમ છે સાકાર અને નિરાકાર બન્ને દૃષ્ટિએ એણે સાધ્યના દર્શન-કર્યાં

માટે શું કરવું જોઈએ? જૂઠું બોલવાથી વિરમો, પારકાને પીડા થાય તેવું ન વદો; અર્થવાળું બોલો, પરહિતકારી બોલો. પ્રથમ આ પ્રમાણે સત્યને વાણીમાં લાવવાનો પ્રયત્ન કરવો. એથી પ્રાણને, મનને, અને આત્માને મદદ મળે છે. વાણીને સત્યમય કેળવવા સારામાં સારું સાધન મૌન છે. મૌનનો જેટલો અભ્યાસ થશે એટલીજ વાણીની કિંમત થશે. અને જીવન સત્યમય થતું જશે વાણીની સત્યતા કેળવ્યા પછી વચનની કિંમત થાય છે, જગત આપણને સાંભળવા તૈયાર રહે છે. સત્યની શોધ માટે બીજું તત્ત્વ એકાંત છે. એકાંત એટલે લોકસંગથી દૂર રહેવું. લોકસંગથી દૂર રહેવું એટલે લોકોથી ભાગવું નહિ પણ લોક સાથે કર્તવ્ય સંબંધજ રાખવો. મોહ સંબંધ નહિ.

એકાંતથી પોતાના જીવન તરફ દૃષ્ટિ કરવાની તક સાંપડે છે. ચિંતન કરવાનો અભ્યાસ પડે છે, અને તેથી આપણામાં રહેલા દોષોનું દર્શન થાય છે, અને સરવાળે એને દૂર કરવા પ્રયત્નશીલ થવાય છે. આ પ્રમાણે સત્ય શ્રદ્ધા વ્રતને સમજી લેવું ઘટે છે.

(ૐ) સર્વત્ર શાંતિ વિસ્તરો

## સર્વધર્મ ઉપાસના

### ( મુખ્ય મુદ્દાઓ )

(૧) સાધના જુદી જુદી શા માટે ?

(૨) ધર્મો ઘણા શા માટે ?

(૩) સહુ એક ધર્મના ઝંડા નીચે આવે તો શી હાની ?

(૪) સમન્વય એજ માર્ગ

(૫) અને તે માટે જ ઉપાસના કરવી જોઇએ

## સર્વધર્મ ઉપાસના

### ( પ્રવચન સાતમું )

વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગના માતાઓ અને ભાઇઓ !

અંત્યારેનું પ્રવચન સાતમું પ્રવચન છે. સર્વધર્મ ઉપાસના એ એનો વિષય છે. સર્વધર્મ ઉપાસના એટલે કે સર્વધર્મ સેવા.

**સાધના જુદી જુદી શા માટે?**

સર્વધર્મ સેવા એટલે બધા ધર્મોની સેવા કરવી. સત્યશ્રદ્ધા વ્રતમાં આપણે એ વિચારણા રજૂ કરી હતી કે સત્ય એક છે, તેમ બહુધા પણ હોય છે. જેવી રીતે યોગીવર આનંદઘનજીએ કહ્યું છે:—

"ભાજન ભેદ કહાવત નાના એક મૃતિકા રૂપરી;
તૈસે ખંડ કલ્પના રોપિત આપ અખંડ સ્વરૂપરી."

જોઇ શંકાયાં. પછી પૂછ્યું આપ કયા સંપ્રદાયના ? સાધુજીએ જવાબ આપ્યો, " બાવીસ ટોળાં સંપ્રદાયના " આ બાઈને થયું કે ભારે થઈ. મારું સમકિત ભાંગી પડયું અને તે તો ખૂબ અફસોસ કરવા લાગી. વોસીરે......વોસીરે......એમ કરવા લાગી અને પશ્ચાતાપ કરવા લાગી. સાધુજીને થયું કે આ બાઈ આમ કેમ કરે છે ? એણે તો બાઈને પૂછ્યું. બાઈએ જવાબ વાપ્યો કે તમે મારા સંપ્રદાયના સાધુ નથી. અને મેં આપને વહોરાવ્યું તેથી મારું સમકિત ભાંગી પડે હવે શું થાય ? આપ મને ક્ષમા કરો.

સાધુજીએ કહ્યું કે કંઇ નહિ બેન. આ તારું વહોરાવેલું તું ખુશીથી પાછું લઈ લે. અને તેણે પાછું આપી દીધું

આ દૃષ્ટાંત ઉપરથી એ જાણવા મળે છે કે રૂઢિત સંપ્રદાયોની પકડ કેવી હોય છે ? અમુક વેષવાળા સાધુ અમારા અને બીજા નહિ. આવી માન્યતા ભૂલ ભરેલી છે.

## ધર્મો ઘણા શા માટે ?

સર્વધર્મ સેવકમાં એ સંભવે જ નહિ કારણકે તે જાણે છે કે સત્ય તો બધા ધર્મોમાં એક જ છે. અને જુદા જુદા આકારે અને પ્રકારે રજૂ કરવામાં આવેલ છે. ઘણા ધર્મો એટલા માટે જ છે.

**બધા ધર્મો સાચા છેઃ**—બધા ધર્મો સાચા છે. પ્રકૃતિઓ જુદી જુદી છે એટલે વિધાનો જુદાં જુદાં રજૂ થયાં છે. એક વૈદ્યની પાસેથી એક જ પ્રકારના દરદીઓ હોવા છતાં દવાઓ ભિન્ન ભિન્ન અપાય છે. હોજરી અને પ્રકૃતિના અભ્યાસ પછી જ એ દવા અપાય છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને તપાસી જોઈને જ ધર્મસ્થાપન કરવો જોઈએ. જેમ બાળકને માતાનું દૂધ પચે. પરંતુ એને એ દૂધના સ્થાને જો શીરો આપવામાં આવે છે તો એ એને ન પચે, અપથ્ય નીવડે, અને બીમાર પડે. તેવી જ રીતે ધર્મ વિષે છે

એકવાર શ્રી કૃષ્ણ વાસુદેવે પાંડવોને કહ્યું કે તમો અડસઠ તીરથ કરવા જાવ છો, ત્યારે આ કડવી તુંબડીને પણ સાથે લેતા જજો. એ તુંબડીને પણ પાઠ પઢાવજો. અને દરેક ક્રિયા કરાવજો. આ મુજબ એ તો ૬૮ તીરથ કરી આવ્યા. ત્યારે વાસુદેવે કહ્યું કે જુઓ, આ તુંબડીને કાપો અને ગેપ કરો અને મોઢામાં મૂકો. જ્યાં મોઢામાં મૂકાય છે ત્યારે જણાય છે કે તુંબડીની કડવાશ તો એવીને એવી જ છે. આટલાં તીર્થો થયાં પણ તુંબડીની કડવાશ ગઈ નહિ. જ્યારે આ કડવાશ તીર્થો કરવાથી જતી નથી, ત્યારે અનાદિ કાળથી આત્મામાં ભરેલી મલિનતા કેમ જશે ? માટેઃ—

" આત્મા નદી સંયમ તોય પૂર્ણા, સત્યાવહા શીલ તટા દયોર્મિ;<br>
તત્રાભિષેકં કુરુ પાંડુ પુત્ર ! ન વારિણા શુધ્યતિ ચાન્તરાત્મા. "

મતલબ કેઃ—જો આત્મારૂપી નદીમાં સંયમરૂપી પાણી હોય, જેમાં સત્યનાં પૂર હોય, જેનો બ્રહ્મચર્યરૂપી કાંઠો હોય, અને દયારૂપી તરંગો હોય, તો મનની મલિનતા જાય આવી શુદ્ધિમાં ધર્મ છે. આ પ્રકારની નદીમાં નહાવામાં ધર્મ છે.

જે વાણીથી શિષ્ય સુધર્યો ન હોય તો જાણવું કે કાંતો ગુરુજી જ્ઞાન વિનાના હતા. અને કાંતો એ શિષ્યની ભૂમિકા એ વાણીને પચાવી શકી નથી -અમૃત મળ્યું હોવા છતાં જો અમર ન થયા હોય તો એનો અર્થ એ છે કે કાંતો પીનાર એ અમૃતને ઘટમાં ઉતારી જ નથી શક્યો. અને કાંતો એ અમૃત, અમૃત નહિ હોય પણ પાણી હશે

સાચો ધર્મ પીધો હોય તો પછી દુરાગ્રહ હોય ખરો? અમુક જ પ્રકારના ટીલાંવાળા અમારા અને બીજા નહિ, અમુક જ પ્રકારના ખીલ્લાવાળા અમારા અને બીજા નહિ. એવો આગ્રહ સાચા ધર્મના પીયૂષ પીનારાને હોય જ નહિ. સત્યાર્થીને તો તત્વ સાથે સંબંધ છે. ખીલ્લા સાથે નહિ, ગોળ હશે તો કિંમત મળશે. ફક્ત લેબલ લગાડવાથી એટલે કે આંક લખવાથી, કંઇ કિંમત મળશે નહિ

ગમે તેટલી ક્રિયા કરી પણ ધર્મની છાપ અંતરમાં ન હોય તો તત્વ ક્યાંથી નીતરે? પાણીને ગમે તેટલું વલોવીયે તો કંઇ માખણ નીકળે ખરું? માખણ માટે તો દહીંને જ વલોવવું જોઈએ. પાણી વલોવ્યે ચાલે નહિ તેમ સાચા ધર્મ માટે આપણને કેવળ ક્રિયાકાંડ કર્યે નહિ ચાલે પરંતુ એ ક્રિયાકાંડ પણ જીવન એટલે કે આચરણ કરો, તોજ સાચા ધર્મનું સ્વરૂપ સમજાશે.

આ માટે આપણે દૃષ્ટિ જ ફેરવવાની જરૂર છે હોકાંટાને ગમે તેવી પ્રતિજ્ઞાઓ આપો અને ફેરવ્યા કરો પણ તે તો ઉત્તર તરફજ રહેશે. તેમ જ્યાંસુધી મન ઉપર સંપ્રદાયોનો મેગનેટ છે. ત્યાં-સુધી એને સત્ય ધર્મપ્રકાશ મળવાનો નથીજ. માટે મન ઉપરથી સંપ્રદાયના મેગનેટને દૂર કરીશું તો સાચો ધર્મપ્રકાશ મેળવી શકીશું

**આવી સાધના કોણે કોણે કરી?** :—આવી સાધના-ઉપાસના-માટે પ્રયત્ન કરનારમાં જૈન ધર્માચાર્યોમાં, સંમતભદ્રાચાર્ય હરિભદ્રસૂરિ, હેમચંદ્રાચાર્ય, વગેરે નામો જાણીતાં છે તેમાંના પ્રત્યેકે આવા વચનો જ કહ્યાં છે.

"પક્ષપાત નથી વીરે, ન દ્વેષ કપિલાદિમાં
વાણી યુક્ત મતિ જેની, એને સ્વીકારીએ અમો
હો શ્વેતામ્બર કિંવા દિગમ્બર, અથવા બુદ્ધ કે હો અન્ય,
સમભાવી આત્મા જેનો છે, તેનો મોક્ષ નક્કી જાણો
ભવ બીજાંકુર જનકા, રાગાદિ દોષો જેણે ટાળ્યા
શંકર બ્રહ્મા વિષ્ણુ, અથવા તે જિન હો તેનેજ નમુ "

વૈદિક ધર્મમાં કબીર અને નાનકના નામો જાણીતા છે તેમાના બન્નેએ આવુજ કહ્યું છે:—

હિંદુ મુસલમાન દોનોં ભાઈ કસબી, એક લીન્હી માલા એક લીન્હી તસબી.
એક પૂરવ એક પચ્છિમ નિહારે, પડી પડી પાય ધરણી શિર ઢાળે.

સહજાનંદ સ્વામીજીમહારાજનું નામ પણ ઉમેરી શકાય. કારણ કે તેમણે કોઇ પણ ધર્મની નિંદા

ગુણોને નમસ્કાર કર્યા છે.

આ પછી શ્રુતિ, સમૃતિ, ઉપનિષદો, છ દર્શનો, પુરાણો, ગીતા, રામાયણ, વગેરે વૈદિક ધર્મોને રજુ કરતા મહાન ગ્રંથોના તત્ત્વને યાદ કરીએ છીએ અને એ ગ્રંથોને સન્માનીએ છીએ. ત્યારબાદ ક્ષમામૂર્તિ ઈશુ–નેકી–રહમદીલ મહમ્મદ પયગંબર, પવિત્રતાની મૂર્તિ જરથોસ્ત્રનું સ્મરણ કરી, એ ગુણોને નમસ્કાર કર્યા છે.

આ રીતે બધા ધર્મોનું સમન્વય સૂચ તી સર્વધર્મ–પ્રાર્થના કરીએ છીએ. આમાં કોઈ પુરુષને ઉંચો નીચો ગણવાની વાત નથી. પણ તેમણે રજૂ કરેલા સિદ્ધાંતોના અનુક્રમની ગોઠવણી પ્રમાણે એ નામો ગણવાં ઘટે.

આ પ્રાર્થનાને અનુલક્ષીનેજ સાધકો માટેના ત્રણ વર્ગો પાડવામાં આવ્યા છે.

**પ્રથમ વર્ગનું નામ**—દેવોપાસક—ધર્મમૂલક નીતિનો પાલક અને પોષક વર્ગ.

**બીજા વર્ગનું નામ**—બ્રહ્મોપાસક, જ્ઞાનોપાસક, યોગમૂલક ધર્મારાધક વર્ગ.

**ત્રીજા વર્ગનું નામ**—જિનોપાસક—વિશ્વપ્રેમ યોગસાધક વર્ગ.

આ મુજબ સાધકોએ પ્રથમ નીતિના ઉપાસક બની, જીવન ઘડતર કરતા જઈ–કક્ષા કેળવતા જઈ છેવટે "વિશ્વવાત્સલ્ય"ના, મહા આદર્શને પહોચવાનું છે, અને એજ સર્વધર્મ ઉપાસનાનો સાર છે.

( ૐ ) સર્વત્ર શાંતિ વિસ્તરો.

## વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ

### રવિવારનો કાર્યક્રમ

તા. ૨૦–૫–૪૫

| | | | |
|---|---|---|---|
| (૧) | પ્રાતઃકાલ | ૬ થી ૬॥ | પ્રાર્થના |
| (૨) | ,, | ૬॥ થી ૬॥। | પ્રાસંગિક |
| (૩) | ,, | ૯ થી ૯॥ | શ્રી જૂઠાભાઈના અનુભવો |
| (૪) | ,, | ૯॥ થી ૧૧ | ક્ષમાપના ( આઠમું પ્રવચન ) |
| (૫) | બપોરના | ૪ થી ૪॥ | દરબાર રવુભાના ગણિત પ્રયોગો |
| (૬) | ,, | ૪॥ થી ૬ | નિંદાસ્તુતિ પરિહાર ( નવમું પ્રવચન ) |
| (૭) | રાત્રિના | ૮॥ થી ૯॥ | પ્રાર્થના |
| (૮) | ,, | ૯॥ થી ૧૦ | વ્યાખાન |

### ક્ષમાપના

( મુખ્ય મુદ્દાઓ )

તો પછી ગુનેગારો ક્યાંથી ઘટે ? આજે સમાજમા સાસુને વહુ સાથે નથી બનતુ વહુને સાસુ સાથે નથી બનતુ પિતા પુત્રસાથે ધમધમ કર્યા જ કરે અને પ્રકૃતિને ટેવથી હેરાન કરે છે. ગુરુને શિષ્ય સાથે નથી બનતુ. રાજાને પ્રજા સાથે નથી બનતુ પ્રજા રાજાને ચકવે છે દુનિયામા ચારે કોર આજે નથી બનતુ નથી બનતુ, એનીજ શેરો સંભળાઇ રહી છે. આનો હવે ઉપાય કે કાઇ? આનું કારણ શુ છે ? આનુ મુખ્ય કારણ બીજાની ભૂલોને મોટા દુર્બીનથી જોવી, ને પોતાની ભૂલનો બચાવ કરવો એ છે.

આજસુધી ગુનાઓ ઘટાડવા માટે જેલ, સજા, માર, ફાસી, વગેરે કષ્ટો અપાયા છે છતા ગુનો ઘટયો નથી પરંતુ ઉલટો વધ્યો છે તેનુ મૂળ શોધાતુ નથી અને ફક્ત કાયદાની કલમોનો ઉપયોગ કરવામા આવે છે આ રીતે તો લાખો વરસ જાય, તો પણ ઉપલી રીતે તો, ગુનાઓ ઘટવાના નથી પરંતુ જો તેના મૂળને શોધી-પકડીને-તેનો સાચો ઉપાય લેવામા આવશે તો જગતની આ રાડ, તદ્દન નહિ તો મોટા અંશે જરુર ઓછી થઇ જશે

ઇશુના સમયની એકવાત કહુ —એક બાઇએ ભૂલ કરેલી તેને સજા કરવા પંચ ભેગુ થયુ પંચે સજા કરી ઝાડના ઠૂઠા સાથે બાંધીને, જૂદા જૂદા સ્થળે લોકોએ ઉભારહી, પથરા મારીને એને પ્રાણદંડિત કરવી આથી બીજાઓ ઉપર દાખલો બેસશે અને આવા ગુનાઓ થતા અટકશે પરંતુ તેઓએ એમ વિચાર ન કર્યો કે, અમે કેટલા ગુનેગાર છીએ ? છેવટે તેઓ ઈશુ પાસે, આ વાતની જાણ કરવા માટે આવે છે ઈશુ બધી વાત શાંતિથી સાભળે છે ઇશુનુ હૃદય વલોવાય છે પચના માણસોને કહે છે —

તમે ભલે સજા કરો, પચ તે પરમેશ્વર પરંતુ એક વાતનુ સૂચન એ કરુ છુ કે, તમો ઉમગમા આવીને પથરા ફેંકશો, ને ગુનેગાર બીજા ન થાય તેમ ઇચ્છશો પણ આ સજા કરવાનો અધિકાર કોનો છે ? જેને અત્યારસુધી ગુનો કર્યો નથી, ને કરવાનો નથી, એવા તટસ્થ માણસનો હોય તમોને આ સજા કરવાનો હક્ક છે ? તમો તો ગુનેગાર નથી ને ?

આ ઉપર વિચાર કરજો, ને હૃદય ઉપર હાથ મૂકી વિચારજો. ને પછીજ તેનો અમલ કરજો આ સાંભળીને આવેલા લોકો તો વિચારમાંજ પડી ગયા સૌ ચાલ્યા ગયા સજા મોકૂફ રહી ગુનેગારને ગુનાપર સજા કરવાનો અધિકાર નથી. ઈશુએ બાઇને પણ સમજ આપી એનુ હૃદય હલમલાવ્યુ. હૃદયની સજા ફાંસીની સજા કરતાં વધી જાય છે. જેલોથી તો વધારે દોષો વધ્યા છે આથીજ સદ્ગત કનાપી પણ કહે છે -

"હા, પસ્તાવો વિપુલ ઝરણુ સ્વર્ગથી ઉતર્યુ છે, પાપી તેમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે,
રાજ્યોથી કે લુંચમલતી કે દંડથી ના બને જે, તે પસ્તાવો સહજ વહતા, કાર્યસાધી શકે છે"

ભૂલની સજા હૃદયના પ્રશ્ચાતાપથી હોવી જોઇએ આજે તો જેલો વધી છે અને તે સાથે ગુનાઓ પણ વધ્યા-છે

## ગુનેગારનુ હૃદય કઇ રીતે હલે ?

વડોદરાના મર્હુમ મહારાજા સયાજીરાવ ગાયકવાડે, પોતાના રાજ્યમા ગુનાઓ ઘટાડવા એક સુંદર

"રે રે ! ! કોણ હશે ! અહીં વન મહીં નિશ્વાસ આ મૂકતું;
જેના શબ્દથી વૃક્ષથી ઘુવડ આ ઘૂ ઘૂ કરી ઉડતું."

બાઈ પડવાની તૈયારીમાં છે. મૂળદાસ મહાત્મા જઈને કહે છે, તને નહિં પડવા દઉં. તું કોણ છે ? કુવામાં તો નહિંજ પડવા દઉં. ત્યારે તે સ્ત્રી જવાબ આપે છે. મહાત્માજી, મેં સમાજને જોઈ લીધો છે. મારા પર દયા રાખો, અને મને મરવા દો. એ વખતે મૂળદાસ મહાત્મા કહે છે. "તારા શરીરનો નાશ કરવાનો તારો મુદ્દલ અધિકાર નથી. બાઈ!" મહાત્મા તે બાઈને કુવે પડતી અટકાવે છે. પોતાના આશ્રમમાં લઈ જાય છે. તે બાઇ પોતાનો પૂર્વ ઇતિહાસ કહે છે. તમારી નિંદા થશે, બહિષ્કાર થશે, જો તમો મને રાખશો તો ? મહાત્મા જવાબ આપે છે, "પુત્રી, મારી ચિંતા ન કર. તારા ગર્ભનું ને તારું જતન કરીશ. ભલે મારી રામરોટી બંધ થઇ જાય, આબરુ જાય, ભલે મને લોકો પૂજવા ન આવે, મને તે બધાની કાંઈ જ પડી નથી."

"તુચ્છ આ કીર્તિને માટે નાના ખૂન થવા દઉં;
સુહેરો સુખથી ડાઘો, નામ આ મૂળદાસનું"

કીર્તિ તુચ્છ છે બેન ! એ જણાની હિંસા મારી નજર સમક્ષ કેમ સહન કરી શકું ? હવે આ વાતની ખબર સમાજમાં વધુ ફેલા પડી જ જાય છે. લોકોને બોલવું જ છે, ભીંતરનું કયાં જોવું છે ? તે કહે છે. :—જોયાને એ મૂળદાસ ! અમે તો કહેતા જ હતા કે એ સાચો સાધુ જ નથી. આવી અનેક વાતો ફેલાઈ. એટલે માન-પૂજા ને ખાનપાન બંધ થયાં. છતાં મૂળદાસ અડગ રહે છે, ને બન્નેનું સંતતિવત કાળજીપૂર્વક જતન કરે છે.

પ્રિય વાચક !

મહાત્માએ વિચાર્યું કે, જો આ હિંસા ગામમાં બને તો પણ હું જ વધુ જવાબદાર ગણાઉં. તો મારી આસપાસ બને તો તો હું વધુ જવાબદાર કેમ ન ગણાઉં ?

જગતના અને સમાજના જન્મતા દોષોમાં, અમારા જેવા મહાત્માઓએ જ મુખ્ય જવાબદાર રહેવું જોઇએ. પૂર્વે જે પંચો હતા, તેમાં પણ પોતા પર જ દોષ વહોરી લેતા, નાતમાં પણ એવું જ થતું. જ્યારે આજે તો ઉલ્ટો બીજા પર જ પોતાનો દોષ હોય તો પણ, બધો જ ટોપલો નાખી દઇએ છીએ. એક બાજુ ગુનાઓ ઘટાડવાની વાતો કરીએ છીએ. જ્યારે બીજી બાજુ તેવા ગુનાઓને વધારવાની તક આપીએ છીએ.

આજે સમાજમાં દારુ, અનીતિનાં તત્ત્વો વગેરે પેસી ગયાં છે. તેના જવાબદાર કોણ છે ? આપણે જ એ નિભાવી લીધું, ને પછી સજા કરવા નીકળ્યા. આતે કેવું ? વૈભવને વિલાસમાં એક-બીજાને લૂટે છે. જ્યારે બીજી બાજુએ ખાડો પડે છે ને દોષો વધે છે. ત્યારે "હાય હાય" કરીએ છીએ કેવી આ વાત.

કહીએ છીએ કે, હું તો સહેજે વાત કહું છું અને એની સાથે સાથે જ્યારે આપણી પોતાની પ્રશંસા કરતા હોઈએ છીએ, ત્યારે તો આપણે કેટલી હદ સુધી નીચા ઉતરી જઈએ છીએ તેનો ખ્યાલ રહેતો નથી. આપણને આ મુજબ વાત ગમતી હોય છે. જે માણસને આપણે આપણા ગણ્યા છે, એમની વાત કરવાની હોય છે, ત્યારે જે સત્ય હકીકત હોય છે, તેના કરતાં વિશેષ વાત કરીએ છીએ. અને કેવળ જમણી બાજુનીજ રજૂઆત કરીએ છીએ.

આ પ્રકારે આપણને નિંદાસ્તુતિના સામાન્ય સ્વરુપનો ખ્યાલ આવે છે. પરંતુ જ્યારે સમત્વ જાગે છે ત્યારે આપણે આ ભાવના ભાવતા થઈએ છીએ.

"સત્વેષુ મૈત્રી, ગુણીષુ પ્રમોદં, ક્લિષ્ટે જીવેષુ કૃપા પરત્વં;
માધ્યસ્થ ભાવં વિપરિત વૃતૌ, સદા મમાત્મા વિધધાતુ દેવ."

હે સત્યદેવ ! મારો આત્મા એવો બને કે હું જીવમાત્ર સાથે મિત્રતા રાખું. ગુણીજન જોઈ મને [ઈર્ષા-નિંદા નહિ પણ] પ્રમોદ થાય. પાપીપર પણ પ્રેમમય સહાનુભૂતિ પ્રગટે વિરોધી પ્રત્યે પણ તટસ્થતા આવે !

### નિંદા-ઈર્ષાનું મૂળ

જ્યારે પારકના ગુણો સહન કરવાની શક્તિ મંદ થઈ જાય છે, ત્યારે એમાંથી નિંદાનું તત્ત્વ આવે છે. અને પછી નિંદાનો વ્યવસાય થઈ જાય છે. પારકાનું સારું જોઈને બળી જઈએ. જ્યાં પારકાના ગુણ સહન ન કરી શકાય ત્યાંજ નિંદાનું મૂળ છે.

### ખોટી પ્રશંસાનું મૂળ

વાણીથી મોટું વિવેચન કરીએ, અને એ માહેનું વર્તનમાંજ કશુ ન હોય એટલે કે મીંડુજ હોય, એ ખોટી પ્રશંસાનું મૂળ છે.

### શક્તિશાળી કોણ ?

શક્તિવાળો પુરુષતો આ બન્નેથી પર હોય છે. અને તેથી જ તેઓ કહે છેઃ—"નિંદક બાબા-વીર અમારા" નિંદક કે ટીકાકારોને તેઓ મિત્ર ગણે છે. કારણકે તેઓ માને છે કે મારા ટીકાકારો નહોત તો, મને મારા જીવન તરફ દૃષ્ટિ કરવાનો અવસર કોણ આપત ? એટલે જે ટીકાકારો છે, એ તો મારા જીવનનું દર્શન કરાવનાર ભોમિયારૂપ છે.

### પરનિંદાથી થતાં નુકશાન

કોઈની પણ સત્ય હકીકતને પૂરી જાણ્યા સિવાય, એનાં ઉપર ટીકા-નિંદા કરવા બેસી જઈએ છીએ, ત્યાં સત્યનો લોપ થાય છે. એટલે સત્યરુપી ઈશ્વરને ખંજર હુલાવી દીધું એમ થયું. આપણે કોઈની પણ નિંદા કરવા પહેલાં આખીયે પરિસ્થિતિનો અભ્યાસ કરવો જોઈએ. એની પૂરેપૂરી તપાસ કરવી જોઈએ. કંઈપણ તપાસ વગર કોઈપણ વાત ઉપર બોલવું. એ હિતકારી છે જ નહિ. એમાં પરનિંદાનો દોષ આવવાનો સંભવ છે અને એ કારણે સત્યને પણ ચૂકીએ છીએ.

ચેલો છુ તમારી પાસે જે ઈનિમની લકડી છે, તે બાબત મને કહો ગુરુજી કહે બાપુ ! એને પચાવવી કઠણ છે તને એથી બીજાના દુર્ગુણો, દોષો, દેખાશે સારી બાજુ નહિ દેખાય હુ તો બન્ને દષ્ટિએ જોઈ શકુ છુ 'ઠીક બાપુ! તમારે હેવીજ નથી એમ કહોને ? ચેલાને જોઈ માઠુ ન લાગે તે ખાતર ગુરુજીએ એ લાકડી આપી

આ ચેલાએ તો એનો ઉપયોગ કરવા માડયો એકદા એને થયુ કે, ચાલને ગુરુજી ઉપર પણ લગાડી જોઉ જોવો આ પ્રયોગ કર્યો, એટલે એને ગુરુના દોષોનુ દર્શન થયુ આ દોષોના દર્શન થતાજ, એમના પ્રત્યે તેનો જે ગુરુભાવ હતો તે ઓછો થઇ ગયો, અને એને થયુ કે આવા ખાગ ગુરુ હોય ?

ગુરુજી કઈ કામ સોપે છે, ત્યારે કહે છે કે તમે કરોને ? હુ શાનો કરુ ? તમારામાં તો આ દોષો ભરેલા છે તમે ગુરુ શાના? ગુરુજી કહે છે, કે હુ તો અપૂર્ણ છુ, અનેક દોષોથી ભરેલો છુ, અને સારો હોવાનો દાવો પણ કયા કરુ છુ ? પણ તું જીરવી ન શકયો આ પ્રયોગ તુ તારા ઉપર જ કરી જો.

જ્યારે એ પોતા ઉપર જ પ્રયોગ અજમાવે છે, ત્યારે એ જાણી શકે છે, કે હુ તો મહાભયકર દોષોથી ભરેલો છુ આ જ્ઞાન થયા પછી પાછો ગુરુપ્રેમ ઉભરાય છે આ દષ્ટાંત ઉપરથી સાર એ મળી રહે છે, કે જ્યાસુધી માણસને પોતાના દોષોનુ દર્શન થતુ નથી, ત્યાસુધી એ પરદોષ તરફ જ દષ્ટિ રાખે છે. જ્યારે સ્વદોષ દર્શન થાય છે, ત્યારે એની સરખામણીમા પરદોષ ઘણા જ નજીવા જણાય છે એટલે આપોઆપ એમાંથી નિદાનુ તત્ત્વ જતુ રહે છે

## પ્રશસાથી થતાં નુકશાન

વધુ પડતી પ્રશસામા અસત્ય આવી જાય છે જેવુ હોય એથી વિશેષ કહેવુ, એ સત્યની સાધનામા બાધક છે પરનિંદા અને સ્વપ્રશસામા આ પ્રકારના જોખમો છે તેમા પણ પોતાને મુખે કે પારકે મુખે પોતાની પ્રશસા થાય છે, ત્યારે તો પોતાનો વિકાસ અટકી જ પડે છે માટે જ કહ્યુ છે કે —" નિજ વખાણ કરવાં નહિ સુણવાં " એકદા શ્રી રામકૃષ્ણ પરમહસે પોતાની ખૂબ પ્રશસા સાંભળી આ પ્રશસા સાંભળ્યા પછી એ અશ્રુભીની આખોએ કહે છે —" મા ! મારી આટલી બધી પ્રશસા શા માટે ? હુ તો અધમાધમ પાપથી ભરેલો છુ મને તુ આવા લોકોની પ્રશસાથી બચાવ ' આ પ્રમાણે બોલતા બોલતા એ ખૂબ રડી પડયા આદર્શ સાધકની દશા તો આવી હોય આ વાત જો આપણે ગળે ઉતરી જાય તો આપણુ કલ્યાણ થઈ જાય

## ખુશામતખોરીનો અભાવ !

અકબર રૂપાળો હતો કપડા પહેરી સજ્જ થઇને બેઠેલો અરીસામા જોયુ અને ખૂબ સુંદર લાગ્યો તાનસેનને બોલાવ્યો, અને કહ્યુ કુ કેટલો રૂપાળો છુ ? તાનસેને તો બરોબર ઉત્તર વાળ્યો

' ગોરે ગોરે અગકો ગુમાન છાડ બાઉરે

રગ તો પતગ તેરો કાલહિ ઉડ જાયગો

ગુણાકારમાં ભૂલ બતાવનારનો પણ ઉપકાર માનીએ છીએ. તો પછી જીવનના ગુણાકારમાં ભૂલ બતાવનારનો કેટલો ઉપકાર માનવો પડે ?

એકદા ભગવાન બુદ્ધને એક ભાઇએ ગાળ આપી. તેના પ્રત્યુત્તરરૂપે ભગવાન વદે છેઃ—

" ભાઇ તેં ચીજ તો આપી, પણ મારી પાસે રાખવાની જગ્યા નથી. હું પરિગ્રહ નહિ કરું. આ તારી ચીજ પાછી લે."

અહો ! આ સહનશીલતા કેવી ?

મીરાંબાઈ પણ કેવું સુંદર બ્યાન રજૂ કરે છેઃ—

" નિંદા કરે રાણા મારી નગરીના લોકરે,
ભરી બજારમાંથી હાથી હાલ્યો જાય રાણા;
કુતરાં ભસ્યા કરે તેમાં હાથીનું શું જાય. "

આ પ્રમાણે આપણી કોઈ નિંદા કરે, તેથી આપણું શું જવાનું છે ? એક શેરડીના રસની દુકાન હોય, અને કોઈ કહેશે કે ભાઈઓ ! એ તો દારુની દુકાન છે. કોઇ જતા નહિ ! આથી લોકો કંઇ દારુની દુકાન થોડીજ માનવાના છે ? દુકાનદાર પણ હસશેજ અને જાણશે કે એ કહેનાર અજ્ઞાની છે, તેથી આમ બોલે છે. પણ તે ક્રોધ નહિ કરે. તેવીજ રીતે આપણામાં સદ્‌ગુણ હશે છતાં કોઈ નિંદા કરશે–વાતાવરણ બગાડશે–એથી કદાચ ભય પણ લાગે, પરંતુ એથી આપણું સત્વ લૂંટાઇ જવાનું નથી.

એકવાર ગાંધીજી સામે તેમના અંગત જીવન ઉપર બહુ ટીકાઓ થયેલી. અમુક ભાઇઓએ કિશોરલાલભાઈને કહ્યું કેઃ—આ ટીકાકારોને જવાબ આપો. કિશોરલાલભાઈએ કહ્યું કેઃ—તમે એવું નિંદક સાહિત્ય વાંચો છો ત્યાંસુધી ટીકાકારોને ટેકો મળે છે. માટે સૌથી પ્રથમ એવું સાહિત્ય જ વાંચવું બંધ કરો.

કેવું સુંદર સૂચન ! નિંદા સામે આપણા કાન બંધ કરો. જ્ઞાનીઓ આ નિંદાનો પોતાનો દોષ જોવાના યંત્રરૂપે ઉપયોગ કરી લે છે.

" વિચાર અને વિવેક "ના નયનોવડે નિંદાસ્તુતિ પરિહાર તરફ જાગૃતિ કેળવતા રહો.

ૐ સર્વત્ર શાંતિ વિસ્તરો.

## વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ

### સોમવારનો કાર્યક્રમ

### તા. ૨૧—૫—૪૫

| | | |
|---|---|---|
| [૧] | પ્રાતઃકાલ ૬ થી ૬॥ | પ્રાર્થના |
| [૨] | ,, ૬॥ થી ૬॥। | પ્રાસંગિક |
| [૩] | ,, ૯ થી ૯। | શ્રી નંદલાલભાઈ (ભજનો) |
| [૪] | ,, ૯। થી ૯॥ | શ્રી નાનચંદભાઈ (ભજનો) |

આ વિષય પરત્વે જ્યારે જ્યારે મારે કહેવાનું આવે છે. ત્યારે મને મારી આ બાબત થયેલી ત્રુટીઓ અને ખામીઓ મને ડંખે છે, અને હજૂ હું સત્ય વિષે કહેતાં ન સંકોચાઉં તેટલો આ વિષે સંકોચાઉં છું. છતાં આપણે ગમે તેવા ભૂલ ભરેલા હોઇએ, તો પણ એની સાધના વગર સત્યની સાધના અશક્ય છે. માટે એનો વિચાર નમ્રભાવે પણ કરવો પ્રાપ્ત થાય છે.

## બ્રહ્મચર્યની સ્વાભાવિકતા

બ્રહ્મચર્ય સ્વાભાવિક છે કે અસ્વાભાવિક ? નિસર્ગની સૃષ્ટિમાં જ્યાં આપણે જોઇએ છીએ, એટલે પશુ, પંખી; માનવ, દરેકમાં સ્ત્રી અને પુરુષની જોડી દેખાય છે. અને દરેકમાં મૈથુનવૃત્તિ નજરે પડે છે. આ ઉપરથી બ્રહ્મચર્ય સ્વાભાવિક છે કે અસ્વાભાવિક. જો સહજ સ્વાભાવિક હોય તો જોડી કેમ હશે. એ પ્રશ્ન થાય છે.

જૈનસૂત્રોમાં એવા પ્રકારનો ઉલ્લેખ છે, કે ઉચ્ચ કોટીની દેવગતિના, દેવીના શારીરિક યોગ વિના માત્ર રૂપ જોઇને, ક્યાંય શબ્દ સુણીને, એમ વિકાર તૃપ્તિ થઈ જાય છે. ક્યાંક વળી માનસિક વિકલ્પ ચિંતનાથી પણ વિકાર તૃપ્તિ ગઈ જાય છે. પાંચમા દેવલોક ઉપરાંતમાં ઉચ્ચ દેવોમાં દેવીનો યોગ હોતો જ નથી. અને દેવીનાં દર્શન પણ થતાં નથી. છતાંય વિકાર જાગે, તોય સમાઈ જાય છે. દેવગતિ વિષે અહીં ચર્ચા નહીં કરીએ. પણ આનો સ્પષ્ટ અર્થ એ થાય છે, કે અબ્રહ્મચર્ય—મૈથુનની ભાવના સત્પ્રાકૃતિક નથી. સાચા અર્થમાં કે ઉચ્ચ અર્થમાં સ્વાભાવિક નથી. ખોરાકની જેમ સામાન્ય પ્રકૃતિપણ નથી. કારણકે એ દેવોને પણ પોતાની શરીર રચનાને યોગ્ય ખોરાક તો હોય છે, એમ સૂત્રો કહે છે. પણ મૈથુન હોતું નથી. પ્રકૃતિ મૂળે બે પ્રકારની હોય છે. એક તો આત્માના મૂળ સ્વરુપ તરફ લઈ જનારી પ્રકૃતિ—અને બીજી સંસારના વિષયો તરફ લઈ જનારી પ્રકૃતિ. ઉચ્ચના તરફ, ઉર્ધ્વગામી તત્ત્વ તરફ, ખેંચનારી પ્રકૃતિમાં બ્રહ્મચર્ય સ્વાભાવિક છે. બીજામાં અસ્વાભાવિક છે. વજ્ઞાનિકોનું માનવું છે કે અમુક પુરુષો માટે બ્રહ્મચર્ય સ્વાભાવિક હોઈ શકે. બાકી સામાન્ય જનસમાજ માટે એ અસ્વાભાવિક છે, આહાર વિહારની ક્રિયા જેમ સ્વાભાવિક છે. તેમ વીર્યનું જવું, એટલે કે અબ્રહ્મચર્ય એ સામાન્ય જનસમાજ માટે સ્વાભાવિકજ છે. જાતિય વિજ્ઞાનના સુપ્રસિદ્ધ પુરુષ ફ્રોઇડે હું ન ભૂલતો હોઉં તો ખોરાકની હાજત કે નિહારની હાજતની જેમ વીર્યસ્ખલનની ક્રિયાને, સ્વાભાવિક માની લીધી છે. પણ મારું મંતવ્ય એથી વિરુદ્ધ પડે છે. પ્રાચીન ઋષિમુનિઓની માન્યતાનું પણ મને સમર્થન છે. પણ આ તેઓએ બ્રહ્મચર્યાશ્રમને પ્રથમ મૂકીને તથા સંન્યાસને અંતિમ મૂકીને, તથા કામવિજ્ઞાન કરતાં બ્રહ્મચર્ય વિષયક ઝોક વધુ આપીને, એ જ સિદ્ધ કર્યું છે.

બ્રહ્મચર્યમાં અખૂટ બળ છે. અપૂર્વ ચૈતન શકિત છે. આપણે જોઇએ છીએ, કે અબ્રહ્મચર્યના સેવનથી આપણામાં જે જેમ—જે ઉત્સાહ—જે થનથનાટ—જે ચૈતન્ય સ્ફૂર્તિ હતી, તે બધું ઓસરતું જણાશે. આનું કારણ શું છે ? જો આ ક્રિયા એ ખોરાક જેટલીજ સહજ સ્વાભાવિક હોત તો, ખોરાક લીધા બાદ

થયો હોય, એટલે એકબીજા લગ્ન સબંધથી માબાપની અનુમતિથી જોડાય છે આમાં ત્રુટીઓ રહી જાય છે ઉપરાત કેટલીકવાર લગ્ન સબધ થમા પહેલા પણ, વિકૃત શરીર સબધનુ જોખમ છે આ દૃષ્ટિએ વડીલો અને માબાપો કન્યાની કે વરની પસદગી કરે છે—અને લગ્નથી જોડી દેવામા આવે છે તે પ્રથા પણ ઠીક છે એમ લાગે છે જો કે આજ તો સગાઇથી માડીને લગ્ન સુધીની ક્રિયાઓમાં, દષ્ટિ–પરિવર્તન અને શુદ્ધિની જરૂર છેજ પસદગી કેમ અને કેવી રીતે કરવી ? એ આજે અતિ મહત્વનો પ્રશ્ન છે.

આજે તો ખાસ કરીને કન્યાપક્ષવાળા જુએ છે કે વરપક્ષવાળા પૈસાદાર છે કે નહિ ? વર ભણેલો છે કે નહિ ? અને વર પક્ષવાળા જુએ છે કે કન્યા કેટનુ ભણેલી છે ? તેને સગીત, શીવણ, ગુથણ વગેરે આવડે છે કે નહિ ? આ પ્રકારે ઉપરછલ્લું સાધારણ પરસ્પર જ્ઞાન મેળવી લેવાય છે [અને વરકન્યા પરસ્પર એકબીજાને જોઈ લે છે આથી વધું કશુ થતુ નથી વાસ્તવિક રીતે એવુ હોવુ જોઈએ કે 'કન્યા' ઘરને શોભે એવી છે કે કેમ ? કુળને સાચવશે કે કેમ ? એ તો ઘરની શોભા છે એને સગીત, શીવણ ગુથણ, નહિ આવડતુ હોય તો ચાલશે, પરતુ એને સાચુ જીવન જીવવાની કળા આવડતી નહિ હોય તો નહિ ચાલે એને પાકશાસ્ત્રનું સપૂર્ણજ્ઞાન હોવુ જોઈએ એણે અતિથિ સત્કારનુ શાસ્ત્ર જાણ્યુ હશે એને બાળ ઉછેરના સામાન્ય જ્ઞાનનો અભ્યાસ હશે, અને કૌટુબિક ભાવનાને ખૂબ પ્રેમપૂર્વક પીધી હશે સહનશીલતા, ધીરજ અને સૌમ્યતાના ગુણોને ખીલવ્યા હશે

કન્યાપક્ષવાળાએ વરપક્ષ તરફ એવી રીતે જોવુ જોઇએ કે, એ પુરુષ પોતાના નીયમિત અને જનકલ્યાણકારી વ્યવસાયદ્વારા, આજીવિકા પેદા કરી શકે એવો છે કે નહિ ? પૈસાદાર હશે પરતુ જો આવડત વિનાનો હશે કે અપ્રમાણિક ધધાદારી હશે તો એ પૈસો શુ કામનો ? એ તો પાપ લક્ષ્મી વિલાસને–પતનને–પથે લઈ જશે ભણેલા કરતાં ગણેલો છે કે નહિ એ જોવુ જોઈએ જીવનનુ ઘડતર કેવુ કરેલુ છે એ તપાસવુ જોઈએ શારીરિક શક્તિ લગ્નજીવનનો અનુરૂપ બોજો વહન કરી શકે એવી છે કે નહિ ? એનો સ્વભાવ સરળ, ક્ષમાશીલ, અને બીજાની ભૂલોને ગળી જવાની વૃત્તિવાળો હશે

આ પ્રકારના સ્ત્રી પુરુષ–વરકન્યા–લગ્નગ્રથીથી જોડાય તો એ એનો ગૃહસ્થાશ્રમ સુખમય ગાળી શકે છે. " લગ્ન એટલે જોડાવુ ' દેહથી જોડાવુ એટલો જ આનો અર્થ નથી પરતુ આત્માનુ જોડાવુ એ અર્થ છે આવા આત્માના જોડાણ પાછળ બ્રહ્મચર્યની તેજોમય ભાવના ઝળહળતી હશે

આજે આપણે બ્રહ્મચર્યની લગ્ન પાછળની મૂળભૂત ભાવનાને વિસરી ગયા છીએ પ્રજા ઉત્પન કરવી એટલે ધર્મપ્રજા ઉત્પન્ન કરવી તેથી જ તો કહ્યુ છે કે—

' જનની જણતો ભક્તજન, કાં દાતા કા શૂર
નહિતો રહેજે વાઝણી, મત ગુમાવીશ નૂર '

પ્રજા તો એવી હોવી જોઈએ કે કાતો ભક્ત હોય, કાતો દાની હોય, અને કાંતો વીર હોય આવી પ્રજા ( ઉત્પન્ન કરી ) આપવાની શક્તિ ન હોય તો એણે વધ્યા જ રહેવુ એ ઉત્તમ છે આજનું લગ્ન-

બ્રહ્મચર્ય એ બધાં વ્રતોનો મુગટમણિ છે. જેટલે અંશે આ વ્રતનું પાલન વિશેષ હશે; એટલેજ અંશે જીવનની ઉજ્વળતા વિશેષ જણાશે. અને બીજા વ્રતોની સરળતા સહેજે આવી જશે.

(ૐ) સર્વત્ર શાંતિ વિસ્તરો.

ૐ મૈયા

## વિભૂષાત્યાગ

### (મુખ્ય મુદ્દાઓ)

(૧) વિકૃતભૂષાનું મૂળ

(૨) વિકૃતભૂષાનો આકાર

(૩) વિકૃતભૂષાના ગેરફાયદા—આત્મિક, માનસિક, સામાજિક, આર્થિક, વગેરે.

(૪) વિભૂષાત્યાગનું ફળ .

(૫) વિભૂષાત્યાગની રીતિઓ

## વિભૂષાત્યાગ

### (અગિયારમું પ્રવચન)

ૐ यत स्वरुपमविज्ञाय, प्राप्तं दुःख मनतकं
ज्ञापितं ततपदं येन, तस्मैश्री गुरुवे नमः॥

અર્થ:—"જે સ્વરુપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રીસદ્દગુરુ ભગવંત."

વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગનાં માતાઓ તથા ભાઇઓ!

આપણાં છેલ્લાં પ્રવચનોમાં વ્રતોની સાંકળ ચાલી આવે છે. બ્રહ્મચર્યવ્રતની પુષ્ટિમાં જે આવે છે તેમાં વિભૂષાનો ત્યાગ અગત્યનો છે.

**વિભૂષાનો અર્થ**:—વિ એટલે વિકૃત અને ભૂષા એટલે શોભા. વિકૃત શોભાનું નામ વિભૂષા.

### વિભૂષાનું મૂળ શું?

વિભૂષાનું મૂળ શું છે? એને આચરવાનું કેમ મન થાય છે? આ વિચારી લઈએ. આત્માનું સહજ સ્વરુપ સત્યં શિવં સુંદરમ્ છે. સત્યં એટલે સત્યમય, શિવં એટલે કલ્યાણમય, અને સુંદરમ્ એટલે સુંદરતામય. આ આત્માનું સહજ સ્વરુપ છે. આ દષ્ટિએ સ્ત્રી તેમજ પુરુષ દરેકને એમ થાય છે કે હું સુંદર હોઉં! પણ જ્યારે એ હોવાને માટે પ્રયત્ન ન કરતાં સુંદર દેખાવાના પ્રયત્નમાં પડે છે, એટલે તેમાંથી વિભૂષાનો જન્મ થાય છે. સારું હોવું એ કુદરતી છે. સારું હોવા માટે પ્રયત્ન કરવો એમાં પુરુષાર્થ છે. પણ જ્યારે સારું દેખાવું એવી વૃત્તિ થાય છે, ત્યારે કૃત્રિમતા ઉભી થાય છે અને સારું દેખાવા માટે જે પ્રયત્ન કરવામાં આવે છે તે પ્રાયઃ પુરુષાનર્થ હોય છે. માટે એ તજવા યોગ્ય છે.

બધા આભૂષણોની કશી કિંમત નથી ભાઇ ! આ દેખાય છે તે સૌન્દર્ય નથી, પણ સૌન્દર્યની છાયા છે આ યુવકનુ અભિમાન ઓગળી ગયું અને તેને સાચી વસ્તુ સમજાઈ ફૂલનું સૌન્દર્ય છોડના અનુસંધાનમાત્ર છે એવુ એને ચેતનરૂપી છોડથી દૂર કરવામા આવે છે કે એ કરમાઈ જાય છે સૌન્દર્ય કયા ગયુ ?

તેવી જ રીતે સ્ત્રી અને પુરુષ વચ્ચેનુ આકર્ષણ રહે છે આકર્ષણ દૂર રહ્યા રહ્યા પણ વિમાસ તરફ ખેચી જાય છે જ્યારે કોઈ પદાર્થ તરફ ખેચાઈએ ત્યારે બાહ્ય આકાર ન જોતા એના મૂળ તરફ જોવુ

વસ્તુના વસ્તુત્વને ઓળખવુ—આકાર તરફ નહિ સારા લાગીએ તેથી સૌન્દર્યને સ્પર્શી પણ શકતા નથી સાચા સૌન્દર્યને માટે સારા બનવુ પડે છે

## વિકૃતભૂષાના ગેરફાયદાઓ અને વિકૃતભૂષા ત્યાગનુ ફળ

એક સ્ત્રીએ વીંટી જોયા પછી એણે પોતાને માટે લીધી હાથમા પહેરી જોઈ ખૂબ સુદર લાગે છે પણ મારી આ સુદરતા તો મારે સમાજમા બતાવની છે મઢાવેલા દાત પણ અરીસામા જોયા તો ખૂબ સુદર લાગ્યા હવે આ બધુ સમાજમાં બતાવવા માટે મારે શુ કરવુ ? એણે વિચાર્યું કે હુ બધાને જમવાનુ નોતરુ આપુ નોતરુ આપવા માટે પોતે જ ગઈ અને એ મુજબની રીતિ કરતી ગઇ કે એણે પહેરેલી વીંટી બધાને દેખાય સમયસર બધા જમવા માટે આવી ગયા આસણો ગોઠવી અને પગત લાગી ગઈ બધાને થયું કે હમણા જમવાનુ આવશે, પણ ત્યા તો કશુ જ રાંધ્યુ ન હોતુ એટલે જ્યારે એણે જોયુ કે બધા બેસી ગયા છે, ત્યારે એણે બની વાત કહી દીધી અને ખડખડાટ હસી પડી એથી એના દાત દેખાયા એના દાત અને હાથ દેખાડવાનુ કામ તો સર્યું પણ વગર જમે સૌને વિદાય કરવા પડ્યા તેનો પ્રત્યાઘાત કેવો પડ્યો ? આમ કરવા કરતા એટલે કે બીજાને સારા દેખાડવા માટે કૃત્રિમ દેખાવો કરતા એણે સારી ભૂમિકા માટે જ પ્રયત્ન કર્યો હોત તો કેવુ સારુ ? તો તે મહાપુરુષ-મહાસતી બની શક્ત મનમા એક વચનમા એક, અને કર્તવ્યમા એક એવુ નામ તે મહાપુરુષ મન વચન અને કર્મમા જુદુ જુદુ હોય છે ત્યારે કૃત્રિમ વિભૂષા ફૂલે ફાલે છે સાચા સોના કરતા કૃત્રિમ વધુ સુદર અને સારુ દેખાય છે સાચા હીરા કરતા નકલી હીરા વધુ ચકચમટ મારે છે, અને સારા લાગે છે કૃત્રિમ વિભૂષાને અગે એક દભને ટકાવવા માટે અનેક દભો કરવા પડે છે આધ્યાત્મિક સારા થવાને બદલે દેખાવાના પ્રયત્નથી જ દભ પોષાય છે આપણે સાં કોઈ મહેમાન આવે ત્યારે આપણે અતરથી ઇચ્છતા હોઈએ કે આ મારે ત્યાથી જાય તો સારુ છતાં ખોટા શિષ્ટાચાર ખાતર એમ કહીએ છીએ કે આવો આવો ! તમારે તો અહીં જ રોકાવુ પડશે મારે ત્યાજ રોકાજો અહીં જ જમજો વિગેરે વિગેરે મતલબ કે અતરમા એને માટે હળાહળ ઝેર ભરેલુ છે બહારથી એના માટેની લાગણી પ્રદર્શિત કરીએ છીએ આ વાણીની અને મનની કૃત્રિમતા છે આવી કૃત્રિમતાથી આપણે દૂર રહેવુ જોઈએ

એક ચક્રવર્તી—એક ચક્રવર્તીના રૂપથી દેવો પણ આકર્ષાયા અને એને જોવા માટે પધાર્યા જ્યા ચક્રવર્તિ સ્નાન કરે છે ત્યા તેઓ નહાતા જોઈ એ જોયા—અને કહ્યુ કે તમારુ રૂપ અદ્ભૂત છે

જેટલો કૃત્રિમતાની પાછળ ખર્ચ થાય છે. અને સમયની બરબાદી થાય છે. એટલો સમય જો આત્માની સંભાળમાં ખર્ચીએ અર્થાત્-બ્રહ્મચર્યની સાધનામાં ગાળીએ તો કેવું સુંદર? ખર્ચ વધવાથી અનીતિ વધે છે અને સામાજિક નુકશાન પણ થાય છે. એક સ્ત્રી સારી સાડી અને સારી વીંટી લાવી હોય તો બીજીને એ વિચાર થશે જ. જ્યારે જ્યારે સ્ત્રીઓનો સમુદાય ભેગો થાય છે ત્યારે વિલાસ અને વિકૃત-વિભૂષા વધારવાની જ વાતો થતી હોય છે. તેથી સામાજિક ગેરફાયદાઓનો ખ્યાલ આવશે. પુરુષોમાં પણ મોટે ભાગે પોતાના સમય અને પૈસાની બરબાદી આવા વિકૃત સાધનો પાછળ જ ખર્ચાય છે. આવી રીતે જો આત્માને સારો દેખાડવા કરતાં સારો બનાવવા પાછળ કાળજી લેવાય તો સાચી જીવનકળા સાધ્ય થઈ જાય. એક ભક્ત પુરુષ ખરું જ કહે છે કે:—

"લોકડીઆની લાજે રે, બાઈ મેં તાણ્યો ઘૂંઘટો રે;
તેણે કરી ને મેં જોયા નહિ જગનાથ."

દુનિયાના દેખાવ માટે મેં બધું કર્યું પણ હે નાથ! તારા માટે કશું જ ન કર્યું. તેથી તો જગનાથ તું દૂર જ રહ્યો! અનીતિ, દંભ, પ્રપંચ, છળ, કપટ, ઈર્ષા, દ્વેષ, આ બધું કર્યું, એ કરવા પાછળ સમય અને પૈસો બગાડ્યો, પરંતુ **આત્મસાધના માટે** એટલે કે વિશ્વવાત્સલ્ય માટે કંઈ કર્યું નહિ.

**નિશ્ચય કરો:**—આખુ જગત ભલે કાળાં બજાર, અનીતિ-લાંચરૂશ્વત-કરે પણ હું તો નહિ જ કરું એવો નિશ્ચય કરો.

**દંભનો પડદો ચીરો!** એક પિતાજી હતા. હંમેશ કથા સાંભળવા જતા. કથા સાંભળી સાંભળીને એ ટેવાઇ ગયા હતા. એને કાંઈ આચરણમાં મૂકવાનું હોય ખરું? એક દિવસ છોકરે એ વ્યાખ્યાન સાંભળવા આવવા માટે ઈચ્છા કરી. બાપે વિચાર્યું કે છોકરો કોરા કાગળ જેવો છે, એનું કામ નહિ. એ છળ, કપટ, દંભ, વગેરે બાબતોથી બરોબર ટેવાઈ જાય પછી વાંધો નહિ. એક દિવસ એવું બન્યુ કે બાપા કથા સાંભળવા ગયેલા અને છોકરો દુકાને બેઠો હતો એક ઘરાક આવ્યું અને કહ્યું કે—"મારે તો તમારા બાપાનુંજ કામ છે" છોકરો તો ધર્મસ્થળે બોલાવા ગયો. બાપા સૌથી આગળ બેસે. કથા સાંભળી સાંભળી વૃદ્ધ થયેલા, એટલે એતો વાંચનારની પણ ભૂલ કાઢે ત્યાંસુધીના રીઢા થઈ ગયેલા. છોકરાએ ઈશારો કરી બોલાવ્યા. જે થોડો સમય પણ છોકરાને ત્યાંસુધી રોકાવું પડ્યું, તે દરમ્યાન "આત્મવત્ સર્વભૂતેષુ" જે આપણને ન ગમે તે બીજે ન આચરવું આવા શબ્દો-વચનોને પકડી લીધાં. ગ્રાહક તો મોડું થવાથી ચાલ્યો ગયો. નેગેટીવ અને પોઝેટીવ મળવાથી જેમ વીજળી પ્રગટ થાય, તેમ આના અંતરમાં અંતરનો પ્રકાશ પ્રગટ થયો. એ વિચારમાં પડી ગયો. થોડા સમયમાં.જ એક ગાય આવી અને એના દાણા ખાવા લાગી. છોકરાએ વિચાર્યું કે આપણે પણ ઘણાનું ખાંઇએ જ છીએને! બિચારી ભૂખી છે, તો ભલે ખાય!

ત્યાં તો બાપા આવે છે. દૂરથીજ બાપાએ ગાયને દીઠી અને કહ્યું કે:—એય આંધળા! અને તે ઉપરાંત થોડી ગાળો પણ દીધી. આવીને તુરતજ લાકડી લીધી અને ગાયને લગાવી. બિચારી ગાય બેવડ વળી ગઈ. છોકરાને પણ કાન પકડીને લાફો માર્યો. છોકરાએ ધીમે રહીને કહ્યું બાપા! મહારાજ શું કહેતા હતા!

ઉદાહરણ:—એકવાર એક છોકરો તળાવે ગયેલો. છોકરાઓ દેડકાને પત્થરો મારતા હતા. તેમ એ પણ મારવા જાય છે, ત્યાં તેણે કંઈક સાંભળ્યું મારીશ નહિ...અને એણે તરત પત્થર મૂકી દીધો ને 'બા' ની પાસે આવી ને પૂછ્યું કે 'બા' આ શું હતું? માએ કહ્યું બેટા! દયાસૂચક ધ્વનિ પ્રભુનોજ હોય! હવે જોજે જ્યારે જ્યારે તને એવો અવાજ સંભળાય, ત્યારે તું એને અનુસરજે. જો અવાજને પ્રથમજ ન સાંભળ્યો હોત તો! તેમ વિશ્વમાં દરેક કામો કરતાં પહેલાં–આરંભમાંજ–આપણને સાચું માર્ગદર્શન આપણા આત્મામાંથી–અંતરના અવાજદ્વારા મળીજ રહે છે. પરંતુ એ અવાજને આપણે ધ્યાનમાં જ લેતા નથી. આ પ્રમાણે આપણા અંતરના ધ્વનિને સાંભળનારા થઈએ અને સાચા માર્ગને અનુસરીએ.

શારીરિક વિભૂષાત્યાગની રીતિમાં પોશાકની સાદાઈની જરુર છે, અને આ સાદા પોશાકમાં ખાદીને મૂકી શકાય. જોકે ખાદીમાં પણ વિવિધરંગી કુમાશદાર અને એવીજ જોઈએ તો એમાં પણ વિકૃતભૂષાનો ભય છેજ. ગ્રામોદ્યોગ, દેશોદ્યોગ, કે ગૃહોદ્યોગ વસ્તુઓમાં પણ વિલાસ દષ્ટિ નહિ પણ ઉપયોગિતા–જરુરિયાત –(અને તે પણ સંયમની દષ્ટિ મુખ્યત્વે રાખીને જરુરિયાત) નો જાગૃત ખ્યાલ રાખીએ તો, વિકૃતભૂષાને લગતી આપદાઓ ટાળી, આપણે ખરેજ સારા–આત્મા–મન, શરીર વગેરેથી બનીશું.

(ૐ) સર્વત્ર શાંતિ વિસ્તરો.

## વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ

### મંગળવારનો કાર્યક્રમ

તા. ૨૨–૫–૪૫

| | | | |
|---|---|---|---|
| (૧) | પ્રાતઃકાલ | ૬ થી ૬॥ | પ્રાર્થના |
| (૨) | ,, | ૬॥ થી ૬॥। | પ્રાસંગિક |
| (૩) | ,, | ૯ થી ૯। | બેન સમરતબેન (ગીતો) |
| (૪) | ,, | ૯। થી ૯॥ | શ્રી ભાઈલાલભાઈ (ભજનો) |
| (૫) | ,, | ૯॥ થી ૯॥। | કુરાને શરીફની આયાત વગેરે (દામોદરભાઈ) |
| (૬) | ,, | ૯॥। થી ૧૧ | "ખાનપાન શયન વિવેક" (બારમું પ્રવચન) |
| (૭) | બપોરના | ૪ થી ૪॥। | અંત્યાક્ષરી |
| (૮) | ,, | ૪॥। થી ૬ | વ્યસનત્યાગ (તેરમું પ્રવચન) |
| (૯) | રાત્રિના | ૮॥। થી ૯। | પ્રાર્થના |
| (૧૦) | ,, | ૯। થી ૧૦ | વ્યાખ્યાન |

ત્યાગ કરી મધ્યમ રસનો ઉચિત ને લાભદાયી બને છે. હવે આપણે ખોરાક કેવો લેવો જોઈએ તે ઉપર વિચાર કરીએ. બ્રહ્મચર્યના સાધકે હમેશાં જમતાં પહેલાં વિચાર કરવો જોઇએ કે, હું જે ખોરાક લઈ રહ્યો છું તે ખોરાક નીતિના તત્વોનો છે કે અનીતિના તત્વોનો ? હકનો છે કે અણહકથી લાવેલો ખોરાક છે ? દૂધ લેતાં પહેલાં પણ વિચાર કરવો જોઇએ કે વાછરડાંના ભાગનું તો નથી લેતોને ? આજે આનો વિચાર કયો સાધક કરે છે ? ને આચરણમાં મૂકે છે ?

પ્રાચીન હિંદમાં એવી પરિસ્થિતિ હતી અને તેથી સમાજ નીતિના તત્વ ઉપરજ રચાયેલો હતો. તે વખતે નીતિની તાલીમ આપવાની જરુર નહોતી. પરંતુ આપમેળેજ તે મળી જતી. આજેતો નીતિનો ખોરાક કયો કહેવો એ ગંભીર પ્રશ્ન ઉભો થયો છે. એટલેજ સૌથી વધુ ઊંડાણથી વિચારવાની અને ધંધામાં, નોકરીમાં, કે ખેતીમાંથી કમાયેલું ધન, અનીતિ, અપ્રમાણિકતા, કે અણહકનું તો નથીને, ! એમ સાધકને માથે કપરી અને અનિવાર્ય ફરજ આવી પડી છે.

આજની પરિસ્થિતિ જ—વાતાવરણ જ એવું બની ગયું છે કે કાળાં બજાર કરવામાં અધર્મ કે અનીતિ ગણાતી નથી. એમ મોટા ભાગના માનતા થઈ ગયા છે. ઉઘાડેછોગ એક માણસ કાળાં બજાર કરે છે, ને તેમાં માન લેતો હોય તેમ સમજે છે ? દુઃખની વાત તો એ છે કે સમાજ પણ તેને આવકારે છે, પાર્ટીઓ આપે છે, અને તેનું સન્માન પણ કરે છે. અહા ! આ કળીયુગ નહિ તો બીજું શું છે ! પોતાનાજ દેશબાંધવોની લાચાર સ્થિતિનો લાભ લઈ ને કાળાં બજાર કરવામાં પણ જે અચકાતો નથી, શરમાતો નથી, તેને માટે શું કહેવું ! અને તેના માન આપનારને વળી શું જ કહેવુ ? આ ગંભીર પ્રશ્નનો ઉકેલ કડક રીતે નહિ લેવાય તો જે સંસ્કૃતિ હજ્જી કાંઈક અંશે–ખાસ કરીને ગામડામાં સચવાઈ રહેલી સંસ્કૃતિ છે, તેનો સમૂળો વિનાશ થશે ! જેને પોતાનાજ દેશબાંધવોની દરકાર નથી. અને માનવતા શી ચીજ છે ? તેને નથી પીછાનતો તેને મનુષ્ય કહેવાય જ કેમ ? એતો ઘણીવાર પશુથી પણ નીચ છે.–ઉતરતી કોટીનો છે. ભલે તે મનુષ્યનાં જેવો દેહધારી હોય।

એક ભક્ત કહે છેઃ—"સાધુ વો નર હમકો ભાવે, પરનારી પરધનકો ત્યાગે;
સતકી રોટી ખાવે ૦ સાધુ વો નર હમકો ભાવે."

હે સાધુ ! મને તે મનુષ્ય ગમે છે. જે હકની રોટીથી મેળવેલું ખાય છે. પારકા ધન ઉપર સ્વાર્થની ને પારકી સ્ત્રી ઉપર વિકારી દૃષ્ટિ નાખતો નથી. આ બધું સાંભળ્યા પછી તમોને કદાચ એ પ્રશ્ન થાય કે ત્યારે અમારે હકની રોટી કોને કહેવી ? આ પ્રશ્ન સ્વાભાવિક ઉઠે તેમ છે. તેના જવાબમાં કહું તો–આને માટે આપણા પૂર્વજોએ, ઋષિમુનિઓએ, ખૂબ ઝીણવટથી વિચાર્યું હતું, અને સમાજમાં નીતિનું ધોરણ કડક જળવાતું. જૈનસાધુઓ જ્યારે ભિક્ષા લેવા જાય છે ત્યારે પ્રથમ પૂછે છે કેઃ–આ સૂઝતો આહાર છે કે અસૂઝતો ? ત્યારે આજે તો અમારા કેટલાક જૈનભાઇઓ–બહેનો એમ માને છે કે સૂઝતો એટલે અગ્નિ કે કાચું પાણી ને વનસ્પતિ ન અડેલો ખોરાક તે. પણ તે માન્યતા પૂરતી નથીજ. સંસ્કૃતમાં શુદ્ધ શબ્દ છે. અને પ્રાકૃતમાં એ

શ્રોતાજનો ! જ્યારે અનીતિનું ધન આવે છે ત્યારે વૃત્તિમાં ખોટી વસ્તુઓ પેસતી જાય છે. જેમકે અફીણી થોડે થોડેથી ટેવાઈને પછી તેનો વ્યસની બની જાય છે. તમાકુ પ્રથમ લેનારને માથામાં ચક્કર આવે છે. પરંતુ દરરોજની ટેવથી ટેવાઈ જાય છે ને તેની અસર તેને લાગતી નથી. તેમ અનીતિનું ધન પ્રથમ ડંખે છે. પણ પાછળથી ટેવાઈ જવાથી તેને અસર થતી નથી. સર્પ એવા જંતુઓ ખાય છે કે તે ઝેર ઉત્પન્ન કરે છે. તેવી રીતે અપ્રમાણિકતાનો ખોરાક આપણા આધ્યાત્મિક જીવનપર ઝેરી અસર કરે છે.

આપણા પૂર્વજોએ સમાજવાદની જ રચના કરી હતી. આજે એજ હિંદ રશિયા તરફ આકર્ષાય છે, એજ મને નવાઈ લાગે છે. હિંદ તો વિશ્વનો ગુરુ છે. આપણા પૂર્વજોએ તો એટલા સુધી સમાજરચના કરેલ કે તારું ગામ મૂકીને બીજાગામ કમાવા પણ ન જઈશ, બીજામાંથી ભાગ પડાવવા પણ ન જઈશ, પરંતુ તારા ગામમાં રહીને શ્રમથી નીતિપૂર્વકનું જીવન જીવજે. બાકીનો સમય પ્રભુ ભજન કે પરોપકાર અર્થે આપજે. આજનું જીવન કેવું બની ગયું છે ; તદ્દન ધમાલિયું. ન મળે જીવનની શાંતિ. છોકરાંની પણ સંભાળ નથી રખાતી અને કમાવું, કમાવું એજ ચિંતનમાં આખું જીવન પસાર કરી નાંખે છે ! આ બધું જોતાં વિચાર આવે છે કે જીવન એ સાદા રોટલાનું હોવું જોઇએ અને તોજ આત્માનો વિકાસ સાધી શકાશે. આનું જ નામ પરસેવાનો રોટલો. બ્રહ્મચર્યના સાધકે આ ઉપર ખૂબ ચિંતન કરવું જોઇએ. અનાજ ભગવાનના પ્રસાદ રૂપે જ ખાઇએ. તેમણે દીધેલું આપણે ખાવાનું છે. જ્યારે આજે જોઇએ તો માલમ પડે છે કે ભગવાનને પ્રથમ ધરાવે છે ! તેને ખાત્રી છે કે ભગવાન ખાવાના નથી ને પાછું મળવાનું છે ! આતો બધું ફારસરૂપ થાય છે. જો નીતિનો રોટલો ખાવો હોય તો સાદાઇને ગ્રહણ કર્યા સિવાય છૂટકોજ નથી. આપણા ખાનપાનને ઈશ્વરના પ્રસાદરૂપ ગણવું જોઇએ. હે વિશ્વંભર ! તારું દીધેલું અમે ખાઇએ છીએ. અને જો હું તેના બદલામાં ન આપું તો ચોર કહેવાઉં. હવે નીતિથી રહેનાર માણસ કેટલો સંતોષી, નિર્ભય ને આત્મમસ્તીમાં મસ્ત રહે છે. તેનું ઉદાહરણ આપું:—

રાજગૃહી નગરમાં શ્રેણિક નામે રાજા રાજ્ય કરે છે. તેના ગામમાં એક જૈનશ્રાવક કે જેનું નામ પૂણિયો હતું. તે પોતે શ્રમ કરીને પાંચ સાત દોકડા મેળવીને દંપતી જીવન સુંદરરીતે જીવતાં હતાં. એક વખત ભગવાન મહાવીર તે ગામની બહાર આવેલા ઉદ્યાનમાં પધારે છે, તે વખતે શ્રેણિક મહારાજા નગરજનો અને સૈન્ય સાથે દર્શન કરવા જાય છે. મહાવીર પ્રભુના ઉપદેશથી તેનું મન રંગાઈ જાય છે. છેવટે તે પૂછે છે કે મને શાંતિ કેવી રીતે મળે ? મહાવીર પ્રભુ તેના જવાબમાં કહે છે કે, જો તું તારા નગરમાં રહેતા પૂણિયા શ્રાવકની એકજ સામાયિકનું ફળ મેળવે તો તારો બેડો પાર થઇ જાય. આથી પુણિયાના ઘેર મહારાજા ચાલતા જાય છે. પુણિયો સ્વાગત કરે છે. ફળફૂલોથી જમાડે છે. પરંતુ સામાયિકનો વખત થતાં અડોલ આસને તે ક્રિયા કરવા બેસી જાય છે. આ જોઇને શ્રેણિક તો થંભીજ જાય છે. તેને જવાબ મળી રહે છે, પુણિયાની સૌમ્યમૂર્તિ, ગંભીરતા, મુખ પ્રસન્નતા, જોઇને શ્રેણિકને થાય છે કે જ્યાંસુધી હું આવી રીતે ક્રિયા ન કરું ત્યાંસુધી મને આત્મિકરસ પ્રાપ્ત ન થાય. જવાબ આપમેળેજ શ્રેણિક શોધી લે છે. ત્યાંથી વિદાય થાય છે. સારાંશ એ છે કે પુણિયો નીતિનું અનાજ ખાતો હતો. તે અનાજના આરોગનથી તેનું

બહુ જ સરસ. પરંતુ સહેજ દૂર જતાં એક નાગરને એની વાતો કરતો સાંભળ્યો કે મેં મારા ઘરની સુંદર રસોઇ ગુમાવી છે. આજનો દિવસ નકામો ગયો. દીવાન આ સાંભળી ચમકી ઊઠયો ઓહો ! મારી આ રસોઈ કરતાં તારા ઘરની રસોઇ વળી કેવી થાય છે ! આ વાત દાઢમાં રાખી એક દિવસ ઓચિંતો તેના ઘર પાસે આવીને ઘોડો ઉભો રાખ્યો. પેલો નાગરતો દીવાનને પોતાના ઘેર આવેલા જોઇ ખુશ ખુશ થઈ ગયો. તેમનું ભાવભીનું સ્વાગત કર્યું. દીવાને તરત જ તે નાગરને કહ્યું કેઃ— " હું તારા ઘેર જમવા આવ્યો છું " અને કશુય નવું નથી કરવાનું 'જે હોય તે જ ચીજ જમવી છે." નાગરતો જમવાની તૈયારી કરવા લાગ્યો. એ દરમ્યાન દીવાન તેના ઘરની ગોઠવણી -સુઘડતા-જોઇને દિંગ થઇ ગયો. તેના મન પર તરતજ સારી છાપ પડી. આસનો સારાં પણ કળાત્મક અને થાળીઓ ચકચકીત. જોઇને તેને ખૂબ નવાઇ લાગી. ગરીબ પણ કેટલો સુખી ! કેવું શાંતિમય જીવન ! જમવા માટે પાટલા નંખાયા, આસનો પથરાયાં, દીવાનને રસોઇ પીરસવામાં આવી. ને તે પણ સાથે જ જમવા બેસી ગયો. શું સુંદર રસોઈ ! આવી તો દીવાને કોઇ દિવસ પણ ખાધેલી નહિ. તેને થયું કે સ.વ પકવાનશાસ્ત્ર જાણી લઉં ને મારા રસોઇયાને આવું બનાવવાનું કહું. દીવાને પૂછ્યું આ શેની રસોઇ બનાવી છે ! તે ગરીબ નાગરે કહ્યું આ તો જુવારની બનાવેલી છે. દીવાન ખાતાં-ખાતાં તે નાગરની સામે જોયા કરે ! તે નાગરે એક વાટકીમાં ગરમપાણી રાખેલું. તેમાં આંગળી વારંવાર બોળીને ખાય. જેવી આંગળી પ્રવાહીથી બગડે કે તરતજ આંગળી પેલી વાટકીમાં બોળે. ચમચીથી પતતું હોય તો ચેથી આંગળી પણ ન વાપરે. આ બધું જોઇને દીવાનતો ખૂબ આશ્ચર્ય પામ્યો. જમી રહ્યા બાદ દીવાને પૂછ્યું કે તમે વારંવાર આંગળી કેમ બોળતા હતા ? તેના જવાબમાં નાગર કહે છે કે " મારાં ધર્મપત્ની પાકશાસ્ત્રનાં જાણકાર છે. દરેક વસ્તુનો તે ઉપયોગ જાણે છે. ફોતરાં પણ નકામાં ન જવા દેતાં તેનો ઉપયોગ કરે છે. અમારે રૂા. ૧૫) ના પગારમાંથી આ બધું કરવાનું હોય છે. આંગળી બોળવાનું કારણ એ છે કે એક વસ્તુને અડયા પછી, બીજી વસ્તુનો મૂળસ્વાદ આવી શકાતો નથી. એટલે એક ચીજને અડયા પછી તરતજ આંગળી બોળું છું, જેથી મને દરેક ખાવાની વસ્તુનો મૂળસ્વાદ આપવા મળી શકે છે.

*લીંમડો આપણને કડવો લાગે છે. પરંતુ ઉંટ ખાઇ શકે છે. તેનું કારણ તેની ઇન્દ્રિયો તેના* સ્વાદને ગ્રહણ કરી શકે છે, આપણે તે બાજુ ઇન્દ્રિયો કેળવી નથી શકયા, તેથી આપણને લીંબડો કડવો લાગે છે. ભણશાળીજીએ લીંમડાનો ને બાજરાના લોટનો પ્રયોગ કરેલો, તેમાં તેમને સફળતા પણ મળેલી.

ખોરાકની અસર મન ને શરીર પર થાય છે. નીતિના રોટલાથી મન પવિત્ર સ્ફુર્તિદાયક બને છે. મનને તાઝગી આપે છે. ખોરાકના મુખ્યત્વે ત્રણ પ્રકાર છે સાત્વિક, રાજસિક, અને તામસિક. સાત્વિક ખોરાકમાં-શાકભાજી, ફળો, પચી જાય અને રાત્રે હોજરી પર ભાર ન રહે તેવો આહાર, દૂધ વગેરે બ્રહ્મચર્યની સાધનામાં ઉપયોગી છે. રાજસિક ખોરાકમાં અતિ મિષ્ટાન, ફરસાણો તળેલી વસ્તુઓ વગેરે. તામસિક ખોરાકમાં-ડુંગળી, લસણ, અતિ મરચાં, વગેરે તથા અતિ તામસિકમાં-દારૂ, માંસ

બુદ્ધ ભગવાને વનમાં જઈને પોતાની ઇન્દ્રિયોને જીતવા માટે ૭–૭ વરસનાં કાયિક તપ કરી પોતાના શરીરને એવું તો શુષ્ક બનાવી દીધું કે શરીરમાં બીલકુલ તાકાત જેવું રહ્યું નહિ. છેવટે મૂર્છા આવે છે. પડી જાય છે. તે વખતે કેટલીક નૃતિકાઓ વાજિંત્ર લઇને નીકળતા પોતાના સાથીઓને કહે છે. "તાર અતિ ઢીલા કે અતિ તણાયેલા ન રાખશો." "મધ્યમ રાખજે" તેજ ગીતનુસ સંવાદના જાણકારો. બુદ્ધદેવે આમાંથી સાર લીધો અને મધ્યમ માર્ગ સ્વીકાર્યો,—ગીતામાં કહ્યુંજ છે. :—

"યુક્તાહાર વિહારસ્ય, યુક્ત ચેષ્ટસ્ય કર્મસુ:
યુક્તસ્વપ્નાવ બોધસ્ય, યોગો ભવતિ દુઃખહા."

આહારમાં વિહારમાં યુક્તપણું. શું ખાવું ને શું ન ખાવું ? તેમાં પણ વિવેક રાખવો જોઇએ. બ્રહ્મચર્યના સાધકે દરરોજ ખાવામાં ખૂબજ કડક નિયમ પાળતા રહેવું જોઇએ. આજે તો હું ચાર વસ્તુ ખાઇશ, આજે તો હું ઉપવાસ કરીશ, આજે તો હું મૌન પાળીશ, આજે તો હું સેવા કરીશ, એવા એવા બની શકતા સંકલ્પો કરીને પૂર્ણ કરવા પ્રયત્ન કરવો જોઇએ. હોજરી પચાવી દે અને રાત્રે ભાર ન રહે તેવો ને તેટલોજ ખોરાક લેવો જોઇએ.

ફક્ત ઉપરચોટિયું મૌન, વિવેક, પ્રાયશ્ચિત, ઉપવાસ એજ તપ નથી, પરંતુ જે આત્માને અપીલ કરે છે તેજ તપ કહેવાય છે. સાધકે પ્રાણાયામના ચમત્કારથી ચેતવુ જોઇએ, નહિ તો આત્માને બાધક નિવડે છે. પ્રાણનો ખોરાક પ્રાણાયામ—આયામ એટલે પ્રાણને કસરત કરાવીએ પરંતુ ખૂબજ સાવધ રહેવું જોઇએ. જો તે ન બની શકે તો મનવ્યાયામ, જપવ્યાયામ, સામાયિક—પ્રતિક્રમણ—દ્વારા કરવો જોઇએ. ૐ નું અનુસંધાન ઇષ્ટ છે. ઘણીવાર શ્વાસોશ્વાસની ક્રિયા મન પર ખૂબ અસર કરે છે. ત્રણ નાડીઓ ઇડા પીંગલા ને સુષુમણાનો ઉપયોગ બરાબર કરવો જોઇએ. પ્રાણનો ખોરાક માનસિક વિચાર છે. એ જપ-દ્વારા શુદ્ધ કરીએ તો બ્રહ્મચર્યને મદદ રૂપ બને છે ને આત્માને તાજગી મળે છે. સાધના થાય છે ને ૐ કે એવા બીજા મંત્રોદ્વારા વિકાર દૂર થાય છે.

**શયન કેવું હોવું જોઇએ ?** તેના પર હવે આપણે વિચાર કરીશું. સાધકે આ માટે ખૂબજ કડક નિયમો કરી રાખવા જોઇએ. ને તેને સુધારી તે પાળવા કટીબદ્ધ રહેવું જોઇએ, બને તો ૭ કલાક અગર વધુમાંવધુ આઠ કલાકથી ઉંઘ વધુ લેવી ન જોઇએ. રાત્રે વચમાં ઉઠી જઈએ તો ત્યારથી બાકીના સમય સુધી પ્રભુ પ્રાર્થના—ચિંતન—કરવું જોઇએ.

"રાત રહે જ્યાહરે, પાછલી ખટ ઘડી, સાધુ પુરુષને સુઈ ન રહેવું,
નિદ્રાને પરહરી સમરવા શ્રીહરિ, એકતું એકતુ એમ કહેવુ"

આળસ અને પ્રમાદને પોષવા કદી ઉંઘ ન લેવી. સૂતાં પહેલાં અને ઉઠીને તરતજ પ્રભુ પ્રાર્થના જપ આદિનો નિયમિત અભ્યાસ જરુરી છે. સ્ત્રી પુરુષે એકજ શય્યામાં સુઈ ન રહેવું જોઇએ. સ્થાન એવું હોવું જોઇએ કે જેથી વિચારોને ફરકેરાવાનું-કારણ ન મળે. પરંતુ બ્રહ્મચર્યને વેગમળે એવું સ્થાન

## વ્યસન એટલે શું ? અને તેના પ્રકારો

વ્યસન એટલે ટેવ, એક પ્રકારની આદત. વ્યસનો બે પ્રકારનાં હોય છે. [1] કુવ્યસન, [2] સુવ્યસન. જે મનને નીચે લઈ જાય છે એટલેકે નીચે ફેંકે છે તે કુવ્યસન છે અને જે મનને ઉચી ગતીએ લઈ જાય છે તે સુવ્યસન છે. દરેક માણસને સુવ્યસન એટલેકે ભજન, સેવા, સત્સંગ વગેરેની જરુર છેજ. પણ કુવ્યસનની જરુર નથી.

## વ્યસન આવે છે કયાંથી?

જ્યારે મન કંટાળે છે ત્યારે આરામ અને આનંદ માટે કંઈક વસ્તુ શોધે છે તે શોધતાં શોધતાં જે ઝટ હાથ લાગે છે તે સ્વીકારે છે. પછી ધીમે ધીમે એની લત પડી જાય છે. અને છેવટે એ વ્યસનના રૂપે પરિણમે છે.

## કુવ્યસનનું મૂળ કારણ શું ?

આપણે ત્યાં ખેડૂતભાઈઓ બીડી કે હુકો પીએ છે, ત્યારે તેઓને પૂછવામાં આવે કે આમ શા માટે કરો છો ? તો જવાબ મળે છે કે આ બહાને આરામ મળે છે, અને બળદને પણ અડધો કલાક વિસામો મળે. દુકાનમાં કામ કરતા મહેતાજીને પૂછીશું કે ચા કેમ પીવો ? તો કહેશે કે આરામ માટે. કારીગર માત્રને પૂછીશું કે ચા બીડી શું કામ પીઓ છો ? તો કહેશે કે આરામ માટે.

આ મુજબ આરામ-આનંદ-માટે આવા વ્યસનો ઘર કરી બેઠાં છે. મિલમજૂરોને પણ જોઈશું તો, દારુ, સીનેમા વિગેરે તરફ ખૂબ વળેલા જોઈ શકીશું. આ બધું આરામ અને આનંદ માટે કરે છે. જો કે સાચો આનંદ તો નથી છતાં કંઈક ક્ષણજીવી આનંદ અનુભવે છે. એથી આવા વ્યસનો છોડાતાં નથી. આવા વ્યસનોની ઉત્પત્તિનું મૂળ કારણ જ આ છે.

## મોટાં નાનાં વ્યસનોની વિગત અને તેનાથી થતી હાનિઓ

મહાપુરુષોએ સાત મોટા વ્યસનોને એક શ્લોકમાં આ રીતે વર્ણવ્યાં છેઃ—

" દ્યૂતંચ માસંચ સુરા ચ વેશ્યા, પાપર્દ્ધિ ચોરી પરદાર સેવા;
એતાની સપ્ત વ્યસનાની લોકે, ઘોરાતિઘોરં નરકં નયન્તિ. "

જુગાર, માંસાહાર, દારુ, વેશ્યાગમન, પાપની લક્ષ્મી અથવા શિકાર, ચોરી અને પરસ્ત્રી સેવન, આ સાત મોટાં વ્યસનો છે અને તે નરકમાં લઈ જાય છે. આજે તો નરકનો ભય પણ ઉડી ગયો છે. કોઈ કહે છે સાતમી નરકથી વધારે તો બીજી અધમ નરકગતિ નથી ને ? કહો આવાઓને શું કહેવું ? અમુક સમય પહેલાંની કચ્છની વાત છે. ત્યાંના માણસો પાસે નરકગતિનું વર્ણન કરવામાં જ માત્ર આવતું કે તેઓ તે ત્રાસ પરભવે ન વેઠવો પડે તેના ઉપાયો શોધતા હતા. તેમને વૈરાગ્ય ઉપજતો હતો. કારણકે હૃદયો નિર્દોષ ભાવે ભરપૂર હતાં. અલબત્ત હૃદયની નિર્દોષતા ઉપરાંત સાચા જ્ઞાનની પણ જરુર તો છે જ. નહિ તો ભય ઉભો રહેલો છે. અહીં જુગારનું નામ પ્રથમ મૂકયું છે. કોઈ કહેશે કે જુગારમાં દારુ

પરોક્ષરીતે એ હિંસાનાં મોટાં સાધનો છે. અન્યના એટલે ઘણાના ભોગે એક જ ઠેકાણે પૈસો ભેગો થાય અને તે પણ સાચા શ્રમ વિના આ શું છે ? અને આવા હરામના નાણાં જ્યાં જાય ત્યાં તે કેંકનાં આંસુ લોહી સાથે લઈને જાય છે અને હરામનું ધન કુસંપ દુરાચાર વગેરે અનેક દોષો જન્માવ્યા વગર રહેતું જ નથી. માટે જ આ વ્યસન મહા ભયંકર છે. એ એવું ઝીણું પણ વ્યાપક ઝેર છે, કે જેથી સરવાળે આર્થિક સામાજિક, માનસિક, અને આધ્યાત્મિક પતન થાય છે. તથા આળસ, પ્રમાદ, વહેમ, લાલચ, પામરતા, આદિ દૂષણોને જન્માવે છે.

મનુષ્ય માટે માંસાહાર પણ મહા વ્યસન છે. કુદરતી રીતે જોઇએ તો મનુષ્યની દેહરચના માંસાહારને યોગ્ય છે જ નહિ. દા૦ ત૦ જુઓ જે પ્રાણીઓ માંસાહારી છે, એને કુદરતી રીતે જ એ પ્રકારના નહોર દાઢો વિગેરે સહેજે પ્રાપ્ત થાય છે. પરંતુ માણસને નખ દાંત વિગેરે જે સાધનો ઉપલબ્ધ થયાં છે તે માંસાહારને અયોગ્ય અને ફળાહાર, વનસ્પત્યાહાર, તથા અન્નાહારાદિને અનુકૂળ છે. એ પણ માંસાહારની બદીથી છૂટવા માટેનું અનુપમ સર્જન કરી રહેલ છે, અને તેમાં પણ માણસને બુદ્ધિનું જે મહાતત્વ મળ્યું છે, તો આ તત્વદ્વારા સારાસારનો વિચાર કરી અસારને છોડી દેવું જોઈએ અને સારને ગ્રહણ કરવું જોઈએ.

વાંદરાઓ જુઓ-તે પ્રાયઃ ફળાહારી પર્ણાહારી જ જોવામાં આવે છે. મનુષ્ય પણ પ્રથમ તે રીતે જીવતો. સામાજિક જીવન પછીથી તે ખેતીદ્વારા અનાજ વગેરે તરફ વળ્યો છે. કોઈ કહેશે કે તો પછી આજે તો જગતનો મોટો મનુષ્યવર્ગ માંસાહારી છે તેનું કેમ ? હું કહું છું કે સોમાં નવાણું જૂઠું બોલે તેથી શું જૂઠું એ આચરણીય બની શકે છે ? ના. નહિ જ. તો પછી ઘણા લોકો માંસ લે છે તેથી શું તે વિધેય બની શકે છે ? ના. માંસાહારી પ્રત્યક્ષ તે શિકાર કરતો કરે છે કાંતો પરોક્ષરીતે શિકારને ટેકો આપે છે. કતલખાનાના-માંસાહારીઓ શેર હોદ્દરો છે. માંસાહારથી તાકાત આવે છે, તેમ માનનાર ભ્રમિત છે. માંસાહાર તાકાત નહિ પણ તામસ વધારે છે. નિર્માંસાહારી કરતાં માંસાહારીના રોગો સવિશેષ છે. એટલે આરોગ્ય તાકાત કે માનસિક સ્વાસ્થ્ય ઈચ્છનારે તથા આધ્યાત્મિક પ્રગતિ વાંચ્છુકે માંસાહારનો સર્વથા વર્જ્ય કરવો જ રહ્યો. !

હેર હીટલર અને હીરાનૂમા જેવા લોકો જ્યારે નિર્માંસાહારી બને છે, ત્યારે હિંદ કે જ્યાં બધા ઉત્તમ ખાનપાન નિર્માંસાહારી પૂરેપૂરાં મળે છે, ત્યાં માંસાહારનો સ્વીકાર એ સ્વાદ કે વંશાનુગત કુસંસ્કારોને લીધે જ છે એમ માનવું પડે છે. અને એમ જ હોય તો તે છાજે જ નહિ. માંસાહારનો વિરોધ એ જ ધર્મ છે. માંસાહારનો વિરોધ ન કરવો એ નબળાઈ છે.

દારુથી બેન બેટીનું ભાન ન રહે મનના ઉશ્કેરાટને વધારે, વિવેક બુદ્ધિનું તત્વ ચાલ્યું જાય, માણસ માણસ મટી પશુ કે સેતાન બને એ દેખીતી જ વાત છે. મોસંબી, દ્રાક્ષ, ખજુર, જેવી અમૃત સમી ચીજોને ( સડી જાય તેવી સ્થિતિમાં રાખી ) સડવી નાંખવાથી દારૂ બને છે. તેમાં કેટલી જીવ હિંસા થાય-વિચાર કરો !

હણવા બાણ ફેંક્યું. તેનું કેટલું દુઃખદ પરિણામ આવ્યું ? રામ બનાવટી મૃગને હણવા ગયા તેનું પરિણામ કેવું ભયંકર આવ્યું ? સીતાનું રાવણ દ્વારા હરણ થયું. આ બધું બતાવીને રામાયણ એજ કહે છે કે, શિકાર ન ખેલો. શિકાર કરનાર બીજાને હણતાં પહેલાં પોતેજ હણાય છે. જેમ પોતાના પગે કુહાડો મારનાર પોતેજ તત્કાળ રુએ છે. તેજ દશા હિંસક શિકારી કે માંસાહારીની છે.

માટેજ વિશ્વવત્સલ સંઘના માતાઓ કે ભાઈઓ, શિકાર કે માંસાહાર કરી તો નજ શકે. પણ પ્રત્યક્ષ કે પરોક્ષ તેને ટેકો પણ ન આપી શકે તે તો કરનારને સુસમજ આપી ત્યાંથી વારવા માટેજ પ્રયત્ન કરે. વિશ્વવત્સલ-સંઘ પ્રવચન લેખમાં જે ઉલ્લેખાયેલું છે તેની પુનરુક્તિ કરીને અહીં કહું:—

અાપણા ઋષિમુનિઓએ તો મનુષ્યોનેજ નહિ બલ્કે 'કુતરાં' જેવાં હિંસક પ્રાણીને પણ રોટલો ખાતાં કરી નાખવાની એક સુયોજના આપણી સામે મૂકી છે. ગામડામાં રાંધવા પહેલાં એક ચાનકી કુતરાની કરવાની પ્રથા હજુ ચાલુજ છે. જો ગામના કુતરાઓ પાસેથી સુયોગ્ય કામ લેવામાં આવે તથા તેમને પાળવામાં આવે તો ગામને એક સુસેવક દળ મળી રહે અને જ્યાં ત્યાં રખડતી તથા અશ્લીલ કાર્યો કરતી એ કોમનો સુયોગ્ય ઉકેલ આવે.

જોગેશ્વરીમાં તો રોટલો ને દૂધ ખાતાં સિંહને પણ જોયો છે. આમ જો સકળ પ્રાણી સૃષ્ટિ નિર્માંસાહારી બને તો ! તો માનવીની આત્મવત્ સર્વભૂતેષુની ભાવના કલ્પનક્ષેત્રમાં જ નહિ પણ કર્તવ્યક્ષેત્રમાં તાદૃશ્ય ઉતરે.

બીડી તમાકુમાં નિકોટીન ઝેર છે. આથી માથામાં ચક્કર આવે છે. છાતીમાંના દર્દો ઉત્પન્ન થાય છે. દમ થાય છે. ક્ષયના દર્દો પણ મોટે ભાગે થવામાં 'ચા' 'બીડી' હિસ્સો ભજવી જાય છે અમારા ગુરુદેવતો કહે છે કે-પુરુષોની અક્કલને કાગડાઓએ ફોલી ખાધી છે. નહિ તો સારું જ કાં ન લે ખોટું કેમ લે !

જુઓ તો ખરા ! ટ્રાઉઝર, નેકટાઈ, કોલર, મોજાં, બુટ, હેટ આ બધું શું છે ? પાઘડી પહેરવાનો શો હેતુ હતો ? તેમાં અનાજની ફાંટ લઈ શકાય કુવામાંથી પાણી ખેંચવું હોય તો ખેંચી શકાય, એકાદ 'ધા' માથા ઉપર આવી પડે તો રક્ષણ થાય, ને તપથી બચી શકાય પરંતુ આપણે તો બંધા પશ્ચિમાત્ય પ્રદેશોના પહેરવેશનું અનુકરણ કરી લઈએ છીએ. ત્યાં ત્યાંની આબોહવા જુદી છે એટલે જુદ પોશાક ભલે હોય પણ અહીં શા માટે ? મતલબકે જે વસ્તુની નકલ કરવાની છે તેજ કરી, બાકી છોડી દેવા જેવું છે. એ લોકોની નિયમિતતાની નકલ કરવા જેવી છે.

સીનેમાએ અને નાટકોએ આંખો બગાડી ઉજાગરા આપ્યા, અને ચારિત્ર્ય વિષે તો જેનારજ જાણે સીનેમાની ચારિત્ર્ય ઉપર ખૂબ ખરાબ અસર થાય છે. આ અનેકનો અનુભવ-નિચોડ-છે આનું મૂળ કારણ એ છે કે એ ચલચિત્ર આપનાર મૂળભૂત ભાઈઓ તથા બેનોના આચરણ પર સંચાલકોનું ઉંડું લક્ષ ભાગ્યેજ હોય છે. સત્યવાદી હરિશ્ચંદ્રનો પાઠ ભજવનાર જીવનમાં જૂઠુંજ બોલતો હોય. એટલે આવા વિપરીત જીવનથી જે ચલચિત્રો દ્વારા બોધપાઠ દેવાનો પ્રયત્ન કરાય છે તેનું પરિણામ ઉલટુંજ આવે છે.

કરતા કરતા ગામમાં ગયા. ગામે તો આ બન્નેને હવે સાચા જ ભગત ધારીને સામૈયાં કર્યાં ને બહુ માનથી બન્નેને સૌ લઈ ગયા. ભજનો થયાં પણ ભજનમાં તો:—

"લીંટે લીંટે ચાલો રે, ઓલા ખાડામાં છે ખદબદિયાં હોજી"

એમ એ બન્ને બોલે અને પોતાના બાળકોને લીંટાનો ઈશારો સમજાવે. જોકે આ દંભનો ભેદ ત્યાં બેઠેલા એક ચાલાક વાણિયે તડાક દઈને ખુલ્લો પાડી દીધો, અને ખાડાના બદબદિયાં ન લેવા દીધાં. પણ બન્નેનું મન તો ચલિત જ થયું. એટલે પ્રતિજ્ઞા લેતાં પહેલાં પૂરો વિચાર કરવો અને પછી લેવી અને મરણાંતે નિભાવવી. આમ સંકલ્પબળ વધારતાં માણસ એટલો બધો દઢ બને છે કે:—

મેરુ ડગે પણ એનાં મનડાં ડગે નહિ; ભલેને ભાંગી પડે ભરમાંડરે.

એ ઉક્તિ એને લાગુ પડી જાય છે. આમ હાડનો પ્રયત્ન અને સંતોની દયા બન્નેના સહકારે વ્યસન વિજય અને તેનું અદ્ભૂત ફળ મેળવાય છે.

(ૐ) સર્વત્ર શાંતિ વિસ્તરો

## વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ

### બુધવારનો કાર્યક્રમ

### તા. ૨૩—૫—૪૫

| | | | |
|---|---|---|---|
| (૧) | પ્રાત:કાલ | ૬ થી ૬॥ | પ્રાર્થના |
| (૨) | ,, | ૬॥ થી ૬॥ | પ્રાસંગિક |
| (૩) | ,, | ૯ થી ૯॥ | દરબાર રવુભા (રામાયણ પરત્વે) |
| (૪) | ,, | ૯॥ થી ૧૧ | માલિકી હક્ક મર્યાદા વ્રત (ચૌદમું પ્રવચન) |
| (૫) | બપોરના | ૪ થી ૪॥ | પ્રશ્નોત્તરી |
| (૬) | ,, | ૪॥ થી ૬ | માલિકી હક્ક મર્યાદા વ્રત (પંદરમું પ્રવચન) |
| (૭) | રાત્રિના | ૮॥ થી ૯॥ | પ્રાર્થના |
| (૮) | ,, | ૯॥—પછી | બેનોના ગરબા |

## માલિકી હક્ક મર્યાદા (પ્રવચન ચૌદમું)

[મુખ્ય મુદ્દાઓ]

(૧) અપરિગ્રહને સ્થાને માલિકી હક્ક મર્યાદા શા માટે!

(૨) મૂળ હિંદના સમાજોમાં જર, જમીન, અને જોરુનું સ્થાન.

અપરિગ્રહનો શબ્દાર્થ છે. પરંતુ શરીર સુદ્ધાં પરિગ્રહ છે અને તેનાથી તો કામ લેવાનું છે. એટલે તેનો સંપૂર્ણ ત્યાગ તો કોઈ સાધકે કર્યો જ નથી. થઈ શકે તેમ પણ નથી. ઇસ્ટી આપઘાતની ગણના તો અધર્મમાં થઈ છે. સિદ્ધાંત ખાતર સ્વીકારેલા મૃત્યુમાં પણ સૂક્ષ્મ શરીર તો રહેજ છે. અને એ તો સંપૂર્ણ મોહ ગયા પછી જ આપ મેળે ખરી પડે છે. એટલે સંપૂર્ણ શરીર ત્યાગની ક્રિયા કરવી પડતી નથી. એટલે અપરિગ્રહનો રહસ્યાર્થ અમૂર્છા લેવો પડયો છે. જૈનશ્વેતામ્બર આચાર્યોએ—સાધુઓને વસ્ત્રાદિ સુદ્ધાં રાખવા છતાં અપરિગ્રહી માન્યા છે. આ દષ્ટિએ જોતાં અપરિગ્રહ એ માત્ર આદર્શ ભલે હોય અને રહેવો જ જોઇએ. પરંતુ વ્યવહારમાં પરિગ્રહ રહ્યો જ છે. એટલે અહીં અપરિગ્રહનો નિષેધાત્મક ભાવ ન લેતાં વિધેયાત્મક લેવાને કારણે " માલિકી હક્ક મર્યાદા " શબ્દ પસંદ કર્યો છે.

બીજાં પણ આ કાળે ' માલિકી હક્ક મર્યાદા " શબ્દ પસંદગીનાં બે કારણો છે (૧) એકતો આજે દેશ દેશ વચ્ચેના સંબંધો વધ્યા છે. મૂડીની એક સાથે મોટા પ્રમાણમાં જરૂર પડે તેવી યંત્ર આદિને (જોકે આપણે તો યંત્રનિષ્ઠાના વિરોધી છીએજ છતાં મર્યાદિત યંત્રો રહેશે એમ કલ્પીએ તે) કારણે પરિસ્થિતિ છે. (૨) બીજું એક બાજુ વ્યક્તિગત મૂડીવાદ ન જોઇએ અને બીજી બાજુ મુડી એ નસીબ કે પુણ્યનું ફળ છે, માટે વ્યક્તિગત મૂડીવાદ હોવો જ જોઇએ, તેમ બે પ્રકારની માન્યતાનો આજે ઝઘડો છે. " માલિકી હક્ક મર્યાદામાં " વ્યક્તિગત મૂડી રહેવા છતાં, મૂડીવાદના અનિષ્ટોને અવકાશ નથી. એટલે બન્ને માન્યતાએનો સમન્વય છે.

હવે જગતની મૂડીરૂપે ગણાતા જર, જમીન અને જોરુનું અગાઉના હિંદમાં શું સ્થાન હતું તે જોઇએ. જે કાળની હિંદની સ્થિતિ આપણે વિચારીએ છીએ ત્યારે હિંદ સર્વ પ્રકારે સંપૂર્ણ સ્થિતિમાં હતું એટલેકે આધ્યાત્મિક લક્ષ રહેવા છતા સાધન સંપન્નતાવાળું હતું માટે તે પર દષ્ટિપાત કરવો ખાસ જરુરી છે.

### મૂળ હિન્દના સમાજ શાસ્ત્રમાં જર, જમીન, અને જોરુનું સ્થાન

જર એટલે પૈસો. જમીન એટલે ખેતી યોગ્ય અને પશુ મનુષ્ય વગેરેના રહેઠાણ યોગ્ય જમીનો અને જોરુ એટલે સ્ત્રી. અહી સ્ત્રી શબ્દ છે. પણ ત્યાં પુરુષ અને સ્ત્રી બન્ને લેવાનાં છે. તે બન્ને વિશ્વની મહાન મૂડી છે કારણ કે તે દ્વારા અમૂલ્ય સંતતિ કિંવા વિશ્વનું સદ્દભાવ સંરક્ષણ તથા સદ્દભાવ વર્ધન કાર્ય થઈ શકે તેમ હતું. આ કાળે ગાય અને અનાજ એ મુખ્ય ધન હતું. પછીજ ચાંદી સોનું અને નાણાનો નંબર હતો. " ગોધણ " શબ્દ હજૂ વપરાય છે. ને ગામને ગોંદરે ગાયો સારૂ પ્રાણ રેડાયાના પ્રતિકો હોય છે. ચોથું સુખ કોઠીએ જાર છે. " તિજોરીમાં નોટો " એ વાકય નથી આ વખતે વિનિમય એટલે વસ્તુની લેવડદેવડ ઉપર વ્યવહાર વિશેષ ચાલતો. ઘઉં આપી બાજરો લે. બાજરો આપી સુતર લે. ક્ષત્રિયોને સંરક્ષણના બદલામાં ધાન્ય, વસવાયાને પણ ધાન્ય, એમ વ્યવહાર ચાલતો. દેશને જે ચીજ વધારાની હોય તે વિદેશમાં વહાણવાટે લઈ જવાય અને અહીંની જરુરિયાતની ચીજ ત્યાંથી લઈ અવાય. આમ હોઈ નીતિનું ધન મળતું. માટે તે પુણ્ય ફળ ગણાતું એ સ્વાભાવિક છે.

મંજૂર રાખી પરિવર્તનો કર્યાંજ છે. પણ તે અગાઉથી ક્ષત્રિઓ જમીન માલિક બન્યા અને સમાજની દષ્ટિને બ લે વ્યક્તિગત મૂંડી અને જમીનનો વાદ હસ્તીમાં આવ્યો. પણ આજે જે ભયંકર દશામાં એ વાદ છે, તેવો તે ભયંકર નહોતો. જેનાં પ્રમાણો આપણે ક્રમેક્રમે જોઈશું. મહાવીર વખતની રાજ્યોની ગણસત્તાક પદ્ધતિનું ઐતિહાસિક પ્રમાણ રાજ્યમાં પ્રજાવાદની પ્રતિની રૂપ છે.

## સંચય પુણ્ય ક્યારે? સંચય પાપ ક્યારે?

શ્રોતા જનો! જે વખતે સમાજ દૃષ્ટિ હતી ત્યારે ધનસંચય એ પુણ્ય મનાતું અને એ બરાબર હતું. પણ વ્યક્તિગત મૂડીવાદ એનો પાપજ છે. છતાં કુદરતિરાત્ ધનિક એટલે મહાપુણ્યશાળી જીવ! એમ આજે પણ મનાય છે. માટે તે ભ્રમજનક માન્યતા પલટવીજ જોઈએ જ્યારે સમાજ માટે ધન એકઠું કરતા ત્યારે તે પુણ્યશાળી હતા. પણ અંગતજ માલિકી પ્રધાનપણે થઈ એટલે નીતિની કોઈ વ્યાખ્યા પણ ન રહે તે દેખીતુંજ છે અને નીતિ ન હોય ત્યાં પાપજ હોય, પુણ્ય હોઈ શકે નહિ. સંચય એ પાપ નથી કારણકે જ્યારથી લોકો સામાજિક જીવન જીવતા થયા ત્યારથી સંચયની જરુરિયાત ઉભી થઈ અને સંચય એ એક ઉત્તમ કળાજ છે. તેવો કળાકાર પુણ્યશાળી કેમ નહિ? શ્રીમાન ધીમાન એ બધા પુણ્યશાળી જ છે પણ ક્યારે! માનવતાનો એકડો હોય ત્યારે! એ ગયો એટલે "જર, જમીન અને જોરું ત્રણે કજીયાનાં છોરું થયાં" સિદ્ધાંતને માટે યુદ્ધ થતાં તેને બદલે ઉપલા ત્રણ માટે થવા લાગ્યાં એટલે ધર્મયુદ્ધ ગયાં અને કાવાદાવા આવ્યા. વિદેશી સત્તાઓ આવી. આ પતનના ઇતિહાસનુ મૂળ અંગત મૂડીવાદ છે. બુદ્ધિ કાયા વક્તૃત્વ કે ધન જો નીતિપૂર્વક મેળવે, નીતિપૂર્વક સમર્પે, તો તેવાને કોણ પુણ્યશાળી ન ગણે? પણ અનીતિથી રળી પછી થોડા ટકા કેટી ઘણુંબધું ભોગવિલાસ માટે હોઇયા કરી પુણ્યશાળી કહેવડાવવુ છે. તે કેમ બને? એટલેજ આજનો સંચય એ પાપ છે. અને આવીજ સ્થિતિ રહેતો પુણ્યનું લેબલ બદલી ધનિક આગળ હવે પાપનુ લેબલ લાગડવુ જોઇએ ધર્મશાસ્ત્રો આજ વાત કહે છે જાગી જોન ર ધર્મગુરુઓ આટલું સહેજે સમજશે આજે બુદ્ધિ કાયા, વક્તૃત્વ, અરે ધર્મસ્થળો સુદ્ધાં ધનઝૂરી બન્યા છે. માટે તે પરત્વે કહેવાય છે.

## ઉદાહરણો:—લીમ, પુણ્યો, ભદ્રા, શ્રેણિક વિગેરે

અગાઉના સમાજલક્ષી ધનિકો કેવા હતા! જુઓ! હડાળાનો વતની ખીમો હડાળીઓ. તેણે કેટલ ક વૈશ્યભાઇઓ આવ્યા જતા હતા, તે જોયા અને બોલ્યો મારું આંગણું પાવન કરો! અજાણ્યા વેશ્યોને આમ કહેનાર એ કોણ હતો? વૈ યજાતીનો એક સભ્ય વાત એમ હતી કે ગુજરાતના સુબાને તે વખતે કોઇએ ભરમાવ્યો કે બાદશાહ! આ બધા શાહો પોતાના નામ આગળ શાહ લખાવે છે અને આપના નામ પાછળ શાહ આવે છે તેનું શું કારણ? બાદશાહે હુકમ કર્યો કે બોલાવો વાણિયને! કેમ તમારા નામ આગળ શાહ લખાવો છો? જો તે પ્રમાણે લખાવવું હોય તો તે નામને સાર્થક કરો. ગૂજરાતમાં દુષ્કાળ પડયો છે. તમો શાહો એક વર્ષ સુધી તેને પેલો અને તેમ ન કરી શકો તો શાહ નામ કાઢી નાખો. "વાણિયા

ત્યાં જન્મ થતાંની સાથેજ પુણ્યશાળીનો ડંકો વાગી જાય છે. પણ એ ધન નીતિનું છે કે અનીતિનું તે જોવાતું નથી. આજ મૌલિક ભૂલ છે. આ ભૂલનું મૂળ ક્યાં લગી ગયું છે ? અને તેણે બીજા ક્ષેત્રો પર શી અસર કરી છે ? તે પરત્વે તમારું ધ્યાન દોરું છું.

પતિ પોતાની પત્નીને સતી તરીકે જોવા ઈચ્છે છે. પણ સ્ત્રીને પોતાનો પતિ સતો છે કે નહિ તે જોવાનો અધિકાર છે. એ વાત ભાગ્યેજ કહેવાય છે. આમ જો ઉભય પક્ષે જોવાયતો સુમેળ મળી રહે છે કારણ કે રથનાં બે પૈડાં છે. એક પૈડે રથ ન ચાલે. સતીને પતિ પ્રત્યેના ધર્મો છે, કર્તવ્યો છે, તેમ પતિને પણ સતી પ્રત્યેના કર્તવ્યો છે. પણ એક બાજુ પર ખૂબ કહેવાય છે. દા૦ત૦ આજે રામાયણના પ્રસંગ પરત્વે રવુભાભાઈ બોલ્યા. પણ પતિના કર્તવ્યો વિષે ભાગ્યેજ કહેવાય છે. એટલે સમાજ પક્ષપાત અનુભવી રહ્યો છે. વિધવા પુનર્લગ્ન કરેતો પાપ છે. પણ વિધુરને નહિ ! એતો કહેશેકે મારાં છોકરાંની રક્ષણહાર ગઈ ! હવે નાનાં બચ્ચાં છે તેમની ખાવા પીવાની સંભાળ કોણ લેશે ! મારે બીજી સ્ત્રી લાવવી પડશે. એને એમ નહિ લાગે કે મારું અર્ધું અંગ ચાલ્યું ગયું. જીવન સહચરી ચાલી ગઈ. હવે મારાથી આ જન્મમાં બીજી સ્ત્રી થાયજ શી રીતે ! બાળકોની " મા "નું સ્થાન મારે પૂરવુંજ જોઈએ. આ વાતજ ભૂલાઈ ગઈ છે. બંગાળમાં તો ગર્ભમાં રહેલી કન્યા બહાર આવતાંજ વિધવા બને તો જિંદગીભર વૈધવ્ય પળાવવા આગ્રહ સેવાય છે. પણ પુરુષને બધી છૂટ ! એક અંગ વિલાસી હોય ત્યાં બીજા અંગને પરાણે સંયમ પળાવાય તેનું પરિણામ શું આવે ? બંગાલનાં વેશ્યાગારો શાથી ઉભરાય છે ? તે ઉભરાવામાં જેટલે અંશે ઉપલી કુરૂઢિનો હિસ્સો હોય, તેટલે અંશે તેમાં સમાજનાં પાપ કે કન્યાઓનાં ! કહેવું પડશે કે સમાજ જ આમાં મુખ્ય જવાબદાર છે.

" ભૂલીતો ગયા, ભૂલીનો ગયા, સત્તના મારગડાને ભૂલીતો ગયા. "

વિચારો તો ખરા ! કેટલા પત્નિઓએ સ્ત્રીને માટે બલિદાન આપ્યાં છે ? કેટલા વિધુરોએ બીજી સ્ત્રીનું ચિંતન નથી કર્યું ? અને બાળકોની સંભાળ લીધી છે ! આ ઉપરથી હું કહેવા એ માગું છું કે આજનો સંચય એ મોટે ભાગ પુણ્ય નહિ પણ પાપ છે. જે પુરુષ સ્ત્રીજાતી પર જુલ્મ ગુજારે છે તે પુણ્યશાળી નહિ પણ પાપી છે.

ધારો કે કોઈ એવા પ્રકારનો કાયદો નીકળે કે જેટલા પૈસાદાર હોય તેને જેલમાં પૂરો. તો પૈસાદાર એ પુણ્યશાળી કહેવાશે કે દુર્ભાગી ! તેવી જ રીતે પૈસાને અસારે સમાજમાં જે પ્રતિષ્ઠા મળી રહી છે, તેને જો પલટાવી નાખવામાં આવે, તો જ વ્યક્તિગત મૂડીવાદનો મોહ ઓછો થાય. સ્પાર્ટાનું કેદીઓને સોનાની બેડીવાળું ઉદાહરણ અહીં વિચારવા જેવું છે. ગરીબને ત્યાં જન્મેલું બાળક સંસ્કારી સદ્ગુણી અને સાદાઈવાળું બને અને એક શ્રીમંતને ત્યાં જન્મેલું વૈભવી, વિલાસી, કુસંસ્કારી અને દુર્ગુણી બને તો કોને પુણ્યશાળી કહેશો ? અને કોને દુર્ભાગી કહેશો ? સાચેજ કહ્યું છે કેઃ—

" મદ વધે વિકારો વધે, ઘટે ગુણને જ્ઞાન; તે ધન પુણ્યતણું કહો બને કેમ પરિણામ ! "

આ પરત્વે નીચેનું ઉદાહરણ જોઈએઃ—

આગળ જતાં કઠિયારા માટે અગાઉથી લાકડાં કાપીને ધર્યાં. પણ તે બન્ને ધણી-ધણિઆણીએ વિચાર્યું. "બીજાની મહેનતનો ભોગ આપણાથી કેમ લેવાય? અને ફરીને લાકડાં ભેળાં કરતાં ઉલટી તેને વધુ મહેનત પડી. ત્યારે શ્રી વિષ્ણુએ ઋષિ નારદને કહ્યું. "જો આમ છે" બન્ને ભક્તોને કહ્યું "માગો શું જોઇએ?" જવાબ મળ્યો. "અવિચળ નીતિ, અવિચળ ભક્તિ" આનું નામ તે નીતિની કમાઈ. જૈનપાત્ર પુણ્યો આવું જ પાત્ર હતું. પસીનાનો રોટલો મેળવી ધર્મ ધ્યાન કરતો. હરામનું અનાજ હરામ લોહી કરે, પછી ધર્મ ધ્યાન થાયજ શી રીતે? એટલે જ મહાવીરે પુણ્યાની સામાયિક વખાણી હતી અને શ્રેણિક જેવા ધન, અધિકાર અને વૈભવથી ઉભરાતા રાજવીને નિર્ધન પુણ્યા આગળ નમાવ્યો હતો. મતલબકે નીતિમાન ધર્મપ્રિય રાજવી કરતાં પરસેવાનો રોટલો રળનાર ધર્મિષ્ટ પુણ્યો ઉંચો હતો. આ વિશે વિશેષ અન્યત્ર કહેવાયું છે તે વિચારજો.

**હવે નીતિની કમાણીમાંથી દાતા બનનારનું ચિત્ર જોઈએ!** ઉદયન મંત્રીના દીકરા બહાડ મંત્રીએ શેત્રુંજય પર્વત ઉપર મંદિરના જીર્ણોદ્ધાર માટે કામ શરુ કર્યું. મંત્રીની સંપત્તિ અને સત્તા મહાન વિપુલ હતી. પણ સ્વધર્મીઓએ કહ્યું અમારો હિસ્સો લેવોજ પડશે. આમ દાતાઓ પાત્રને શોધવા નીકળતા ને પરાણે આપવા મથતા. જેમ જાપાનમાં રાષ્ટ્ર ખાતર પ્રાણ આપનારની હરિફાઇ થતી તેમ આમાં હરિફાઈ હતી. બહાડને પણ મદ નહતો. એમણે સૌનો હિસ્સો સ્વેચ્છાએ સ્વીકારવા માંડયો. કોઇએ પોતાની મૂડીનો દશમો, કોઇએ વીસમો, તો કોઇએ ત્રીસમો. એમ દરેક પોતપોતાની રીતે ફાળો નોંધાવ્યો. ભીમા નામના વાણિયાને આ વાતની ખબર પડી. તેને પણ કાંઈક આપવાની હોંશ થઈ આવી. ઘરમાં જઇને પોતાની પત્નીને પૂછ્યું, કે આપણી પાસે કેટલું ધન છે? " આપણે સહજ કયાં કરીએ છીએ!" પત્નીએ જવાબ આપ્યો. છતાં બન્નેએ ખૂણે ખાચરે ઘરમાં તપાસ કરી તો સાત દમડી માંડ માંડ નીકળી આવી. સાત દમડી લઇને હોંફળો હોફળો બહાડ મંત્રી પાસે તે દોડી આવ્યો, તેને જોઈ ત્યાં બેઠેલાઓએ વિચાર કર્યો કે આ ચિંથરેહાલ વણિક કંઇક સારી જેવી મિલ્કત લાવ્યો લાગે છે. નહિતો આટલો ઉલ્લાસથી દોડયો આવેજ નહિ. પણ જ્યારે તેમણે જોયું કે " ફક્ત સાત દમડી જ લાવ્યો છે, " ત્યારે હાસીની રીતે બોલવા લાગ્યા કે, આ સાત દમડી કદાચ ન આવી હોત તો કામ અધૂરું રહેત ખરું? બહાડ મંત્રી એ હાંસીમાં ન ભળ્યા. ઉલ્ટું મંત્રીજીએતો તેને હેતથી છાતી સાથે ચાંપી ખૂબ પ્રેમથી તેની આ દમડીનો સ્વીકાર કર્યો અને બધાના કરતાં લીસ્ટમાં તેનું નામ પહેલું મૂક્યું. આ જોઈ હાસી કરનારાના મોં વાંકાં થઈ ગયાં ત્યારે મંત્રીજીએ ખુલાસો કર્યો કે તમે સમજયાજ નથી. તમોએ જેટલું આપ્યું છે તેના કરતા અનેકગણું આ ભીમ એ આપ્યું છે. તમે તો અમુક ભાગ આપ્યો છે. જ્યારે આ ભીમાએ તો પોતની જેટલી મૂડી હતી તે બધીએ આપી દીધી છે. માટેજ તે પ્રથમ નંબરને પાત્ર છે. બધા લોકો હવે ખરી વસ્તુસ્થિતિને સમજી ગયા. આ ભીમાનેજ હજાર સોનામહોર ઘરમાંથી ખાડો ખોદતાં મળી આવેલી તે પણ પોતે ન લેતા આગ્રહ રાખ્યો. તો પછી વારસાની મિલ્કતની તો વાતજ શી? અને વળી તે મિલ્કત પામનાર પોતાને પુણ્યશાળી માને એ

## પુણ્ય અને ધનનો સંબંધ ખરો?

પૈસાદારને ત્યાં જન્મેલો જીવ જો પુણ્યશાળી હશે અને તે ધન અનીતિથી મેળવેલું હશે એવું તે છોકરાને જણાશે તો ધનનો તે ઉપભોગ નહિ કરતાં પાપનું પ્રાયશ્ચિત કરી જેનું હશે તેનું પાછું આપી દેશે. અથવા તેનું તે પાત્ર નહિ મળે તો સારે રસ્તે પ્રાયશ્ચિત રૂપે વાપરી દેશે.

હરિજન બંધુ વાચતાં એક ભાઇને પોતાની કમાણી પાપની લાગી. એટલે તેણે પોતાના પાપના પ્રાયશ્ચિત તરીકે બેગી ત્રણ લાખ રૂપિયા જેના જેનાં લીધા હતા તે દરેકને પાછા આપી દીધા હતા, અને સંતોષ મેળવ્યો હતો. એટલે પુણ્ય અને નીતિ વચ્ચે સંબંધ છે. નહિ કે પુણ્ય અને ધન વચ્ચે! જુઓ રામ અને રાવણ! અયોધ્યા અને લંકાની લક્ષ્મીમાં કોણ ચડે તેમ હતુ? પૈસાની દૃષ્ટિએ તો લંકાજ ચડે. જો ધનને પુણ્ય મનાયું હોત તો લંકાને અને રાવણને લોકો પૂજતા હોત. પણ રાવણની લક્ષ્મી પાછળ અનીતિનું તત્ત્વ હતું. પરિણામે દુરાચાર દારુ અને બીજાં દુર્વ્યસનોજ અને સજતાં હતાં. જ્યારે અયોધ્યામાં સ્નેહ અને નીતિનું વાતાવરણ હતું. રામની પાછળ પ્રજા તેના ત્યાગને લીધે સુખી હતી.

જ્યાં તેનીતિ છે. ત્યાં પુણ્ય છે–અને અનીતિ છે ત્યાં પાપ છે. પરીક્ષિતે કલિને ચાર સ્થાન આપ્યાં (૧) પલંગનો પાયો એટલે કે વિલાસ છે ત્યાં કલજુગ છે. (૨) દારુનું પીઠું. જ્યાં દારુ છે ત્યાં કલજુગ છે, કારણકે મહાકુવ્યસન છે. (૩) જ્યાં વેશ્યાગાર છે ત્યાં કળજુગ છે, કારણકે એ દુરાચારનું ધામ છે. (૪) જ્યાં જુગાર છે ત્યાં કળજુગ છે કારણકે ત્યાં નવસર્જન કે સત્પુરુષાર્થને અવકાશ નથી. એટલે દુર્ગુણોનું ધામ છે. પણ જ્યારે કલિ કહે છે. કે એક જ સ્થળ આપો. ત્યારે તે સોનાનો ગોળો બતાવે છે કહે છે કે ત્યાં ઉપલી ચાર વસ્તુઓ ઉપરાંત કજિયો એક વધારાનું તત્ત્વ હશે! આનો સાર એ છે કે હરામનું ધન એ પુણ્ય નહિ પણ પાપજ છે.

(ૐ) સર્વત્ર શાંતિ વિસ્તરો.

## માલિકી હક્ક મર્યાદા [ ૨ ] પ્રવચન ૧૫ મું

### ધનાર્જન માટે કરેલા પાપોનું પ્રાયશ્ચિત

"માલિકી હક્ક મર્યાદા" વ્રતમાં ધન હોવા છતાં ધનની મમતા-મૂર્છા–ત્યાગવાની વાત છે. અથવા વ્યક્તિગત ઉપભોગને બદલે સમાજલક્ષી ઉપયોગ કરવાની વાત છે. છેવટે પોતાના ઉપભોગમાં સંયમ મૂકવાનો તો હોયજ છે. આવો માણસ અનીતિનું તો કેમજ રળી શકે. તે પણ રળ્યો હોય તો? તો તે પાપનું પ્રાયશ્ચિત કરે. આ માટે "હરિજનબંધુ" વાળું દૃષ્ટાંત જોઈ ગયા. ઉપરાંત આ દિશાનું અસરકારક ઉદાહરણ નીચે મુજબ છે.

એક શ્રીમંત કમાઈને ખૂબ સાધેલા. પણ તે કેવી રીતે? અપ્રમાણિકતાથી, સટ્ટો ખેલીને, પારકી

તે ભાઈએ કહ્યું કે મહારાજ દૂધની રોટી આપ કોને કહો છો? મોચીને ત્યાંથી સુકો રોટલો મંગાવી મહારાજે તેમાંથી દૂધની-ધારા બતાવી ખાત્રી કરાવી આપી. દૂધ એટલે નીતિ. આ દૃષ્ટિએજ દૂધનો ખોરાક અભડાતો નથી, એ માન્યતા દૃઢ થઈ ગઈ છે. દૂધ એટલે નીતિ. નીતિને અભડાવવાનું હોયજ નહિ. લોકો સ્થૂળ દૂધને જુએ છે. ખરીરીતે નીતિરૂપી દૂધજ જોવું જોઈએ. જૈનસાધુઓ માટે પણ 'સૂઝત" એ શબ્દ એ સૂચવે છે. આ મિમાંસા ખાનપાન શયન વિવેકમાં થઈજ ચૂકી છે. શેઠનું મોં હવે વીલું પડી ગયું. તેનું હૈયું પીગળ્યું. ત્યારે સમય જોઈ સાધુપુરુષે કહ્યું ભાઈ! દુનિયા તો બે દિવસ વાહવાહ બોલશે. પણ તારું મેળવેલું ધન હરામનું છે. તેનો જવાબ મૃત્યુબાદ પણ આપવો પડશે. કર્મ–કાનૂનમાં પોપાબાઈનું રાજ્ય નથી. સાચું બોલ કેટલાં પાપથી મેળવ્યું છે? શેઠે એકરાર કર્યો ને રસ્તો માગ્યો. ત્યારે કહ્યું જે વિધવા બેનોનું લીધુ હોય તે હાજર હોય તો તેને બાપ પોકારીને પાછું આપ. હાજર ન હોય તો પાપના પ્રાયશ્ચિત રુપે યોગ્ય ક્ષેત્રમાં વાપરી નાખ. પાપના પ્રાયશ્ચિતનો ખ્યાલ રાખજે. તે થયા પછીજ પુણ્યનો વિચાર કરજે. અને શેઠે ખરેજ તેમ કર્યું. આ વાત આપણે પણ આ ગજે માપવાની છે. હરિજનના વાચકે અને આ શેઠે કર્યું તેમ આપણે કરવાનું છે.

## નીતિમય આજીવિકાદ્વારા સાધનાર્જન

પછીજ ધધામાં નીતિની આજીવિકાદ્વારા ધનનો સંચય કરવાની વાત આવે છે. પાપના ધનનું દાન શી રીતે થાય! તે દાન લેનાર સંસ્થા કે પાત્ર પણ બગડે. જેમ એક નદી છે કે તળાવ છે. તેનું પાણી બગડેલું કે બિમારી જનક છે, તે આપણે લઈ શકતા નથી. તેવી રીતે પૈસો જો ખરેખર અનીતિનો હોય, માલ મિલ્કત અને સાધનો અનીતિથીજ મેળવાયેલાં હોય તો જેમ બને તેમ તેને કાઢી નાખવાં જોઈએ. રાંધેલો ખોરાક પણ ખાવા લાયક ન રહે ત્યારે કાઢી નાખીએ છીએ. મળ ઉપરતો—ભલે પછી એ દૂધપાક પૂરી જમ્યા પછીનો હોય—તો પણ તે ઉપર દૃષ્ટિ સુદ્ધાં ઠરતી નથી. ઉલ્ટું તેને ઝટ દૂર કરવા મથીએ છીએ. તેમ પાપના ધનને તો ઝટ ખંખેરી નાખવું જોઈએ. આજે મોટે ભાગે આવું જ ધન છે. તેમાં કોણ ના કહેશે. તેમાં પણ આ લડાઈકાળે લાંચ અને કાળાંબજાર! વિચાર તો કરો. આગ લાગી હોય તે વખતે પાણીની તૈયારી કરવાની હોય. આગ ઠરવાની હોય કે ચોરી કરવાની હોય. આવી કારમી વિપદ્વેળાએ કોઈ ચોરી કરીને માલ એકઠો કરતો હોય તેને આપણે ઈન્સાન માનીશું કે સેતાન? મિત્ર ગણીશું કે વેરી? તેવીજ રીતે વિશ્વમાં લાય લાગી છે. દુનિયા પરિગ્રહવાદના રોગમાં સપડાઈ રહી છે. તે વખતે આપણે વિશ્વશાંતિના ઈચ્છુકો શું કરી શકીએ? આજે તો ખાલી કરવાની વાત હોય કે ભરવાની. આજે તો એવી માતા બનવાનું છે કે, જેમ સંયમને મા બાળકો ખાતર અર્પે છે તેમ અર્પી દેવું જોઈએ. તેને બદલે જ્યારે શોષણજ ચાલ્યું છે ત્યારે દુલા ભગત કહે છે તે સહજ ઠરે છે.

" સહુ રંકતણાં એ રુધિર પીતાં, એ શ્રીમંતોને કોઈનો ત્રાસ નથી;
એના રાવણ રાજ્યના મહેલો વિષે, મારો દીન દયાળુનો વાસ નથી. "

આખા વિશ્વમાં ઉંચામાં ઉંચું ભક્તપાત્ર જો કોઈ હોય તો તે ભરતનું પાત્ર ઉંચુ ગણ્યું છે. રામે ચૌદ વર્ષ વનમાં ગાળ્યાં, ત્યારે લક્ષ્મણે ખડે પગે તે વર્ષોમાં ચોકી કર્યા કરી. ભરતજી રામપ્રયાણ વેળાએ મોસાળ હતા. જ્યારે આવ્યા અને ખબર પડી ત્યારે તેને રામની રટણા લાગી. ચિત્રકૂટ સુધી પાછળ ગયા. શા માટે ? રામને પાછા લાવવા ! ખૂબ આજીજી કરી પણ ઉલટું તેમને આજ્ઞા મળી તારે જવું પડશે. હવે આજ્ઞા ન પાળે તો સેવકનો ધર્મ લાજે અને પાળે તો વિખુટા પડવું પડે ! છેવટે કર્તવ્ય ખાતર ચૌદ વરસ અલગ રહેવું એજ એનો ધર્મ એને લાગ્યો. અને એક માગણી કરી. ભાઈ ! ચૌદ વરસનો સમય પસાર થાય તેવું કાંઈક પ્રતિક આપો. રામે પોતાની ચાખડી આપી. ચાખડી માથે ચઢાવી તે અવલંબનદ્વારા ચૌદ વર્ષ ગાળ્યાં પણ કયાં ?

" નંદિગ્રામ કરી પર્ણકુટીરા, કિન્હ નિવાસ ધર્મ ધુર ધીરા. "

નંદિગ્રામે જેમ તપસ્વી રહે તેમ પર્ણકુટી કરીને રહ્યા. અને રાજ્યગાદી ચલાવી. નહિ કે અયોધ્યાના મહેલમાં વસ્યા. આનુંજ નામ તે સાચો ટ્રસ્ટી ! ખોરાક લેતાં પહેલાં આપણે ભગવાનને પ્રસાદી આપીએ છીએ. તે એ ભાવનાથી કે હે પ્રભુ ! હું આપનો ચરણરજ છું. આપની કૃપાથી હું પ્રસાદ મેળવી શકયો છું. તે આપનો જ છે. આપ માલિક છો. હું આપનો ચાકર છું. પણ પ્રભુના બનવું એ સહેલું નથી. મીરાં કહે છે, " મને ચાકર રાખોજી " પણ ટ્રસ્ટી આમ કહી શકે. માલિક તો કહેશે કે આતો મેં મેળવ્યું છે. આ મારું છે. બીજાને ભાગ પડાવવાનો એમાં શો અધિકાર છે. આમ એકાંગી અંગત માલિકી આવી ત્યાં પાપ પેઠું. બાકી સંગ્રહ એતો પાપ જ છે. એમ કેમ કહેવાય ! અમુક જ **સાચવી શકે છે.**

શરીર, ઇન્દ્રિયો, બુદ્ધિ, સાચવવી એ કળા છે. જતન રાખવુ, ઉપયોગમાં લેવુ, એજ શ્રેષ્ઠ ગણાય પણ આજે તો શ્રેષ્ઠમાંથી શેઠ થઈ ગયા. ગોળના માટલામાંથી ગોળ મકોડા ખાઈ ગયા. પણ આંક રહ્યા છે. કોઈ કહે " અમેતો બહુ ઊંચા " પણ કામ કેવાં કરો છો ! જે ઉંચો હોય તે ઉંચા કામ કરે. માલિક અને ટ્રસ્ટીની વચ્ચે આ ફેર.

શિવાજીનું પાત્રતો તાજા ઇતિહાસનું છે. એક વખત રામદાસ સ્વામીએ પગે ગોળાં વગેરે બાંધ્યુ ઉપલક જોનારને ગુમડુંજ લાગે. શિષ્યોની કસોટી કરવાનો વિચાર આવતાં તેમણે શિષ્યોને બોલાવ્યા અને કહ્યું. આ કોઈ ચૂસશો ? કોઇ તૈયાર ન થયુ પણ શિવાજી તૈયાર થઈ ગયા. ગુમડું ન હતું પણ એતો ગોળ હતો. પણ અર્પણતાની આ કસોટી હતી. એજ શિવાજીએ એક દિવસ ગુરુને રાજ્યની ગાદી સોંપી દીધી. ગુરુએ આજ્ઞા કરી કે મારે શું કરવું ? તું રાજ્યનો વહીવટ કર ! પ્રજાનો સેવક થઈને રહે અને અને તેનું રક્ષણ કર! આજથી તે સાચા ટ્રસ્ટી રૂપ બની રહ્યા. આ ત્યાગ વૃત્તિને લીધે જ આટલી શક્તિ અને ખ્યાતિ મેળવી શક્યા. તેઓ ખરેજ આદર્શ થઈ ગયા.

## શેઠ ભામાશાહ

રાત મોકલ્યા કરે છે. હું તો માત્ર નિમિત્ત છું છતાં) લોકો મારું નામ (દાતા તરીકે) સંબોધે છે. તેથી મારી આંખો નીચી રહે છે અર્થાત્ તેથી હું લજવાઉં છું. કેવી ટ્રસ્ટીશીપ! આમાં મનનો છાંટો કેમ ટકે! બાઈબલમાં પરસેવાની રોટલી મેળવ! એમ કહેવામાં આવ્યું છે. એમ કુરાનમાં પરસેવાના દાનને ખૂબ મહત્વ અર્પવામાં આવ્યું છે. કાંતવું મજૂરી કરવી, તે પરસેવાનું દાન મહત્વનું છે. મતલબ કે ધનાર્જન પહેલાં ઢંકની રોજીનો વિચાર કરવો જોઈએ. ટ્રસ્ટીપણાની દૃષ્ટિવાળો આ બધો વિચાર કરે છે. માલિકીપણાની દૃષ્ટિવાળાને નથી હોતો. આને લીધે માલિક અને ટ્રસ્ટી વચ્ચે મહાન ફેર પડી જાય છે. માટે માલિકી હક્ક સંપૂર્ણ તજવાની દૃષ્ટિ રાખીને એટલે કે ટ્રસ્ટીપણાની પૂર્ણ દૃષ્ટિથી ક્રમેક્રમે પગથીયાં ચઢવા માટે આ વ્રતનું નામ માલિકી હકક મર્યાદા રાખીને એની પૂર્વની ભૂમિકાઓ બનાવી છે જે આપણે અગાઉ જોઈ ગયા છીએ:

## માલિકી હક્ક મર્યાદા અને રશિયાના સમાજવાદ વચ્ચે શો ભેદ?

મને સોવિયેટ રશિયાનો પ્રત્યક્ષ અનુભવ નથી. સાહિત્ય પણ ઉપર ચોટીયું જોયું છે. છતાં એનાં સારાં અંગો વિષે આદર છે. રશિયામાં ઉત્પાદન, વહેંચણી અને બચત એ ત્રણેની ગોઠવણીમાં પેટ, પહેરણ અને પથારી ઉપરાંત શિક્ષણ અને સગવડોની દૃષ્ટિએ રશિયા પૂરતી રશિયાને સફળતા મળી છે. એ વાત સ્વીકારી લેવી જોઈએ. આપણે ત્યાં કિસાન તથા મજૂરોને ખૂબ મહેનત તથા જમીનદારો કે મિલમાલેકોને બહુજ થોડી મહેનત અને છતાં મળતરનું અંતર ઘણુંજ છે. આને પરિણામે એક ઠેકાણે અતિશ્રમનો બોજો અને ગરીબાઈ. ત્યારે બીજે ઠેકાણે શારીરિકશ્રમનો અભાવ અને વિલાસ. આમાં નથી પહેલાને સુખ કે નથી બીજાને સુખ! આ મોટો ફેરફાર કર્મકાનુનથી વિરુદ્ધ છે. હિંદમાં યંત્રવાદે આ દશામાં મોટો ભાગ ભજવ્યો છે. જમીનદારોને મુખ્ય રાજ્યસત્તાએ આ દશામા નચાવા દીધા છે. એટલેજ આજના યંત્રવાદમાં મર્યાદા આવવી જોઈએ, અને રાજ્યસત્તા, ધર્મસત્તા તળે આવવી જોઈએ. આ કાર્ય ધર્મદૃષ્ટિવાળી વ્યક્તિ કે સમાજ જ કરી શકશે. રશિયામાં જે થયું છે તે સત્તાથી થયું છે. સત્તાના કાયદાથી ટક્યું છે. એટલેજ તે નક્કર અમારા મત મુજબ નથી. જ્યારે આમાં નક્કરતા છે. હિંદમાં આ રીતેજ ગામનું કુટુંબનું સમાજનું અને દેશનું હિત થતું કે જ્યારે વ્યક્તિગત ટ્રસ્ટીપણું હતું. પણ મિલ્કત તો સમાજની કુદરતી રીતેજ હતી ગામ આગેવાનની મિલ્કત, ઘર, ગાલ્લાં, ગોદડાં, જ્યારે ગામને જરુર પડે ત્યારે એમનાંજ હતાં. ગામ આખું કુટુંબ નાતે વર્તતું. ગામની વ્યક્તિની આફત એ ગામની આફત ગણાતી. આમ સહજ રીતે સમાજવાદ અહીં હતો. આજે તેમાથી સાચી ધર્મદૃષ્ટિનો એકડો ઉડી જવાથી હવે તે પૂરવાનો છે. માલિકી હક્ક મર્યાદામાં એ આવી જાય છે.

## માલિકી હકક મર્યાદાના માર્ગની વિશેષતાઓ:—

રશિયામાં યંત્રો અને ઉદ્યોગો વગેરે રાજ્યની માલિકીનાં ગણાય છે. અને રાજ્ય વહીવટ પ્રજાનો એટલે દેશનો છે. આજના હિન્દમાં વ્યક્તિગત માલિકીનાં છે. જ્યારે માલિકી હકક મર્યાદામાં વ્યક્તિગત ટ્રસ્ટીપણું છે, અને માલિકી પ્રભુની છે. આદર્શ ટ્રસ્ટી માલિક કરતાં પણ વહીવટ સુન્દર રીતે કરી શકે છે.

કરવાથી ભૂખ લાગે છે તેથી અહીં પણ રસ આવશે.

## પરિગ્રહ સામે લાલબત્તી

આપણા વડવાઓએ પરિગ્રહ સામે લાલબત્તી ધરી હતીજ. પરિગ્રહે એ થાય છે કે આ મારું, હું આનો માલિક છું! આ ભાવનાને તોડવાનાં સત્રો આપ્યાંજ હતાં. જૈનસૂત્રોમાં મહા પરિગ્રહને નરકદ્વાર કહ્યું છે જ. પુણ્યશાળી તેને કહેવાયો છે કે જેની પાછળ નીતિનું તત્ત્વ છે. આ દશા અહીં ફરી સ્થાપિત થશે તો દુનિયા પણ હિન્દનો આદર્શ લેશે. આવા ધર્મદૃષ્ટિવાળા સમાજમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર કોણ કયા અને તેમનું સ્થાન શું? તેમજ સ્ત્રી પુરુષનું સ્થાન શું? રાજ્યપ્રજાના દરજ્જા શા? વગેરે વાતો પ્રસંગોપાત કહેવાઈજ ચૂકી છે.

ૐ સર્વત્ર શાન્તિ વિસ્તરો

## વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગ

### ગુરુવારનો કાર્યક્રમ

તા ૨૪-૫-૪૫

| | | | |
|---|---|---|---|
| (૧) | પ્રાત:કાલ | ૬ થી ૬॥ | પ્રાર્થના |
| (૨) | ,, | ૬॥ થી ૬॥। | પ્રાસંગિક |
| (૩) | ,, | ૯ થી ૯॥ | છોટુભાઈના સામાજિક અનુભવો |
| (૪) | ,, | ૯॥ થી ૧૧ | વ્યવસાય મર્યાદા તથા વ્યાજત્યાગ [ સોળમું પ્રવચન ] |
| (૫) | બપોરના | ૪ થી ૪॥ | ધૂન ( મીરાબેન ) |
| (૬) | ,, | ૪॥ થી ૫॥ | વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગના ભાઈઓ-તથા બહેનોની પ્રતિજ્ઞા વિધિ |
| (૭) | ,, | ૫॥ થી ૬ | રાત્રિભોજન ત્યાગ [ સત્તરમું પ્રવચન ] |
| (૮) | રાત્રિના | ૮॥। થી ૯॥ | પ્રાર્થના |
| (૯) | ,, | ૯॥ થી ૧૦ | પ્રવચન |

## વ્યવસાય મર્યાદા

( મુખ્ય મુદ્દાઓ )

(૧) વ્યવસાયનો અર્થ

(૨) શ્રમની જરુરિયાત

વ્યવસ્થા ભાગી પડી છે. અથવા રૂઢિ વશ થઈ પડી છે. એટલે જ પરિવર્તન જરૂરી છે. જેઓ જે વિષયના પારગત હોય તેઓ જ તે વ્યવસાય કરે. દા૦ ત૦ ખેતીમાં જે પારગત હોય તે ખેતી કરે. વેપારમાં પારગત હોય તે વેપાર કરે. વગેરે આજે તો ખેતીનો નિષ્ણાત શિક્ષકની નોકરી કરે છે અને સમાજ સેવામાં નિષ્ણાત વળી બીજો જ કોઈ ધંધો કરે છે. આનું કારણ આજનો સમાજ આજની રાજસત્તા વગેરે છે. પણ મૂળ તો પરિગ્રહવાદની શેહમાં ધર્મવાદ તણાઈ ચાલ્યો છે. તે જ છે.

## શ્રમ એ કુદરતી બક્ષીસ છે

બાળકના જન્મ પછી માતાના સ્તનમાંથી વાત્સલ્યભાવે કુદરતી દૂધ આવે છે. પરંતુ બાળક થોડો પણ શ્રમ ન કરે અર્થાત સ્તનને મોઢામાં ન લે તો દૂધ ક્યાંથી મળે ? મતલબકે તેને પણ શ્રમ કરવો પડે છે. આથી શ્રમ એ કુદરતી બક્ષીસ જ છે. બાળક ચાલી નથી શકતું તો દૂધ કેમ પચે ? 'મા' એ બાળકનું હાથપગદ્વારા શરીર હલાવે છે. 'મા' ગોદમાં કૂદાવે, ખીચાવે કે હીંચોળે તો બાળક મોજમાં આવે છે. કારણકે શ્રમજન્ય આનંદ મેળવવાનાં આ બધાં એનાં સાધન છે. જન્મથી મૃત્યુ પર્યંત જુઓ:–

## શ્રમ એ કુદરતી રીતે જ આપણો ખોરાક છે.

જ્યારે ભૂખ લાગે ત્યારે ખોરાક ખાવાની મઝા આવે છે. તેમ શ્રમ — વ્યવસાય — ધંધો એ આપણી ભૂખ છે. કશા પણ ધંધા વગર તેજસ્વી મનુષ્યને ચેનજ નહિ પડે. કશો વ્યવસાય આપ્યા સિવાય મનુષ્યને ચાહે તેવાં સુખ સગવડનાં સાધનો આપે—તેને એ જેલ રૂપજ થશે. આથીજ ગીતા કહે છે. " **क्रियतेह्य वशः कर्म** " માણસ કર્મ કર્યા વિના રહી શકતોજ નથી. જૈનધર્મમા મોક્ષ કઈ ભૂમિકામા કહ્યો છે ? જાણો છો ? કર્મ ભૂમિમા, અકર્મભૂમિમાં નહિ. અકર્મભૂમિમાં શા માટે નહિ ? અકર્મભૂમિમા કામ કરવાનું કશુ જ નહિ. બસ કલ્પવૃક્ષ તળે જઈ ઇચ્છો, તે મોંમાં આવી જાય. જેની જરૂર હોય તે બધું જ હાજર થાય. આવા ક્ષેત્રમા મોક્ષ નહિ પણ કર્મભૂમિમાં મોક્ષ ખરો કર્મભૂમિ એટલે અસિ, મસિ અને કૃષિ એટલે અનુક્રમે સંરક્ષક કામ, બૌદ્ધિક કામ, અને ખેતી કામ, જ્યાં છે તે ક્ષેત્રમાં મોક્ષ છે. સારાંશ કે માણસ જ્યાંસુધી વ્યવસાયી જીવનનો અનુભવ ન કરે ત્યાં લગી તેના વિકાસમા ઉણપજ રહી જાય. જેઓ કર્મ ધંધો કે શ્રમથીજ કર્મ બંધન થશે તેમ માની દૂર રહે છે, તેઓ ભ્રાંત જ છે. ખરી રીતે કર્મથી, ધંધાથી, કે શ્રમથીજ કર્મ બંધન થતુ નથી. આસક્તિથીજ થાય છે. જેમ સર્પની દાઢનું ઝેર કાઢી લઈએ તો ઝેરી સર્પના ડંખથી પણ જોખમ નથી. તેમ આસક્તિ રૂપી ઝેરનો ડંખ નીકળી ગયા પછી કશોજ ભય નથી. આસક્તિથી બીવાનું છે. શ્રમથી નહિ ! આસક્તિથી દૂર રહી શ્રમ કરવાથી આનંદ જરૂર મળશે આળસ અને પ્રમાદથી નહિ મળે. શ્રમ વિના સાચો આનદ નથી મળતો. ( **स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभतेनरः** " ) માણસ પોતપોતાના કર્મમાં જોડાયો શકે સિદ્ધિને મેળવી શકે છે. આમ જો સુકર્મ ( સુવ્યવસાય ) ન કરે તો ઉલટો કુકર્મમા પડી જવાનો કે વિકલ્પ જન્ય પતન વહોરવાનો સંભવ રહે છે બાકી ખરું પૂછોતો ક્ષણવાર પણ કર્મ વગર રહી શકાતુ

આ ઉપરથી મનદ્વારા પણ કેટકેટલાં કર્મ બંધન થાય છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવશે. એટલે કાયિક કે વાચિક કર્મથી ડરવાનું નથી. પણ આસક્તિથીજ ડરવાનું છે. કેટલાક ચુસ્ત અહિંસાપ્રેમી ગણાતા માણસો પણ આ વિવેક સમજતા નથી ત્યારે અનર્થ કરે છે. ચોટીલામાં એક જૈન ગણાતાં બેન ખેતીમાં રસ લેતાં તેથી કુરુઢિવશ લોકો એના એ કાર્ય માટે વિરોધ કરતા. પણ ખોરાક ખાવામાં કોઇ પણ વિરોધ નહોતો. ખેતીમાં પાપ, ખેતીજન્ય અનાજ ખાવામાં નહિ! આતે કયો ધર્મ? આવો ધર્મ કોણે શીખવ્યો છે? જૈનધર્મ તો મહાન ઉદાત્ત છે. બીજાના શ્રમનો ઉપયોગ આસક્તિ પૂર્વક લેવો અને તેનું પાપ શ્રમજીવી ઉપર! આતો નર્યો અધર્મ છે. જૈનસૂત્રોએ સ્પષ્ટ કર્યું છે. ઉંચે નીચે સર્વત્ર પાપ છે. પણ આસક્તિ હશે તો. નહિં તો ક્યાંયે નથી. રાજાઓ લાખો માનવીના સંહારની શક્યતાવાળા યુદ્ધમાં સૈદ્ધાંતિક મુદ્દા ખાતર ભળતા. છતાં ધર્મે તેમાં બાધ નથી લીધો. ઉલટું કર્તવ્ય સૂચન કર્યું છે. ગીતામાં વાસુદેવ જેવોજ જૈનસૂત્રોમાં ચેટક રાજાનો કિસ્સો છે. ગીતાના વાસુદેવ તો ખાસ શસ્ત્ર નથી લેતા, જ્યારે આતો શસ્ત્ર પણ લે છે જો કે જૈનસૂત્રોમાં સૂક્ષ્મહિંસાની પણ મના જ છે પરંતુ કર્તવ્ય ખાતર થાય ત્યાં ક્ષમ્યતા છે જ.

ચોરંદાના એક વીર બેન કહેતાં હતાં કે–"બળદઘાણીમાં બળદનું દુઃખ નથી જોવાતું" પણ ઘાણાના યંત્રથી ઉપજતું બળદ મૃત્યુ અને જનબેકારીનું શું? એ એમણે પ્રથમ સમજવું જોઈએ. એવી જ રીતે ઘોડાગાડી અને મોટરનું પણ વિચારી શકાય. ઘોડાને દુઃખ થાય એટલે ગાડીમાં ન બેસતાં મોટરમાં બેસવું જોઇએ આમ ઘણા માને છે. પણ દીર્ઘ દૃષ્ટિએ વિચારતાં યંત્રથી મનુષ્ય અને જાનવરને કેટલો ફટકો પડે છે તે સહેજે સમજી શકાય તેવું છે. જાનવરોને ત્રાસ ન પડે તે જોવું જ જોઇએ. પણ તે ત્રાસથી ડરીને યંત્રનો આશ્રય તો લેવાવો નજ જોઇએ. નહિ તો ઉલટો વધુ અનર્થ થાય. બળદ અને માણસ બન્ને પર યંત્રને લીધે પૂરો ફટકોજ પડે. ખાંડાની ધારપર ચાલવું મુશ્કેલ છે, તેમ કર્મક્ષેત્રના રસ્તા ઉપર ચાલવું પણ તેવું જ છે. પરંતુ જ્યારે એમ માની લેવાય કે "ખાવામાં પાપ, પાણી પીવામા પાપ, ચાલવામાં પાપ, ખેતી કરવામાં પાપ, બધેજ પાપ છે;" તો પછી કરવુ શું? આનો રસ્તો આ'યો છે કે જે વસ્તુથી નજ ચાલી શકે તેમ હોય ત્યાં વિવેકબુદ્ધિ વાપરવી અને પછી ઉપયોગ કરવો એટલે પાપ બંધન ન થાય. બાકી કોઈ એમ કહે કે વ્યાજમાં શું પાપ? સટ્ટામાં શું પાપ! શાસ્ત્રમાં ક્યાં તેની બંધી છે? પણ તે કહેનાર ભૂલે છે. જે શાસ્ત્રો પરિગ્રહનોજ ત્યાગ ફરમાવે છે, જ્યાં જુગારની મના ફરમાવે છે, ત્યાં વ્યાજ અને સટ્ટાની છૂટ હોયજ કેમ? પૂર્વે કૃષિ, વાણિજ્ય, અને ગોસેવા મુખ્ય ધંધાઓ હતા. અને તે પ્રાયઃ વિવેકીના હાથમા હતા. આજે શ્રમ અને જ્ઞાન વચ્ચે દિવાલ ઉભી થઈ છે. જો તે બન્ને સધાય તો બેડો પાર થાય. બુદ્ધિ અને જ્ઞાન બેય જુદી વસ્તુ છે. રાંધેલું ખાઈએ તો પાપ નહિ પણ રાંધે તેને પાપ લાગે આ અજ્ઞાનમય બુદ્ધિ છે. પોતપોતાનો ધર્મ વ્યવસાય ચૂકે એટલે તે બીજાને બોજા રૂપ થઈ પડે. એટલું જ નહિ બલ્કે "નવરો નખોદ વાળે"એ સૂત્ર પ્રમાણે શરીર મન અને આત્માને બગાડે છે. સમાજને અને દેશને પણ નુકસાન કરે છે. એનાં બાળકો પણ એવી અનેક દોષવાળાં બને છે. આત્માને

લેવાની ટેક છે, હું "૧૩" ઉપરાંત ન લઉં" દલાલ કહે તો તો ભાવ પીઠ બગડે !" તે ગમે તે થાઓ. પણ મારાથી વધુ નફો લેવાયજ નહિ. આ આદર્શ ઉદાહરણ છે. આજ જાતનું ઉદાહરણ ચોરંદાવાસી વીર અંબાલાલ ગાંધીનું અહીં મૂકતાં મને સંતોષ થાય છે. તેઓ બેથી ત્રણ હજાર લગભગની વસ્તીવાળા ગામમાં એક આનાના નફાથી પૂરતું પોષણ મેળવી શકે છે. રૂપીએ પોણા આનાથી એક આનો એ સામાન્ય રીતે વ્યાજબી નફો ગણાય. પરંતુ જથાબંધ વેપારમાં તો શ્રમ થોડોજ હોવાથી ત્યાં એ નફો ઘણો વધુ ગણાય. અને એક ગામડું કે જ્યાં વેપારી માટે ઉપલો નફો પણ ઓછો ગણાય. એટલે નાનું ગામડું કે મોટું શહેર એ બન્નેની વચ્ચેના ગામ માટે કે જ્યાં બેથી પાંચ હજારની વસ્તી હોય ત્યાં ઉપલો નફો યોગ્ય ગણાય. બીજી રીતે જોતાં નિત્ય વપરાતા ખાદ્ય પદાર્થોમાં ઉપલો નફો યોગ્ય ગણાય. વપરાશના પદાર્થોમાં તેથી પણ ઓછો ચાલી શકે. ખાદ્ય પદાર્થોમાં-બગડે તેવા પદાર્થોમાં ઘટ પૂરતો નફો વધારે લેવાય. શાક-ભાજીમાં ગામડેથી લાવનાર વધુમાં વધુ એકના ડબલ લઈ શકે. ઔષધિ તથા એવી કરિયાણાની અમુક ચીજો ભદ્ર કાળે અને થોડા પ્રમાણમાં ખપતી હોઇને તેમાં વધુમાં વધુ એકના ડબલ લઈ શકાય. આજની દુનિયાના ભાવની જબ્બર વધઘટનું કારણ સટ્ટો અને હરિફાઇ વગેરે તત્ત્વો છે. જો માણસ વેપારમાં નફાની પાછળ પૈસાનીજ દૃષ્ટિ નહિ પણ સ્નેહ અને સહકારની દૃષ્ટિ સાથે રાખે તો ઉપલાં અનિષ્ટો દૂર થાય, અને ધંધાઓ આપોઆપ બંધ થાય. છતાં અકસ્માત બને તો ખેડૂત પણ જેમ આકાશી વૃત્તિપર જીવી દુષ્કાળ સહી લે છે તેમ તે પણ તેટલું સહી લે. વીમા કંપનીને લીધે વેપારી બેદરકાર બને છે અને તે કંપનીઓ ઘરનું કશુંજ આપી દેતી નથી (વધુ પ્રિમિયમ લઈ તેમાંથી પોતાનું ખર્ચ કાઢી લઈ બાને આપે છે) એટલે તેમની જરૂર નથી. સમાજ પોતેજ પોતાના ભાંડુ વધુ મુશ્કેલીમા મૂકાયાં હોય તો તેવે વખતે મદદ કરે. આગળ આવું હતું જ.

(૬) શક્તિ કરતાં વધુ ખર્ચ કરનાર ઉડાઉગીરને ઉધારે ચીજ આપવાનો ધંધો ન કરે.

આ પરથી મહાબ્બાજ, સટ્ટો, મહાયંત્ર, મહાનફાખોરી, એ જે આજના વ્યાપાર જગતનાં મહાન દૂષણો છે તે આપોઆપ બંધ થઈ જાય છે. ખેડૂતની ખેતીની જમીન મંડાવવી કે તેમના કૃષિસાધન લેણામાં લેવાં તે ધંધો પણ આદર્શ વ્યાપારીએ હરામ ગણવો જોઇએ. આમ થવાથી આજનો આર્થિક ગૂંચવાડો મોટે ભાગે દૂર થશે. "હું સમાજના માટે વ્યવસાયકર' જો સ્વાર્થને બદલે નિસ્વાર્થતા લાવી સ્વાર્થનો પરમાર્થ થશે તો ખોટી ભાવના આપોઆપ-તૂટી પડશે. આ રીતે જોતાં શ્રમના ત્રણ પ્રકાર કરી શકાય. (૧) હૃદયનોશ્રમ (૨) કાયિકશ્રમ (૩) બૌદ્ધિકશ્રમ. ગીતામાં તેને ભક્તિયોગ, કર્મયોગ, અને જ્ઞાનયોગ કહેવાય છે. આ ત્રણેનો સમન્વય સાધવો એ આજની મુખ્ય જરુરિયાત છે.

### જુદા જુદા ધંધાઓનો ખ્યાલ

"गृहिणी गृहमुच्यते'—ઘર કોનું ! સ્ત્રીનું. મતલબકે ઘરના સંબંધમાં વધુ કાર્ય એ કરી શકે છે. માટે તે કાર્યમાં તેને સ્વતંત્રતા મળવી જોઇએ. તેમ સેવાના ક્ષેત્ર માટે અને સંયમ માટે પણ સ્વતંત્રતા

પ્રથમ તે મહાન વૈજ્ઞાનિક! જેણે તદ્દન વણમૂલી ગણાતી છતાં આપણને માતાના ધાવણ જેવી માટીમાંથી શરુઆતમાંજ કેવી અદ્‌ભુત તાવડી, ઘડો, નળિયાં, ઈંટો, વગેરે આપી. સુતારે વનનાં કાષ્ઠમાંથી સુંદર ઓજાર આપ્યાં નહિ તો ખેતી કેમ થાત? ઘર કેમ બનત? એ સુતારને વિશ્વકર્મા કહેવાતો. ખેડૂતે ખાવાનું આપ્યું એટલે તે જગતપાલક. મનુષ્યોનું રક્ષણ કરનાર રાજા તો નરપાલ પણ આતો જગતપાલ. વણકર અને ચમારે કપડાં-જોડાં આપ્યાં માટે મહત્તર. આ બધાં વસવાયાં આપણને વસાવનાર. આમ આપણા એકેએક ધંધામાં ધર્મદૃષ્ટિ સમાએલી હતી. આ વસવાયાને પૈસાની પડીજ નહોતી. પણ તેમનું માન સારના સમાજમાં ખૂબ હતું. જુઓને લગ્નમંડપમાં ચોરી પ્રથમ. એટલે પ્રજાપતિ પહેલા, અને તેથીય પહેલા ચાક વધાવા જવાની ક્રિયા. એકેએક સાધનમાં તેની યાદી. એ વસવાયાંને પૂજન રાજી કરવાની દૃષ્ટિ હતી. આજે પણ ગામડામાં આ દૃષ્ટિ રડીખડી પણ રહી ગઈ છે. વસવાયાને તેઓ રીઝવવા બનતું કરે છે. જોકે વસવાયામાં પણ ધનલક્ષી પણુંજ આવી ગયું છે. વાળંદને દિક્ષા વખતે લાખો સોનૈયા કર્તવ્ય પરાયણતાની કદર તરીકે અપાતા. એ ઉલ્લેખ જૈનશાસ્ત્રોમાં આવે છે.

સૌ પોતપોતાનાં કર્તવ્યો બજાવતા અને એ કર્તવ્યની તન, મન, અને સાધનથી માનભેર કદર પણ થતી. વહેંચણી અને બચતની ગોઠવણી કુદરતીજ થતી. એક બીજાના ધંધા ઉપર એક બીજા તરાપ મારતા નહિ.

## મહાયંત્રોનો વિરોધ.

**ધંધાદારીઓ જતનનું :— જૈનસૂત્રોનાં પ્રમાણોદ્વારા.**

જૈનસૂત્રોમાં સાતમા વ્રતમાં પંદર કર્માદાન બતાવ્યાં છે. તેમાં લુહારકર્મ, સુતારકર્મ, આદિનો નિષેધ છે. તેમાંથી હું એ અર્થ કાઢું છું કે સુતાર-લુહાર વગેરે વસવાયાંના ધંધાપર કોઈ તરાપ ન મારે! અલબત્ત લાખ, દાંત, કેશ વગેરેના વેપારનો નિષેધ બતાવવામાં બીજા જીવોની દયા વગેરેની દૃષ્ટિ છે જ. પણ અનાજ દૂધ વગેરેનો નિષેધ નથી. કારણ કે તે અનિવાર્ય ધંધા છે. હું તો આજે એમ માનું છું કે વિવેકી—પછી તે જૈન હોકે ઈતર ધર્મી હો—તેનું કૃષિકાર્ય જો તે કેવળ સ્વાર્થદૃષ્ટિ ન રાખતાં કરે તો ધન્યવાદને પાત્ર છે. તેથી જીવદયાની દૃષ્ટિએ પણ ફાયદો થાય. અને કૃષિકારોને મૂડી તથા બુદ્ધિની ઉણપ પડે છે તે પણ પૂરાય છે. કૃષિકાર ઉપર તરાપ નાખવા નહિ પણ ટેકો આપવા આ કાર્ય વિવેકી ગૃહસ્થે પણ કરવુંજ ઘટે. બાકી કૃષિમાં પાપ ને યંત્રમાં—મહાયંત્રમાં—નહિ એતો મહાન અનર્થ છે જ. પાણીના ટીપામાં કાળજી રાખનાર એક જૈન મિલોના યંત્રો—મહાયંત્રમાં ટેકો આપે, મોટરસ્ટો કરે, મહાવ્યાજ લે, મોટી નફાખોરી કરે, આ બધું કેવળ માનસિક મહાન આસક્તિજ સૂચવે છે. અને તે મહારંભ એટલે મહાન હિંસાનું કારણ છે. પછી ભલે તે ધર્મની રૂઢિને ચુસ્ત પણે માનતો હોય. બે હજાર માણસ યંત્રદ્વારા એક લાખ માણસનું કામ કરે છે. આથી ૯૮ હજારનો બોજો ઓછો

સામે પૈસો-પણ બચે. દક્ષિણમાં ઘંટીનો અને મશીનનો લોટ બે (જુદા) ભાવે વેચાય છે. આમ ગૃહોદ્યોગ, કાંતવું,-વણવું વગેરે,-ગ્રામદ્યોગ અને કાગળ ચામડું વગેરે રાષ્ટ્રોદ્યોગ વિકસે તો સર્વદૃષ્ટિએ લાભજ થાય. મેં અમદાવાદમાં જવાહરનગરમાં-એક કુટુંબ જોયું. સ્ત્રીપુરુષ, સસરો સાસુ, બેનભાઈ, સૌએ કામો-વહેંચી લીધેલાં. સમયપર ઘોવું, બાગાયત કરવી, કાંતવું, પાણી ભરવું, સ્વચ્છતા રાખવી, રાંધવું વગેરે સૌ સૌના વારા. પ્રાર્થનામાં નિયમિતના સાદી રહેણી. કરણી. જાણે નાનો સરખો ધર્મદૃષ્ટિવાળો સમાજવાદ! સરખાવો! મોટર અને ગાડાની મુસાફરી કરી આવેલાની સરખામણી કરો અને તમને માલુમ પડશે કે મોટરની-મુસાફરી કરી આવેલાના મોઢા ઉપર રઘવાટ, ચિંતા, ઉતાવળ વગેરે કેટલાં છે? જ્યારે ગાડાની મુસાફરીવાળો નિરાંતે આનંદથી દુહા લલકારતો આવ્યો હશે, એટલે ખુશમિજાજ હશે. આમ મહાયંત્ર અને (ગાડાને સામાન્યયંત્ર ગણીએ તો) સામાન્યયંત્ર વચ્ચે આટલું અંતર છે. અને પગપાળા પ્રવાસીની તો મોજ કોઈ ઓરજ છે! ઘણાં વ્યસનોનું નિમિત્ત પણ યંત્રોજ બન્યાં છે. શહેરની મિલોના યંત્રપરના શ્રમજીવીઓ કમાવા છતાં એમનો ભોગ બની વ્યાજખોર લોકોના કેટલા ત્રાસ વેઠે છે!

### મૂડી-બુદ્ધિ અને શ્રમનાં મૂલ્ય

શ્રમ, બુદ્ધિ અને મૂડી એ ત્રણ વિના કોઈ કાર્ય ચાલી શકે નહિ. મનુષ્ય માત્રમાં આ છે. હોવાં જોઈએ,-ભલે કોઈમાં એ વિશિષ્ટ તત્ત્વ હોય. પણ મજૂરીની કિંમત કે જે પહેલે નંબરે આવવી જોઈએ તેને બદલે તે છેલ્લે નંબરે ગઈ, અને મૂડી કે જે છેલ્લે નંબરે જવી જોઈએ તે પહેલે નંબરે થઈ. આ ભૂલ જવીજ જોઈએ.

### શ્રમજીવીની દશાતો જુઓ!—

એક દાતણવાળીનાં દાતણ લેવાં હોય તો તેમાં પણ કસવાની ટેવ. શાક લેવા જતાં ત્યાંથી પણ સહેજ વધારે ભેળવો રાજી થવાની ટેવ. પણ જ્યાં મુંબઈમાં "વ્હાઈટ વે લેડલો" જેવી ભભકાદાર દુકાને જાય ત્યાં ગમે તેટલી વધારે કિંમત લખી હોય પણ આપી જ દેવાય. મૂડીદારને કસાય નહિ. એની ત્રુટીઓ સામે આંખ મિચાય. એટલુંજ નહિ પણ ધર્મસ્તંભ ગણાતી સંસ્થા પણ મૂડીદાર ઉપર ઉદાર બને. તેની પીઠ થાબડે શુદ્ર અને શ્રમજીવી વૈશ્ય રૂપી ઘોડા પર ચાબુક મરાય તે પણ ધર્મ માની લે. ઉપરાંત ગિરનારના ડુંગર ઉપર માથે પોટલું લઈ મહા મહેનતે અનાજ પૂરું પાડે તે શ્રમજીવી હલકો અને ડોળીમાં યાત્રાળુની કાયા મૂકનાર ઉચો! ગાદી ઉપર બેસી હુકમ કરનાર છતે પગે પાંગળો તે ઉચો. અને પરસેવો પાડનાર હલકો. આવાં ઊલટાં મૂલ્યાંકન સુધારવાંજ જોઈએ ના? બુદ્ધિજીવીએ પણ ધનદાસત્વ તજવું જોઈશે. આ બધું સાચો ધર્મજ કરશે.

જુઓ! ગુહે રામચંદ્રજીને નાવડીમાં બેસાડી પાર ઉતાર્યા. આ કર્તવ્ય પરાયણતા અને શુદ્ધ પ્રેમ જોઈ રામ તેને ભેટી પડયા. ગુહ તો ચાંડાળ હતો રામ જાણે આને શું આપી દઉં! કેવી કૃતજ્ઞતા-કેટલો પ્રેમ ભાવ! આ રામાયણ પ્રસંગ વાચનાર-ઝડમારી સ્વચ્છ શેરી રાખનારને કેમ ભેટી ન શકે? શહેરના

ફરજ છે. તો પછી અમુક કાળ માટે આપવી ને પાછી લેવાની શરતે આપવી એમાં પાડ શાનો? અને પાછું શાબ્દિક પાડજ નહિ પણ ધનનું વ્યાજ લેવું એ તે કયાંની માનવતા? માટે પ્રાથમિક કક્ષાના સાધકોને સગ્રહની જે છૂટ છે તે સંગ્રહ વધારવાની દષ્ટિથી નહિ પણ સાધનની–જરુરિયાતનાં સાધનની–અપેક્ષાએ જ છે. તેનું દાન પણ પોતાના જરુરિયાતના સંયમની દષ્ટિએ છે. માટે જ તેદાન ઉત્તમ છે. માટે તેણે પણ વ્યાજત્યાગ કરવોજ રહ્યો છે.

## વ્યાજનાં અનિષ્ટ પરિણામો

(૧) આમ વ્યાજની પ્રથાથી સંગ્રહવૃત્તિને વેગ મળે છે. એ એકજ નહિ પણ બીજાં અનિષ્ટો આ પ્રમાણે છે :—

(૨) કશા પણ પરિશ્રમ વિના હરામનું અનાજ પેટમાં જવાથી દુર્વ્યસનો અને દુષણો વધે છે.

(૩) માનવ જાતપર નાહકનો બોજો વધે છે. એક રૂપિયાનું ચક્રવૃદ્ધિ વ્યાજ ગણીએ તો એક રૂપિયાના સો વર્ષે લાખ રૂપિયા થાય છે. એટલે કે તેણે આ નવાણું હજાર નવસો નવાણું નો બોજો માનવ જાતપર પાડયો અને આ બોજો પ્રાય: શ્રમજીવીપર જ પડે છે. એટલે શ્રમજીવી જાત ચગદાઈ જાય છે. આ ચગદામણને લીધે તેને પોતાનો સામાજિક દરજ્જો જાળવવા માટે અને પોતાના ગણાતાનું પાલન પોષણ કરતાં શરીરશ્રમ ઉપરાંત મન, બુદ્ધિ અને આત્માને પણ એટલાં તો રોકી રાખવાં પડે કે તે આ ઋણ ચૂકવવામાંથી જ ઉંચો નથી આવતો. તો પછી તેના ઉપરનું તે વિશ્વઋણ (વિશ્વમાં માનવ તરીકે જન્મ્યો માટે પરોપકાર દ્વારા વિશ્વઋણ ચૂકવવું જોઇએ) અને કર્મઋણ તો કયાંથી ચૂકવી શકે?

(૪) સચેતન પદાર્થમાંથીજ વૃદ્ધિ થાય એ કુદરતનું મહાસૂત્ર છે. જૈનસૂત્રમાં સજીવનું વર્ધન એ પણ એક લક્ષણ બતાવ્યું છે. જ્યારે નાણું જડ છે. તે પણ વર્ધન પામે એટલે કુદરતની વિરૂદ્ધતા થાય છે. માનવજાત વચ્ચે પરસ્પર સહકારનો સદ્‌ગુણ લોપાઈ માનવી એકલપેટો ને અધીરો બને છે.

(૫) માનવીની કુદરતી શ્રમશકિત બુઠ્ઠી થાય છે અને " કર્માનુસારીણિ. " બુદ્ધિ ન રહેવાથી તે બુદ્ધિ પણ વિકાસને બદલે પતનનો પંથ પકડે છે. આવો બુદ્ધિમાન પતિત પોતે પડે છે અને સમાજ તથા ધર્મસંસ્થાને પણ હાનિ પહોંચાડે છે. આ પાંચમાં બીજાં અનેક અનિષ્ટો કલ્પી શકાશે.

## વ્યાજત્યાગના લાભો

એક ઇમારતી લાકડાવાળા શેઠ ગુલામહુસેન અબ્દુલકાદર ચુસ્ત ઈસ્લામી હતા. ચુસ્ત ઈસ્લામી એટલે માત્ર નિમાજ પઢનાર જ નહિ પણ નિમાજ પઢવા કરતાં વિશેષે એનો અમલ કરનાર જ હતા માટે જ હું સાચા અર્થમાં એમને ચુસ્ત ઈસ્લામી કહુછું. તેઓ વ્યાજ ન લેતા. વ્યાજને બદલે કોઈ સુખડી લે છે તે પણ તેઓ ન લેતા.

'મને તો આનું એક સુંદર પરિણામ એ લાગ્યું કે તેઓ સતત શ્રમજીવી રહ્યા. એમનાં બાળકો પણ જો તેઓ શ્રમજીવી ન હોત અને વ્યાજથી રકમ મળતી હોત તો વધુ ને વધુ વિલાસ તરફજ દળત.

ૐ મૈયા

## રાત્રિભોજન ત્યાગ

(મુખ્ય મુદ્દાઓ)

(૧) દિન અને રાત્રિ વચ્ચેનું અંતર
(૨) પંખી અને રાત્રિ.
(૩) રાત્રિભોજન ત્યાગ જીવ જંતુની દૃષ્ટિએ.
(૪) રાત્રિભોજન ત્યાગ આરામની દૃષ્ટિએ.
(૫) રાત્રિભોજન ત્યાગ વૈદકીય દૃષ્ટિએ.
(૬) રાત્રિભોજન ત્યાગ ધધાધાપાની દૃષ્ટિએ.
(૭) રાત્રિભોજન ત્યાગ આધ્યાત્મિક ખોરાકની દૃષ્ટિએ.
(૮) ખેડૂત, વિદેશની ભૌગોલિક સ્થિતિ વગેરે દૃષ્ટિએ આ વ્રતની મર્યાદા.

## રાત્રિભોજન ત્યાગ [ સત્તરમું પ્રવચન ]

વિશ્વવાત્સલ્ય ચિંતકવર્ગનાં માતાઓ અને ભાઈઓ !

આજે વર્ગનું આ છેલ્લું પ્રવચન છે. આવતી કાલે ઉપસંહાર રૂપે બધા વ્યાખ્યાનોનો સાર કહેવાશે.

તમે જાણો છો કે વિશ્વવાત્સલ્ય એ સાધ્ય છે. સત્યએ સાધ્ય છે. બ્રહ્મચર્ય અંગે કહેવાયું તે સાધકની પાત્રતા અંગે છે. સાધક એટલે સાધ્ય મેળવવા ઇચ્છે છે તેવી ભૂમિકાવાળો. આવા સાધકને સાધ્ય પ્રતિ જવા માટે સાધન તો જોઈએજ. તે સાધન માટે માલિકીહક્ક મર્યાદા. વ્યવસાય-મર્યાદા વ્યાજત્યાગ વગેરે કહેવાયું છે.

આ રાત્રિભોજન ત્યાગ એ વ્રત બ્રહ્મચર્ય અને માલિકીહક્ક મર્યાદા એ બન્ને મુખ્ય વ્રતને મદદ કર્તા છે. મારી હવે ટોલ્સ્ટોયનાં વચનો કહું તો બીજાની સેવા કરવા નીકળે તે પહેલાં જેની ઉપર તું બેઠો છું તેના ઉપરથી ઉતરીજા નહિ તો સેવા કરવાને બદલે બોજારૂપ થઈ પડીશ. કુસેવા કરીશ. આ ઉપરથી સાધક અને સાધન બન્નેની વિચારણા પ્રથમ કરવી જરુરી છે. એક માણસ ઘોડા પર બેસીને જતો હોય અને પછી બીજાનો બોજો લઈને ભલેને પોતાના માથા ઉપર મૂકે, તો પણ તે વજનતો ઘોડાને માથે જ પડવાનું છે. બીજાનો બોજો લેના ઇચ્છનારે પ્રથમ તો જે ઘોડા ઉપર તે બેઠો છે ત્યાથી ઉતરી જવુ જોઈએ. પછી એ બીજાનો બોજો પોતે નહિ લે ને ઘોડા ઉપર મૂકશે તો પણ ઘોડાને વધુ ભાર નહિ લાગે અને જો પોતેજ તેટલો બોજો નીચે ચાલીને લઈ લેશે તો ઘોડાને પણ પૂર્ણ રાહત મળશે. પ્રથમ તો દરેક સેવકે જાણી લેવું જોઈએ કે બીજાને ઉપયોગી થાઉં એ બીજી વાત છે, પરંતુ પોતે તો કોઈને બોજારૂપ નથીને ?

આજ નિયમે દા. ત. એક માણસને એવી ઈચ્છા થઇ કે, હું સંસ્થા ચલાવવા માટે દાન કરું. સેવા કરું. પરંતુ જો તે બીજેથી અનીતિનું લેતો હશે તો તેને દાન નહિ કહી શકાય. એનો બીજેથી પડાવીને વાપરે છે. પણ રૂ. લાવીને ૫-૧૦ રૂ. આપે તેને દાન કેવી રીતે કહી શકાય? ૨ણુ રૂ. આપીને

જેવો રસ ટપકતો નથી આથી તે માતા તરતજ તેની પાસે આવીને નિરાશ હૃદયે આમ બોલતી બોલતી રડી પડે છેઃ—

" રસહીન ધારા થઈ કાં દયાહીન થયો નૃપ;
નહિ તો ના બને આવું કહી માતા રડી પડી. "

રાજા આ સાંભળી ચમકે છે. કૃષિકાર માતાના હૃદયની સરળતા અને સત્ય તેને પણ રડાવે છે, અને તે પોતાની ભૂલ કબૂલ કરીને સુધારે છે. વીઘોટી વધારવાનો વિચાર માંડી વાળે છે અને કહે છે કે "સુખી થાજો." માતા ફરી રસનો પ્યાલો ભરવા જાય છે ને તરતજ પહેલાંની માફક શેરડીમાંથી સેર છૂટે છે. પ્યાલો ભરાઈ જાય છે. બરકત-તે આનું નામ. બરકતની પાછળ, સરળતા સત્ય, અને નીતિ વગેરેનો ભવ્ય ભાવ ભરેલો છે. આ બરકત ખોવાઈ છે. માટે જૈન પ્રતિક્રમણ વિધિમાં કહેવાય છે તેમ ગયા કાળનું પ્રતિક્રમણ, વર્તમાન કાળનો સંવર અને ભવિષ્ય કાળનાં પચ્ચખાણ કરવાં જોઇએ એટલે કે આજ સુધીની અનીતિની કમાણીને જ્યાંથી તે પાપ કરી મેળવ્યું હોય, ત્યાં પાછી આપવી જોઇએ. હવેથી પાપ કમાઈ ન લેવી જોઇએ અને વર્તમાન કાળે કરાતા વ્યવસાયમાં નીતિ છે કે કેમ ? તે વિચારવું જોઇએ. હવે રાત્રિભોજન વ્રત વિષય પર આવું.—

## રાત્રિ અને દિવસ વચ્ચેનું અંતર

સૂર્યનાં પ્રકાશનાં કિરણોથીજ માનવજાત અને સૃષ્ટી જીવંત રહી શકે છે. સૂર્યના પ્રકાશ વગર જીવવું અશક્ય થઈ પડે છે. અકાળે વાદળથી સૂર્યના કિરણો ઢંકાવાથી પણ ચિત્ત ઉપર જબરી અસર પડે છે. હિંદ સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો છે. એટલે દિવસ રાત્રિના સમયમાં લાંબો ફેરફાર થતો નથી.

દિવસના ભાગમાં મુખ્યત્વે વેપાર, ખેતી, વગેરે અનેક પ્રકારના વ્યવસાયો કરવાના હોય છે. અને એ વ્યવસાયોમાંથી રાત્રિએ નિવૃત્ત થવાનું હોય છે. મતલબકે દિવસ કામને માટે છે. રાત્રિ આરામને માટે છે. એટલા માટેજ કહ્યું છે કે :—

" રાત્રે નિદ્રા દહાડે કામ, ક્યારે ભજશું સીતારામ. "

પ્રવૃત્તિ અને નિવૃત્તિ જીવનમાં ઓતપ્રોત થયેલીજ છે. મતલબકે પ્રવૃત્તિ અને નિવૃત્તિ વિશ્વક્રિયામાં તાણાવાણાની જેમ છે. આકાશમાં રાત્રિએ ચંદ્ર તારા વગેરેનું સામ્રાજ્ય હોય છે. દિવસે સૂર્યમાં એ તારા ચંદ્ર વગેરે ડૂબી ગયા હોય એમ લાગે છે.

## પંખી અને રાત્રિ

રાત્રિએ શીતળતાનો મંદમંદ વાયુ લહરી રહ્યો હોય છે. પંખીઓ પોતપોતાના માળામાં આવી રહ્યાં હોય છે. જોકે વાગોળ ચામચીડીયું અને ઘુવડનો અપવાદ છે. તે રાત્રે પર્યટને નીકળે છે ને સૂર્યોદય પહેલાં પોતાના માળામાં આવીને જંપી જાય છે. પણ સામાન્ય રીતે પંખીઓ દિવસના ભાગમાંજ પોતાની પ્રવૃત્તિઓ આટોપી લે છે. અને રાત્રિ પહેલાં કુદરતી રીતેજ માળામાં આવી ભરાઈ જાય છે. પક્ષીઓની આ નૈસર્ગિક આદત પણ આપણે માટે રાત્રિભોજન નિષેધની સૂચક છે.

નહિ. જ્યારે વહેલા જમવાથી સાંજના હરવા ફરવાનું મળે છે. આરોગ્ય સારું રહે છે. સમય બચે છે અને બીજે દિવસે નિયમિત પોતાનું કામ ચાલુ કરી શકાય છે. આમ અનેકવિધ ફાયદાઓ રાત્રિ પહેલાં જમી લેવાથી થાય છે.

તમોને હું મારોજ અનુભવ કહું—જ્યારે હું મુબઈમાં દાદરમાં રહેતો ને ભાયખલા કામ કરવા જતો. દિવસે વહેલો જમતો તેથી કામ આટોપીને તરતજ જતો અને મને ઠીકઠીક સમય અને આરામ મળતો.

## રાત્રિભોજન ત્યાગ ધંધાની દષ્ટિએ

આવીજ રીતે જો દુકાનનો મુખ્ય માણસ વહેલો જમતો હશે તો તેના પરિણામે દુકાન વહેલી બંધ કરી દેવામાં આવે તો સાથી ગુમાસ્તાઓને ઠીકઠીક રાહત મળે. માત્ર દૈનિકજ કામ કરવાનું હોય તો અમુક કલાક મર્યાદિત કુદરતીજ થઈ જાય એટલે કામ ઘણું થાય અને ગોંધાઈ ઓછું રહેવું પડે. ગુમાસ્તા કાયદાની જરુરજ ન પડે. રાત્રે કામ કરવા આવનારનું મન ઉત્સાહ જનક કાર્ય ભાગેજ આપે છે તેથી કામમા મણ એવોજ ભલીવાર આવે છે. દુકાન મોડીરાતસુધી ઉઘાડી રાખવામાં આવે તો નીચેના કામ કરનારા માણસો લોથપોથ થઈ જાય છે. જોઇએ તેવો આરામ મળતો નથી, અને સવારમાં પણ ગઇ રાતના થાકથી સ્ફૂર્તિ તાકાત બરાબર ન રહેવાથી એકંદરે તો એ દુકાન-પેઢીનેજ નુકશાન થાય છે. દિવાને વીજળી આપી તો એનો દુરૂપયોગ થવા માંડયો એ દિશા તરફ શહેરો ખુબ વળ્યાં છે. અાખી રાતને દિવસ પ્રવૃત્તિ જોવા મળે છે. પછી મોડી રાતે તળાઇમાં આમથી તેમ આળોટે તો પણ તેને ઉંઘ નથી આવતી. ધમાલિયુ જીવન થઇ ગયુ છે. ડોકટરોના ડોઝ એતો સામાન્ય થઇ પડયા છે જ્યારે રાત્રિભોજન ત્યાગ પછી આરામ સહેજે મળે છેઃ નવરાશ મળે છે. પોતાના સાથીદારો કે નીચેના માણસને છૂટ મળ છે જ્યારે ધમાલિયા શહેરમા આરામ મળતો નથી સૂર્યાસ્ત થયા પછી શેઠે પોતાના ગુમાસ્તાઓને છૂટા કરીજ દેવા જોઇએ. જેથી પછીના સમયમા વળતા દિવસની સ્ફૂર્તિ અને તાકાત તેઓ મેળવી લે.

## કૌટુંબિક સ્નેહ માટેનો સમય અને રાત્રિભોજન ત્યાગ

આપણુ જીવન આજે જુદાજ માર્ગે વળી રહ્યું છે. કુટુબ સાથેનો પ્રેમ કેળવાતો નથી ફુરસદ મળે તોને ? આજે તો ધન એજ કૌટુંબિક પ્રેમ અને દવા એજ તબીયત આમ બની ગયું છે પૂર્વે જ્યારે સાંજે વહેલુ ભોજન કરીને હરતા ફરતા, કુટુંબ સાથેના માણસો સાથે મળવાનો-વાતચીતનો સમય મળતો ડોસીએ બાળકોને વાર્તાદ્વારા સંસ્કાર પાતા. કુટુંબના ફેસલાઓ પતાવતાં મગજમા બોજો હળવો રહેતો કેવો એ રસ ભર્યો કૌટુંબિક સ્નેહ !

## રાત્રિભોજન ત્યાગ આધ્યાત્મિક ખોરાકની દષ્ટિએ

જ્યારે આપણે શારીરિક હાર્દિક ને બૌદ્ધિક ત્રણે પ્રકારના ખોરાક મેળવીને આધ્યાત્મિક યોગ મેળવવા રાત્રિભોજન ત્યાગીને સૂર્યાસ્ત પછી તુરત ને પ્રભાતે પ્રભુ પ્રાર્થના કરીએ, ને પછી જ્ઞાન ચર્ચા સ્વાધ્યાય કરીએ તો તે માટેનો સમય રહે છે રાત્રે પહોર બાદ પ્રા. મૌન સેવવુ વાણીનો સંગ્રહ કરવો જેથી વખતે નિયમે

બત્તી ન કરે તે રાત્રે ભોજન તો કેમ કરે ! પરંતુ- આજે તો ખાસ કરીને વીજળીબત્તીવાળા મકાનમાં રહેતા નાના બાળકોને આટલી નાની ઉમ્મરે પણ ચશ્મા ! નવાઈ લાગે છે. પૂર્વના વડવાઓ તો રાત્રે દીવો જરૂર પૂરતોજ વાપરતા. જ્યારે આજે તો ફટ દઇને ચાંપ દબાવી કે બત્તી ! રાત્રે ખાવાનું, વાંચવાનું, ભણવાનું, ગમ્મતો કરવાની ! કહો બાકી શું રહ્યું ?

ભીલો આજે કુદરતી જીવન જીવી રહ્યા છે અને તેથીજ તેઓમાં આંખનું તેજ વધારે રહેલું છે. આપણે પણ જ્ઞાનમય જીવન જીવીએ-કુદરતમય જીવન જીવીએ, તો આપણી મન-તનની તંદુરસ્તી તેનાથી કદાચ વધુ સુંદર બનશે.

જો કે આજે તો પેટ્રોલ અને વીજળીના દીવાઓ ઉપર કામ સંજોગોએજ મૂકીને ચેતવણી આપી છે. તેનો ઉપયોગ કરતાં શીખી લેજો વિજ્ઞાન ઉપયોગ અર્થે બને તો ધર્મ છે. ઉપભોગાર્થે બને તો ધર્મ મટી જાય છે. તે ઉપર કહેવાઇજ ગયું છે. છતાં પુનરુક્તિથી કહું કે-ખેડૂત અને વિદેશીઓ માટે કદાચ પરિસ્થિતિને લીધે આ વ્રત અશક્ય થઇ પડે તો તેમાં મર્યાદિત છૂટને અવકાશ છેજ.

આમ રાત્રિભોજન ત્યાગના ફાયદાઓ ઘણા છે. આધ્યાત્મિક દષ્ટિએ, ધાર્મિક દષ્ટિએ, વૈજ્ઞાનિક દષ્ટિએ, શારીરિક દષ્ટિએ, એમ અનેક રીતે છે. માટે જેમ બને તેમ તે શક્ય બનાવવા પ્રયત્ન કરશો તો બ્રહ્મચર્ય વ્રતને વેગ મળશે તથા માલિકીહુક્ક મર્યાદા વ્રતમાં પણ મદદ મળશે.

॥ ॐ સર્વત્ર શાંતિ વિસ્તરો ॥

" સંતબાલ "



| પૃષ્ટ | લાઈન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૫ | જવાબદારી | જવાબદારીનું |
| ૧૭ | ૯ | ઉજાવતો | ઉજવાતો |
| ૧૭ | ૧૨ | આશ્રમવસી ઓને | આશ્રમવાસી ઓનો |
| ૧૭ | ૧૩ | જયતનો | જયંતનો |
| ૧૭ | ૧૪ | સેવાક્ષેત્રથી | સેવાક્ષેત્રનું |
| ૧૭ | ૧૬ | સેવક્ષેત્રની | સેવાક્ષેત્રની |
| ૧૭ | ૧૭ | થોડજ | થોડાજ |
| ૧૭ | ૧૭ | તેમનાં | તેમના |
| ૧૭ | ૧૮ | માતા | મામા |
| ૧૭ | ૧૮ | એમનમાં | એમનામાં |
| ૧૭ | ૧૮ | એછી | ઓછી |
| ૧૭ | ૧૯ | એજો | બોજો |
| ૧૭ | ૨૦ | આત્મોનતિમાં | આત્મોન્નતિમાં |
| ૧૭ | ૨૬ | બાળકવત | બાળકવત્ |
| ૧૯ | ૨ | વૃત | વ્રત |
| ૧૯ | ૧૦ | એકદરે | એકંદરે |
| ૧૯ | ૧૮ | કાયને | કાર્યને |
| ૨૦ | ૧૨ | વગની | વર્ગની |
| ૨૦ | ૧૪ | પોતને | પોતાને |
| ૨૦ | ૧૭ | હાદ | હાદ |
| ૨૦ | ૧૭ | બચુભાઈમાંતો | બચુભાઈમાતો |
| ૨૦ | ૧૯ | સોથી | સૌથી |
| ૨૦ | ૨૪ | લઘુ | લીધુ |
| ૨૦ | ૨૭ | અગે | અંગે |
| ૨૦ | ૨૮ | વર્ગ | વર્ગનો |
| ૨૧ | ઉપલેથી બીજી | વખાયેલી | લખાયેલી |
| ૨૨ | ૨ | ભવના | ભાવના |
| ૨૨ | ૧૩ | પ્રયન | પ્રવચન |
| ૨૨ | ૧૫ | શાંતિજાળવે ? | શાન્તિજાળવે ! |
| ૨૨ | ૨૦ | આપણુંમાં | આપણામા |
| ૨૩ | ૨ | બચ્ચાની | બચ્ચાંની |
| ૨૩ | ૬ | દુર | દૂર |
| ૨૩ | ૧૬ | સ્થિતિ | સ્થિતિ |
| ૨૩ | ૧૫ | — | પ્રાકૃતિક |
| ૨૩ | ૧૯ | કયુ | કર્યું |
| ૨૩ | ૨૧ | — | કરીને |
| ૨૫ | ૫ | ચોવિશી | ચોવીસી |
| ૨૪ | ૬ | સનાતનની | સનાતની |
| ૨૪ | ૧૦ | સેકહેન્ડ | શેકહેન્ડ |
| ૨૪ | ૧૨ | નિણ્ય | નિર્ણય |
| ૨૪ | ૨૦ | ઘટત | ઘટિત |
| ૨૫ | ૫ | શોધતું | શોધવુ |
| ૨૫ | ૧૪ | અનુકુળ | અનૂકુળ |
| ૨૫ | ૧૭ | ખાસીયતોનો | ખાસિયતોનો |
| ૨૫ | ૨૦ | જૂનીને | જૂનીનો |
| ૨૫ | ૨૫ | માન્યતાએની | માન્યતાઓની |
| ૨૫ | ઉપલેથી બીજી | અન | અને |
| ૨૬ | ૧ | વરસદ | વરસાદ |
| ૨૬ | ૨ | — | એવીજ |
| ૨૬ | ૫ | જીવનમા | જીવનમાં |
| ૨૬ | ૬ | જૂનને | જૂનાને |
| ૨૬ | ૮ | વિશ્વસની | વિશ્વાસની |
| ૨૬ | ૯ | સંપણું | સંપૂર્ણ |
| ૨૬ | ૧૨ | રાજચંદ્રે | રાજચંદ્રે |
| ૨૬ | ૨૦ | ક્ષેત્રવશુદ્ધિ | ક્ષેત્રવિશુદ્ધિ |
| ૨૬ | ૨૩ | — | બેમે |
| ૨૭ | ૧ | મટે | માટે |
| ૨૭ | ૪ | અવિનાસી | અવિનાશી |
| ૨૭ | ૫ | તત્વોને | તત્ત્વોને |
| ૨૭ | ૭ | પાળે છે | પળાય છે |
| ૨૭ | ૮ | જાપની | જાપાની |
| ૨૭ | ૧૪ | મિલમલેકાને | મિલમાલિકાને |
| ૨૭ | ૧૯ | — | ઉપેડવો |
| ૨૭ | ૧૯ | ફેકી | ફેંકી |
| ૨૮ | ૧૫ | अहिसा | अहिंसा |
| ૨૮ | ૧૭ | પરિવર્તન | પરિવર્તન |
| ૨૮ | ૨૦ | અનુસરીને | અનુસરીને |

| પૃષ્ઠ | લાઈન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૩ | ૨૯ | દીલ | દિલ |
| ૪૪ | ૧ | સુણ્યા | સૂણ્યા |
| ,, | ૨ | ઉંડું | ઊંડું |
| ,, | ૯ | શિષ્યોને | શિષ્યોએ |
| ,, | ૧૧ | સુશ્રુષા | શુશ્રષા |
| ,, | ૨૬ | સો | સો |
| , | ૨૭ | ચેતત | ચેતન |
| ૪૫ | ૧૩ | જાતિય | જાતીય |
| ,, | ૧૯ | ઐકિશર | ઐકેશર |
| ,, | ૨૪ | આંતરીક | આતરિક |
| ,, | ૨૪ | ગ્રંથીની | ગ્રંથિની |
| ,, | ૨૫ | અશુક | અમુક |
| ,, | ૨૬ | વિર્ય | વીર્ય |
| ૪૬ | ૧ | આપણો | આપણે |
| ,, | ૧૪ | સીનોર્મ | ( સી વોર્મ ) |
| ,, | ૧૬ | માથું | માથુ |
| ,, | ૨૯ | માનસાજાતા, સ્તેષા | માનસા જાતા સ્તેષા |
| ,, | ૨૯ | ધર્મિ | ધર્મા |
| ૪૭ | ૨૮ | કેકનો | કે કનો |
| ,, | ૨૮ | થાથ | થાય |
| ૪૮ | ૬ | જાયું | જોયુ |
| ૪૯ | ૧૪ | ઉચ્ચ નિચનો | ઊંચનીચનો |
| ,, | ૧૫ | બગકને | બાળકને |
| ,, | ૧૯ | પારકાંનુ, | પારકાનુ |
| , | ૨૧ | દોષપનિ | દોષપતિ |
| ૫૦ | ૧૭ | કુદતું | કૂદતું |
| ,, | ૧૯ | તારોએ | તારો એ |
| ,, | ૨૧ | નિરસતાનો | નીરસતાનો |
| ૫૧ | ૭ | મોહાદીનો | મોહાદિનો |
| ૫૨ | ૨૧ | ચક્રે | ચક્રે |
| ૫૧ | ૧૮ | કર્મકોશળ | કર્મકોશલ |
| ૫૨ | ૮ | ખોરાક | ખોરાક |
| ૫૨ | ૯ | મારી | મરી |
| ૫૨ | ૧૬ | કેહેવું | કહેવું |
| ૫૨ | ૧૭ | કુતરાને | કૂતરાને |
| ૫૩ | ૨૨ | પિપળો | પીપળો |
| ૫૩ | ૨૯ | કલપ્યા | કલ્પ્યા |
| ૫૪ | ૧૮ | નક્સો | નકશો |
| ૫૫ | ૨ | વીના | વિના |
| ૫૭ | ૯ | એમથી | એમાથી |
| ૫૭ | ૧૨ | સવસ્થળે | સર્વસ્થળે |
| ૫૭ | ૧૫ | કક્ષના | કક્ષાના |
| ૫૭ | ૧૬ | ઉંડું | ઊંડું |
| ૫૭ | ૨૩ | સંશોધન | સંશોધન |
| ૫૮ | ૧૫ | ઉઘાડી | ઉઘાડી |
| ૫૮ | ૧૯ | પ્રવિત્ર | પવિત્ર |
| ૫૮ | ૨૪ | વાન્સલ્ય | વાત્સલ્ય |
| ૫૮ | ૨૫ | બતાવે છે | બજાવે છે |
| ૫૯ | ૫ | પ્રર્થના | પ્રાર્થના |
| ૬૦ | ૨ | જ્યાસુધી | જ્યાસુધી |
| ૬૦ | ૨ | ત્યાસુધી | ત્યાંસુધી |
| ૬૦ | ૦ | — | વિમસ |
| ૬૦ | ૮ | ત્યાસુધી | ત્યાંસુધી |
| ૬૦ | ૧૨ | સંસ્કરો | સંસ્કારો |
| ૬૦ | ૧૫ | આદશ | આદર્શ |
| ૬૦ | ૧૬ | બધા | બધા |
| ૬૦ | ૧૭ | સુંદર | સુંદર |
| ૬૦ | ૨૧ | દુષુશન | દૂષણ |
| ૬૦ | ૨૮ | ક્ષત્રિયોને | ક્ષત્રિયોને |
| ૬૧ | ૪ | મળવનુ | મળવાનુ |
| ૬૧ | ૮ | વિશ્વાના | વિશ્વના |
| ૬૧ | ૧૮ | પ્રજોત્પતિ | પ્રજોત્પતિ |
| ૬૧ | ૨૬ | વ્યાપારીને | વ્યાપારી ને |
| ૬૨ | ૯ | દમ | દમ |
| ૬૨ | ૯ | તપ શૌચ | તપ શૌચ |
| ૬૨ | ૧૫ | આપતા | આપતાં |
| ૬૨ | ૧૫ | નદી | નદીં |
| ૬૨ | ૧૫ | પ્રજાનુ | પ્રજાનું |

| પૃષ્ઠ | લાઈન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | ૧૦ | બિમારી | બીમારી |
| | ૧૮ | — | શિયાળાનું |
| | ૨૯ | નિંદ્રાવત | નિદ્રાવત્ |
| | ૧ | ઉંડા | ઊંડા |
| | ૧ | કુટુબને | કુટુંબને |
| ,, | ૨ | પહોચે | પહોંચે |
| ,, | ૩ | મુંગા | મૂંગા |
| ,, | ૧૯ | જલસહાયકક્ડ | જળસહાયકફંડ |
| ,, | ૨૭ | પૂ રાપૂરા | પૂરેપૂરા |
| ૩ | ૬ | રેહેતો | રહેતો |
| ૩ | ૭ | મજુરીની | મજૂરીની |
| ૩ | ૨૧ | વિહૃણાં | વિહોણાં |
| ૬ | ૨૪ | સુણે ? | સુણે ? |
| ૭ | ૧ | સંપતિ | સંપત્તિ |
| ,, | ૩ | સપષ્ટ | સ્પષ્ટ |
| ,, | ૧૧ | મીજબાની | મિજબાની |
| ૭ | ૧૫ | દાતર | દાતાર |
| ૮ | ૨ | સ્થળોઓ | સ્થળો |
| ,, | ૫ | કુમનશીબીનો | કમનસીબીનો |
| ,, | ૬ | વેજીનુ | વેજીનું |
| ,, | ૮ | સાંડીડા | સાંઢીડા |
| ,, | ૯ | (અહીતો) | (અહીંતો) |
| ,, | ૩૦ | ખપાડવાની | ખપાવવાની |
| ૯૦ | ૧૪ | તેડુ | તેડું |
| ૯૧ | ૧૦ | બંધકર્તા | બંધનકર્તા |
| ,, | ૧૦ | ઉલટી | ઊલટી |
| ,, | ૨૯ | પમે | પામે |
| ૯૨ | ૧ | પરહાર | પરિહાર |
| ,, | ૮ | જ્યસુધી | જ્યાંસુધી |
| ,, | ૧૭ | સન્મવય | સમન્વય |
| ,, | ૧૯ | જાનમર્દનનન | જાતમર્દનતને |
| ,, | ૨૮ | છતાં | છતાં |
| ૯૩ | ૧૨ | ઓઘુ | ઓધું |
| ,, | ૨૫ | સૌદર્ય | સૌંદર્ય |
| ,, | | | |

| પૃષ્ઠ | લાઈન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૩ | ૧૮ | સ્વદેશીવૃત | સ્વદેશીવ્રત |
| ,, | ૧૯ | ગાંધીજી એ | ગાંધીજીએ |
| ૯૪ | ૩ | પૂણ | પૂર્ણ |
| ,, | ૮ | લોકેને | લોકોને |
| ,, | ૯ | રચનારક | રચનાત્મક |
| ,, | ૨૩ | મુસલમન | મુસલમાન |
| ૯૫ | ૧ | — | નમોઉવજઝાયાણં પહેલાં નમો આયરિયાણં જોઈએ. |
| ,, | ૧૭ | કયુ ? | કર્યું ? |
| ૯૬ | ૧૦ | વહ્નિકા | વહ્લિકા |
| ૯૭ | ૧૦ | નરસીંહ | નરસિંહ |
| ૯૮ | ૧૧ | આવડતુ | આવડતું |
| ,, | ૨૩ | અશ્રધાની | અશ્રધ્ધાની |
| ,, | ૨૬ | શ્રધાળુ | શ્રધ્ધાળુ |
| ૯૯ | ૧૬ | હાની ? | હાનિ ? |
| ૧૦૦ | ૧૧ | નરસીંહ | નરસિંહ |
| ,, | ૧૫ | જનમ્યો | જન્મ્યો |
| ,, | ૨૦ | કોઈ | કોઈ |
| ૧૦૨ | ૧૦ | યહુદી | યહૂદી |
| ,, | ૨૭ | નહિં | નહિ |
| ૧૦૩ | ૬ | ભીસ્તાવાળા | ભિસ્તાવાળા |
| ,, | ૧૦ | માંખણુ | માખણુ |
| ,, | ૧૩ | ધ્રવકાંટાને | ધ્રુવકાંટાને |
| ૧૦૩ | ૧૪ | મેગનેટ | મેગ્નેટ |
| ૧૦૪ | ૧ | ઝોકનો | ઝોક તો |
| ,, | ૧૧ | યહુદી | યહૂદી |
| ૧૦૫ | ૨ | સમૃતિ | સ્મૃતિ |
| ,, | ૨૭ | વ્યાખાન | વ્યાખ્યાન |
| ૧૦૬ | ૨૦ | માત્રમા | માત્રમાં |
| ૧૦૭ | ૧૫ | દુર્બીનથી | દૂરબીનથી |
| ,, | ૨૪ | ડુબકી | ડૂબકી |
| ૧૦૮ | ૩ | ચોકસજ | ચોક્કસ |
| ,, | ૩૦ | કુવો | કૂવો |
| ,, | ૩૧ | કુવા પોસે | કૂવા પાસે |

| પૃષ્ઠ | લાઇન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩૭ | ૪ | નાગરતો | નાગર તો |
| ૧૩૭ | ૬ | — | નાગરતો |
| ૧૩૭ | ૮ | ચક્ચકીત | ચકચકિત |
| ૧૩૭ | ૧૧ | લવ | લાવ |
| ૧૩૭ | ૧૩ | ખાતુ-ખાતાં | ખાતાં-ખાતાં |
| ૧૩૭ | ૧૩ | — | જોયા |
| ૧૩૭ | ૧૪ | વરંવાર | વારંવાર |
| ૧૩૭ | ૧૫ | — | ચોથી |
| ૧૩૭ | ૧૬ | રહ્યાબાદ | રહ્યા બાદ |
| ૧૩૭ | ૧૯ | — | ખોળવાનું |
| ૧૩૭ | ૧૯ | મૂળસ્વદ | મૂળસ્વાદ |
| ૧૩૭ | ૨૦ | — | ખોળું છું |
| ૧૩૭ | ૨૦ | — | ખાવાની |
| ૧૩૭ | ૨૨ | ઉટ | ઊંટ |
| ૧૩૭ | ૨૭ | ફ્ળે | ફ્ળો |
| ૧૩૭ | ૨૯ | તામાસક | તામસિક |
| ૧૩૭ | ૨૯ | — | ખોરાકમાં |
| ૧૩૮ | ૭ | છોડનાર | છોડાવનાર |
| ૧૩૮ | ૧૦ | — | ગાયના |
| ૧૩૮ | ૧૪ | સતા | સરતા |
| ૧૩૯ | ૧ | જીતાવા | જિતવા |
| ૧૩૯ | ૧ | કાપિક | કાયિક |
| ૧૩૯ | ૨ | બીલ્કુલ | બિલકુલ |
| ૧૩૯ | ૩ | નૃત્કિાઓ, | નર્તિકાઓ |
| ૧૩૯ | ૮ | બ્રહ્મર્ચયના | બ્રહ્મચર્યના |
| ૧૩૯ | ૧૧ | — | રાત્રે |
| ૧૩૯ | ૧૪ | જાઇએ | જોઇએ |
| ૧૩૯ | ૧૫ | નિવડે છે | નીવડે છે |
| ૧૩૯ | ૨૨ | કટીબધ્ધ | કટિબધ્ધ |
| ૧૩૯ | ૨૩ | ઉંઘ | ઊંઘ |
| ૧૩૯ | ૨૬ | પરહરી | પરહરિ |
| ૧૪૦ | ૪ | — | થાય છે |
| ૧૪૦ | ૬ | — | કરવો |
| ૧૪૦ | ૧૧ | — | ચરિત્રોનું |
| ૧૪૦ | ૧૧ | — | ન ખાવાનું |
| ૧૪૦ | ૧૩ | — | કરી તો |
| ૧૪૦ | ૧૪ | શશક્ત | સશક્ત |
| ૧૪૦ | ૧૬ | નિયમેથી | નિયમોથી |
| ૧૪૦ | ૨૫ | — | હાનિ |
| ૧૪૦ | ૨૬ | — | વિજયના |
| ૧૪૧ | ૧૧ | હુકો | હોકો |
| ૧૪૧ | ૧૬ | મટે | માટે |
| ૧૪૧ | ૨૨ | ઘોરાતિઘેરં | ઘોરાતિઘોરં |
| ૧૪૨ | ૨ | છિનવી | છીનવી |
| ૧૪૨ | ૧૦ | — | વિવેક |
| ૧૪૨ | ૨૯ | ખુએ | ખોએ |
| ૧૪૨ | ૨૯ | — | સત્પ્રયત્નનાં |
| ૧૪૩ | ૬ | દુષણોને | દૂષણોને |
| ૧૪૩ | ૯ | દઢો | દાઢો |
| ૧૪૩ | ૧૦ | અનુકળ | અનુકૂળ |
| ૧૪૩ | ૧૭ | કાંતો | (ન જોઇએ) |
| ૧૪૩ | ૧૭ | ટેકા | ટેકો |
| ૧૪૩ | ૧૮ | માંસાહરીઓ | માંસાહારીઓ |
| ૧૪૩ | ૨૧ | વર્જય | વર્જ્ય |
| ૧૪૩ | ૨૨ | હીરાનૂમા | હીરોહીરા |
| ૧૪૩ | ૨૩ | શાનુગત | વંશાનુગત |
| ૧૪૪ | ૨ | અસરે | અસારે |
| ૧૪૪ | ૩ | — | ભૂખમરાને |
| ૧૪૪ | ૪ | વેસ્યગમનદ્વારા | વેસ્યાગમનદ્વારા |
| ૧૪૪ | ૫ | — | હાનિ તો |
| ૧૪૪ | ૭ | પોત્સાહન | પ્રોત્સાહન |
| ૧૪૪ | ૨૨ | ગુડયા | ગૂડયા |
| ૧૪૪ | ૨૬ | સાની | સાંની |
| ૧૪૪ | ૨૬ | અહી | અહીં |
| ૧૪૫ | ૧ | દુખદ | દુઃખદ |
| ૧૪૫ | ૧ | પરણામ | પરિણામ |
| ૧૪૫ | ૫ | મસાહાર | માંસાહાર |
| ૧૪૫ | ૮ | ફનરાં | ફેનરાં |

| પૃષ્ઠ | લાઇન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩૭ | ૪ | નાગરતો | નાગર તો |
| ૧૩૭ | ૬ | — | નાગરતો |
| ૧૩૭ | ૮ | ચકચકીત | ચકચકિત |
| ૧૩૭ | ૧૧ | લવ | લાવ |
| ૧૩૭ | ૧૩ | ખાત-ખાતાં | ખાતાં-ખાતાં |
| ૧૩૭ | ૧૩ | — | જોયા |
| ૧૩૭ | ૧૪ | વરંવાર | વારંવાર |
| ૧૩૭ | ૧૫ | — | ચોથી |
| ૧૩૭ | ૧૬ | રહ્યબાદ | રહ્યા બાદ |
| ૧૩૭ | ૧૯ | — | બોળવાનું |
| ૧૩૭ | ૧૯ | મૂળ્સ્વદ | મૂળસ્વાદ |
| ૧૩૭ | ૨૦ | — | બોળું છું |
| ૧૩૭ | ૨૦ | — | ખાવાની |
| ૧૩૭ | ૨૨ | ઉટ | ઊંટ |
| ૧૩૭ | ૨૭ | ફૂળે | ફૂળો |
| ૧૩૭ | ૨૯ | તામાસક | તામસિક |
| ૧૩૭ | ૨૯ | — | ખોરાકમાં |
| ૧૩૮ | ૭ | છોડનાર | છોડાવનાર |
| ૧૩૮ | ૧૦ | — | ગાયના |
| ૧૩૮ | ૧૪ | સના | સરતા |
| ૧૩૯ | ૧ | જીતાવા | જિતવા |
| ૧૩૯ | ૧ | કાપિક | કાયિક |
| ૧૩૯ | ૨ | બીલ્કુલ | બિલ્કુલ |
| ૧૩૯ | ૩ | નૃતિકાઓ, | નર્તિકાઓ |
| ૧૩૯ | ૮ | બ્રહ્મર્ચયના | બ્રહ્મચર્યના |
| ૧૩૯ | ૧૧ | — | રાત્રે |
| ૧૩૯ | ૧૪ | જોઇએ | જોઇએ |
| ૧૩૯ | ૧૫ | નિવડે છે | નીવડે છે |
| ૧૩૯ | ૨૨ | કદીપથ્ય | કદિઅપથ્ય |
| ૧૩૯ | ૨૩ | ઉંઘ | ઊંઘ |
| ૧૩૯ | ૨૬ | પરદરી | પરહરિ |
| ૧૪૦ | ૪ | — | થાય છે |
| ૧૪૦ | ૬ | — | કરવો |
| ૧૪૦ | ૧૧ | — | ચરિત્રોનું |
| ૧૪૦ | ૧૧ | — | ન ખાવાનું |
| ૧૪૦ | ૧૩ | — | કરી તો |
| ૧૪૦ | ૧૪ | શશકત | સશકત |
| ૧૪૦ | ૧૬ | નિયમેથી | નિયમોથી |
| ૧૪૦ | ૨૫ | — | હાનિ |
| ૧૪૦ | ૨૬ | — | વિજયના |
| ૧૪૧ | ૧૧ | હુકો | હોકો |
| ૧૪૧ | ૧૬ | મટે | માટે |
| ૧૪૧ | ૨૨ | ઘોરાતિઘેરં | ઘોરાતિઘોરં |
| ૧૪૨ | ૨ | છિનવી | છીનવી |
| ૧૪૨ | ૧૦ | — | વિવેક |
| ૧૪૨ | ૨૯ | ખુએ | ખોએ |
| ૧૪૨ | ૨૯ | — | સત્પ્રયત્નનાં |
| ૧૪૩ | ૬ | દુષણોને | દૂષણોને |
| ૧૪૩ | ૯ | દોઢ | દાઢો |
| ૧૪૩ | ૧૦ | અનુકળ | અનુકૂળ |
| ૧૪૩ | ૧૭ | કાતિ | (ન જોઇએ) |
| ૧૪૩ | ૧૭ | ટેકા | ટેકો |
| ૧૪૩ | ૧૮ | માંસાહરીઓ | માંસાહારીઓ |
| ૧૪૩ | ૨૧ | વર્જ્ય | વર્જ્ય |
| ૧૪૩ | ૨૨ | હીરાનૂમા | હીરાહીરા |
| ૧૪૩ | ૨૩ | શાનુગત | વંશાનુગત |
| ૧૪૪ | ૨ | અસરે | અસારે |
| ૧૪૪ | ૩ | — | ભૂખમરાને |
| ૧૪૪ | ૪ | વેસ્યગમનદ્વારા | વેસ્યાગમનદ્વારા |
| ૧૪૪ | ૫ | — | હાનિ તો |
| ૧૪૪ | ૭ | પોત્સાહન | પ્રોત્સાહન |
| ૧૪૪ | ૨૨ | ગુડયા | ગૂડયા |
| ૧૪૪ | ૨૬ | ત્યાની | ત્યાંની |
| ૧૪૪ | ૨૬ | અહી | અહીં |
| ૧૪૫ | ૧ | દુખદ | દુઃખદ |
| ૧૪૫ | ૧ | પરણામ | પરિણામ |
| ૧૪૫ | ૫ | મસાહાર | માંસાહાર |
| ૧૪૫ | ૮ | કુતરાં | કૂતરાં |

| પૃષ્ઠ | લાઇન | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | લાઇન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૫૫ | ૧ | મટે | માટે | ૧૫૮ | ૨૬ | આર આસુ | ઔર આંસુ |
| ૧૫૫ | ૭ | નિધન | નિર્ધન | ૧૫૯ | ૪ | સઝઝ | સુઝઝ |
| ,, | ૧૩ | રષ્ટ્ર | રાષ્ટ્ર | ૧૬૦ | ૧ | સંતાને ને | સંતાનોને |
| ,, | ૧ | હેશ | હોંશ | ૧૬૦ | ૨ | ભડુઓ | ભાંડુઓ |
| ૧૫૫ | ૧૮ | મડ | માંડ | ૧૬૦ | ૭ | કલ્પન છે | કલ્પના છે |
| ૧૫૫ | ૨૧ | સત | સાત | ૧૬૦ | ૧૮ | િષે | વિષે |
| ,, | ૨૬ | બીમએ | બીમાએ | ૧૬૧ | ૨૨ | બાંધ્યું | બાંધ્યું |
| ,, | ૨૮ | બીમનેજ | બીમાનેજ | ૧૬૮ | ૪ | મેટા | મોટા |
| ૧૫૬ | ૪ | નાકામથી | નાકામાંથી | ૧૬૯ | ૪ | કુરુક્ષિશ | કુરૂક્ષિશ |
| ૧૫૬ | ૯ | ગોઝરા | ગોઝારા | ૧૭૩ | ૧૬ | ધંધાદારીઓ જતનનું | ધંધાદારીઓનું જતન |
| ,, | ૧૦ | રેટી | રોટી | ૧૭૪ | ૨ | જયપ્રકાસનારાયણ | જયપ્રકાશનારાયણ |
| ,, | ૨૩ | જરરી | જરૂરી | ૧૭૫ | ૨૧ | મિથાય | મિચાય |
| ૧૫૭ | ૬ | જેનાં | જેના | ૧૭૫ | ૨૮ | કેટલે | કેટલો |
| ૧૫૮ | ૧૮ | ગ્યું | ગયું | ૧૭૬ | ૧૮ | ધધો | ધંધો |
| ,, | ૧૯ | જોઇએ | જોઇએ | ૧૮૦ | ૬ | બેઠા છે | બેઠો છે. |
| ,, | ૨૫ | બાવજી | બાવાજી | ૧૮૧ | ૩ | ધારા | ધરા |



॥ ૐ મૈયા ॥